# માર્કોપોલોનો પ્રવાસ.

## ભૂમિકા*

રાજાધિરાજ, ભૂપતિ, ઠાકોર, અમીર, સરદાર અને તમામ વર્ગના લોકો, જેમને મનુષ્યજાતિની ભિન્ન ભિન્ન સ્થિતિઓ વિષે તેમજ પૂર્વ ખંડના તમામ દેશોના પ્રાંત, રાજ્ય, અને વિભાગ વિગરેનું જ્ઞાન મેળવવાની ઈચ્છા હોય તે આ ગ્રંથ પૂરું વાંચો અને તેમાં તમને મુખ્યત્વે કરીને આર્મીનીઆ, ઈરાન, હિંદુસ્તાન અને તેની આસપાસના પ્રદેશ તથા તાતાર દેશની પ્રજાઓની ચિત્ર વિચિત્ર રીતભાતનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થશે, કેમકે આ ગ્રંથમાં વ્હેનીસના એક વિદ્વાન ગૃહસ્થ માર્કો પોલોએ તેમનું પ્રત્યેકનું સવિસ્તર વર્ણન કરેલું છે તથા તેમાં જે તેણે બીજાઓ પાસેથી સાંભળેલી હકીકત ખુલ્લી રીતે જેવી મળી તેવી, પણ ઇલાયદી, બતાવી છે. આ પુસ્તકમાં જે લખવામાં આવ્યું છે તે સત્ય રીતે જે જોયું તથા સાંભળ્યું તેજ છે. વળી એ પણ જાણવું જોઇએ કે આવા આદમની ઉત્પત્તિથી તે અદ્યાપિપર્યંત કોઇપણ મૂર્તિપૂજક, મુસલમાન, ખ્રીસ્ત કે પછી ગમે તે જાતિનો અને ગમે તે પદ્વીનો હોય તેમાંથી કોઇએ, માર્કો પોલોએ જે જે જોયું છે અને પોતે જાતે તપાસ કરીછે તેટલું કર્યું નથી. એ માર્કો પોલો જ્યારે ઇસ્વી સન ૧૨૯૫† માં જીનોઆના કારાગ્રહમાં હતો ત્યારે તેને એવી ઈચ્છા થઈ કે તેણે જે જે જોયું હતું તેનું વર્ણન જેઓ

* આ ભૂમિકા માર્સડને આપી નથી. ફ્રાન્સની ભૂગોળજ્ઞાનવર્ધક મંડળીએ પસિદ્ધ કરી હતી. ઈટાલીયન ગ્રંથોમાં આ ભૂમિકા સ્વલ્પ સંકેતમાં લખાયલી ઓનીએ પ્રસિદ્ધ કરેલા ગ્રંથમાં જોવામાં આવેછે.

† ફ્રેંન્ચ ભાષાંતરોમાં આ સાલ ઇસ્વી સન ૧૨૯૮ ની આપી છે જે ઈટાલીયન ભૂમિકાઓમાં આપેલી છે તેજછે.

નજરે જોવા પ્રવાસ કરવા અશક્ત છે તેમને વાસ્તે કરવું જોઇએ. એમ ધારી તેણે પોતાની નોંધ ઉતરાવી. આ નોંધ માસ્ટર રસ્ટીસીઅેલો જે માર્કોપોલોની સાથેજ કારાગ્રહમાં હતો તેણે ઉતારી લીધી અને ગ્રંથના ત્રણ વિભાગ પાડ્યા.

## પ્રકરણ ૧.

૧. વાંચનારને જણાવવું જોઇએ કે જ્યારે કાન્સ્ટાન્ટીનોપલનો[1] રાજાધિરાજ બીજો બાલ્ડવીન હતો, જ્યાં વ્હેનીસ શહેર તરફથી એક માજીસ્ટ્રેટ[2] રાખવામાં આવતો હતો, તે સમયે એટલે ઈસ્વી સન ૧૨૫૦[3].

---

૧ આ બાલ્ડવીન બીજો જે ફ્લાન્ડર્સનો કાઉન્ટ હતો તથા ફ્રાન્સના રાજા નવમા લુઇનો ભત્રીજો થતો હતો, તેણે ઇસ્વી સન ૧૨૩૭ થી તે ૧૨૬૧ સુધી રાજ્ય કર્યું હતું. કાન્સ્ટાન્ટીનોપલના લાટીન રાજાધિરાજમાંનો છેલો હતો.

૨ ઇસ્વીસન ૧૨૦૪ માં કાન્સ્ટાન્ટીનોપલ તથા ગ્રીસ (યુનાનદેશ) ના કેટલાક પ્રાંતો, ફ્રાન્સ અને વ્હેનીસ શહેરે મળી જીતી લીધા હતા. વ્હેનીસ શેહેર તરફથી પ્રખ્યાત થએલા હેનરી દન્ડોલોને હાકમી ઉપર મુકવામાં આવ્યો હતો. જ્યારે જીતેલા દેશોની વ્હેચણી થઇ ત્યારે મોટો ભાગ વ્હેનીસ શેહેરને આપવામાં આવ્યો હતો. વળી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કાન્સ્ટાન્ટીનોપલ શેહેરના આઠ ભાગમાંથી ત્રણ ભાગ વ્હેનીસ શેહેર તરફથી ભોગવવામાં આવે, જે પ્રમાણે વસુલાત તથા ન્યાય વિગેરેનું કામ વ્હેનીસ તરફથી ઈલાયદુંજ કરવામાં આવતું હતું. જે માજીસ્ટ્રેટ હોય (જેને ડોજ એટલે રાજ્યનો ગુલામ કહેતા હતા) તેને પોતાના હોદ્દાનો મુકામ છોડવાની પરવાનગી નહોતી. આ પ્રવાસીઓ જ્યારે આવ્યા ત્યારે જે અધિકારી હતો તેનું નામ પોન્ટી ડી વેલેકસીઆ હતુ અને જ્યારે લાટીન લોકો પાસેથી કાન્સ્ટાન્ટીનોપલ પાછું જીતી લેવામાં આવ્યું ત્યારે જે અધિકારી હતો તેનું નામ ગ્રાડેનીગો હતું.

૩ માર્સડન લખેછે કે આ ગ્રંથની જે જે આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ છે તે સર્વમાં આ વર્ષ જોવામાં આવે છે, પરંતુ તે અસંભવિત છે. બ્રીટીશ મ્યુઝીયમ અને બર્લીનના પુસ્તક સંગ્રહોમાં રાખેલા આ ગ્રંથની નકલોમાં ઇસ્વી સન ૧૨૫૨ ની સાલ છે; પરંતુ પાછળથી જે જે હકીકતો

મા માર્કો પોલોનો પિતા નીકોલો અને તેનો ભાઈ માફીઓ જે આબરૂદાર તથા પ્રવીણ હતા તેઓ કેટલોક કીમતી અને નાનાપ્રકારનો માલ લઇ વહાણ ઉપર ચઢયા અને સહીસલામત કાન્સ્ટાન્ટીનોપલ આવ્યા પોતાના વ્યાપાર સબધી કામકાજો ઉપર પુખ્ત વિચાર કરી સારો નફો કમાઇ વ્યાપાર વધારવાના હેતુથી તેમનો નિશ્ચય થયો કે તેમણે યુક્ઝાઇન (કાળો સમુદ્ર) ની સફર કરવી આ હેતુથી તેમણે કેટલીક કીમતી ઝવેરાતની ખરીદી કરી અને કાન્સ્ટાન્ટીનોપલથી નીકળી યુક્ઝાઇન સમુદ્રને રસ્તે તેઓ સોલડાયાર બદરે ઉતર્યા અહીંથી તેઓ ઘણા દિવસે ઘોડાની

---

બની તેનો અનુક્રમ તથા તેની સભાવના જોતા એમ સાબીત થાયછે કે તેમનું પ્રવાસ અર્થે કાન્સ્ટાન્ટીનોપલથી પ્રથમ નિકળવુ તેરમો સૈકો અધવાર્યા પછી થોડેક વર્ષે એટલે ઘણુંકરી ઇસ્વી સન ૧૨૫૫ પહેલા તો નજ થએલુ હોવુ જોઇએ તેઓ કાન્સ્ટાન્ટીનોપલમા કેટલો વખત રહ્યા તે કહેવામા આવ્યુ નથી આમ છતા તથા સમયોમા કેટલોક તફાવત છતા આશ્ચર્ય લાગેછે કે બેન અને પારીસમા છપાયલી આવૃત્તિઓનો પ્રસિદ્ધકર્તા તેમજ મ્યુલર અને બરજીરન જેવા વિદ્વાનો આ તેમના નિકળવાની સાલ ઇસ્વી સન ૧૨૬૯ બતાવે છે, જે સમયે બીજા બાલ્ડવીનને પદભ્રષ્ટ થયાને આઠ વર્ષ વીતી ગયા હતા. આ માલ ખરૂ જોતા તેમના તાર્તરીના પ્રથમ પ્રવાસમાથી સીરીયામા આવ્યા તે છે

૧ વ્હેનીસ શેહેરનો પ્રતાપ, સમૃદ્ધિ, અને તેની રાજકીય મહત્તા માત્ર તેના વ્યાપારથીજ વધેલી હોવાથી વ્યાપારનો ધધો ત્યા ઘણો આબરૂદાર મનાતો હતો તમામ વર્ગના લોક દૂરના પ્રદેશો સાથે વ્યાપાર ચલાવતા હતા આ અગત્યના નગરને ઇસાયાએ જે વિશેષણો ટાયર નગરને લગાડ્યા છે તે સારી રીતે લગાડી શકાય તેમ હતુ રિદ્ધિ સિદ્ધિથી ભરપુર, જ્યાના વ્યાપારીઓ રાજા સમાન અને જેના હલકામા હલકા વેપાર કરનારાઓ પૃથ્વિ ઉપરના આબરૂદારોમા પ્રસિદ્ધ હતા તેવુ એ નગર હતું

૨ મધ્યકાળમાં જેને હાલ સુડાક કહેછે તેને સોલડાયા કહેતા હતા આ બદર રૂશીઆની દક્ષિણે આવેલા ક્રીમીઆ અથવા તૌરીક કરસોનીસના દક્ષિણ પ્રદેશમા આવેલુ છે એનું આમ વર્ણન કરવામા આવ્યુ છે — "ક્રીમીઆ પ્રાતના દક્ષિણ બાગ તરફ જાણે એક અણીદાર ખુણો અથવા નાખર ઉપર આવેલુ હોય તેમ સાઇનોપે શહેરની બરોબર સામે સોલડાયા નામે શેહેર આવેલું છે અહીં તમામ તુર્કી વ્યાપારીઓ જે ઉત્તર દેશો

સવારીથી પશ્ચિમ તાર્તરી લોકોના સત્તાવાન સરદાર બરકાખાનના[1] દરબારમાં આવ્યા. આ બરકાખાન પોતાની રાજધાનીનાં શેહેર બોલગાર અને અરસરામાં[2] રહેતો હતો. તાર્તરી પ્રજામાં અત્યાર સુધી જે ઉદાર અને કેળવાયલા રાજાઓ થયા તે સર્વેથી ઉત્તમ તરીકે આ રાજાનું માન હતું આ પ્રવાસીઓના આવવાથી તેણે ઘણો સંતોષ પ્રદર્શિત કર્યો અને ઘણો આદર સત્કાર આપ્યો. આ સભ્યતા બતાવવામાં આવી તેના પ્રત્યુપકારમાં તેમણે બતાવેલી ઝવેરાતથી રાજા જ્યારે ખુશ થયો ત્યારે તે ઝવેરાત તેઓએ ભેટ કરી દીધી. આ ભાઇઓની આવી ઉદારતા જોઈ બરકાખાન તો ચકિત થઈ ગયો, અને પોતાની ઉદારતા તેમની ઉદારતા કરતાં કંઈ ન્યૂન ગણાય નહીં માટે તેમને ભેટ કરેલી ઝવેરાતથી બમણી કીમત આપી, એટલુંજ નહિ પણ, બીજી કેટલીક અમુલ્ય ચીજોની ભેટ કરી.

આ રાજાના રાજ્યમાં એક વર્ષ રહ્યા પછી બન્ને ભાઇઓને સ્વદેશ

---

સાથે વ્યાપાર ચલાવેછે તે આવેછે ત્યારે અને પાછા જતાં પણ તેમને રૂશીઆમાં થઇ જવું પડે છે તેથી વ્યાપારીઓના સમુહનું આ મુખ્ય મથક છે." પરકાસ; પુસ્તક ૩. પાનું ૨.

૧ આ તાર્તર રાજાને સામાન્ય રીતે બરેક કહેવામાં આવેછે. આ બરકાખાન જે જંગીઝખાનના મોટા પુત્ર તુશીના પુત્ર બાતુનો ભાઈ થતો હતો, તેને પોતાના દાદાના રાજ્યના ભાગ તરીકે કપચક, અલ્લાન, રૂસ અને બુલગારના દેશો વારસા તરીકે મળ્યા હતા. તે ઇસ્વી સન ૧૨૫૬માં મરણ પામ્યો હતો.

૨ બોલગર, બુલગર, અથવા બુલધાર. એ નામનું તાર્તરીમાં શેહેર તથા તેજ નામે નામ પ્રાંતછે. વોલગા નદીની પૂર્વ તરફ છે. એમાં હાલ બશકીરલોકો વસેછે. બુલગેરીયા તે આ બુલગર છે એમ સમજવું નહિ. અરસરા શેહેર તે હાલ જેને સરાય કહેછે તેજ છે. આરબી ભાષાના નિયમ પ્રમાણે "અલ" ઉપસર્ગ આગળ મુકવાથી સંધિ નિયમ પ્રમાણે અરસરાય થાયછે. તે વોલગા અથવા એકતુબા નદીના પૂર્વ તીરે વસેલુ છે. બા લડુસી પીગોલેટી કહેછે કે આસ્ત્રાખાન શહેર છે તેજ જગાએ આ શહેર હતું; પરંતુ તેમ નથી. પુરાતન આસ્ત્રાખાન તો સરાય શેહેરની સાથેજ શહનશાહ તૈમુરે ઇસ્વી સન ૧૩૯૫ ના શીઆળામાં પાયમાલ કર્યું હતું. પુરાતન સરાય શેહેર આસ્ત્રાખાનની નજીકમાં સામે હતું.

પાછા ફરવાની ઉલટા થઇ, પરંતુ રાજા બરકાખાન અને પૂર્વ તાર્તરી લોકોના[1] સરદાર અલ્લાઉ વચ્ચે લડાઈ ઉઠવાથી તેમના વિચારમાં વિક્ષેપ પડયો. બન્ને સેનાઓ વચ્ચે મહા યુદ્ધ થયું; જેમાં અલ્લાઉની જીત થઇ. આથી રસ્તાઓ મુસાફરોને વાસ્તે ભયને લીધે બંધ થઈ ગયા, અને પ્રવાસી ભાઇઓને જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા ફરવું અશક્ય થઇ પડયું. તેમને ભલામણ કરવામાં આવી કે કાન્સ્ટાન્ટીનોપલ જવું હોય તો બરકાખાનના પ્રદેશને સીમાડે થઇ પૂર્વ તરફની દિશા લઇ એક ઉજ્જડ રસ્તે જવું. આ પ્રમાણે તેઓ પશ્ચિમ તાર્તરી લોકોના રાજ્યની સરહદ ઉપર આવેલા ઔકાક[2] શેહેરમાં આવ્યા. આ જગા તેઓ છોડી

૧ પૂર્વ તાર્તરી એ નામ પશ્ચિમ અને કહીએ તો વાચ્ય કોણના તાર્તરી શબ્દના સબંધમાં અપાયલુ છે; પરંતુ તેમનું રાજ્ય ઈરાન અને ખુરાસાનના પ્રદેશોથી વધારે પૂર્વ તરફ ફેલાયું નહોતું પશ્ચિમ તાર્તરી લોકો વોલગા નદીની નજીકના પ્રદેશો સુધી વસ્યા હતા, અને ત્યાંથી યુરોપની સીમા સુધી પ્રસર્યા હતા. તેમનો સરદાર જેનું નામ અત્રે અલ્લાઉ અથવા હુલાઉ લખવામા આવ્યું છે તે પ્રખ્યાત હુલાગુખાન હતો તે તુલી અથવા તુલવીનો પુત્ર હતો અને બાતુ, મગુ, તથા કુબ્લાખાનની સરખી પ્હેડીએ જંગીઝખાનનો પૌત્ર હતો પોતાનાભાઇ મગુએ રાજ્યના દક્ષિણ પ્રાંતોની હકુમત ઉપર એને નીમ્યાથી તે તાર્તરીની રાજધાની કારાકોરમ છોડી નિકળ્યો અને ઇ. સ ૧૨૫૫માં મોટી સેના સાથે જીહુન અથવા ઓકસસ નદી ઓળંગી પાર આવ્યો. બીજા વર્ષમાં એણે ઇસમાયલ લોકો જેમને મલાહીદેત નામ પણ અપાયુ હતું, તે જાતને પાયમાલ કરી આ જાતનું વર્ણન આગળ આપવામા આવશે. ત્યાથી પોતાની તરવાર બગદાદ તરફ ફેરવી અને ઇસવી સન ૧૨૫૮ મા સર કર્યું અબ્બાસી ખલીફાના છેલા રાજા મોસ્તાસમબિલ્લાને મારી નાખ્યો. ઇસવી સન ૧૨૫૯ માં મંગુ મૃત્યુ પામ્યો ત્યારે તે ઇરાક, બાબીલન જેમા આવેલું છે તે ઇરાક અને ખુરાસાનનો રાજા થયો તોપણ પોતાના ભાઇ કુબ્લાખાનની સાથે રાજ્યસેવા ધર્મ બરાબર પાળવો જારી રાખ્યો, કુબ્લાખાન મોગલ કુટુબમા મુખ્ય ગણાતો હતો અને ચીનમાં રાજ્ય કરતો હતો હુલાગુખાન પોતાની રાજ્યધાનીના તૌરીસ અથવા તબ્રીજ નગરમા ઇસવીસન ૧૨૬૫ મા ગુજરી ગયો.

૨ અબુલફીદા જેને ઓક્ક કહેછે તેજ આ શહેર છે તે નિરસંદેહ છે.

આગળ વધતા ગયા અને સ્વર્ગની ચાર નદીઓમાંની એક ગણાતી તૈમી-
સ[1] નદી ઓળંગી મુસાફરી કરતાં સત્તર દિવસ લાગ્યા, તેવા મહા રણને
પસાર કરી ગયા. આ મુસાફરીમાં જંગલમાં તંબુઓમા વસતા ભટકતા
આરબનાં ટોળાં શિવાય કોઇ પણ શેહેર, કીલ્લા અથવા કોઇ પણ
બાંધ કામ તેમના જોવામાં આવ્યાં નહીં. [2]અહીંથી તેઓ બુખારા[3]
શેહેરમાં આવ્યા. આ શેહેર સારી બાંધણીનું છે તથા તેજ નામના પ્રાંતમાં
આવેલું છે. તે ઇરાનના રાજ્યને તાબે હતુ અને મુખ્ય શેહેર ગણાતું
હતું; પરંતુ તેમાં બરક[4] નામનો જૂદો રાજા રાજ્ય કરતો હતો. આગળ
વધી શકવાને અશક્ત હોવાથી તેઓ આ નગરમાં ત્રણ વર્ષ રહ્યા
જ્યારે બન્ને ભાઇઓ બુખારામાં હતા ત્યારે એવું બન્યું કે એક
મહા બુદ્દિવાન અને સંસારમાં અગત્ય ધરાવનારો પુરૂષ ત્યાં આવ્યો. તે
આગળ કહેલા અલાઉ તરફથી એલચી તરીકે તાર્તરી લોકોનો મુખ્ય સર-

---

અહીંથી આપણા પ્રવાસીઓએ જૈક નદી ઉપર આવેલા તેજ નામના શે-
હેર ઉપર થઇ અગ્નિકોણ તરફ વળી સીહુન તરફ ગયા હશે તેમ જણાયછે.

૧ તૈમીસ નદી જે આપણા મુસાફરોએ પસાર કરી તે ઘણીજ
મોટી હોવાથી આ તેમણે સ્વર્ગ નદીની કલ્પના કરીછે તે યોગ્યજ છે, અને
તે સીહુન નદી જેને સીર કહેછે તેજ છે.

૨ અહીંઆં જે રણ બતાવવામાં આવ્યું છે તે સીહુન અથવા
સીરની નજીકમાં આવેલું છે; જે બુખારા જતા મુસાફરોને અવશ્ય ઓળં-
ગવું પડેછે.

૩ આ શેહેર આગળ થઇને આપણા મુસાફરોએ કયો રસ્તો લીધો
હતો તે નિશ્ચય કરવો સહેલ થાય છે. આ નામ ભાષાંતર કરનારાઓએ
કોઇપણ ભાષાભ્રમથી આડા ન હોવાનાં તેનું તેજ કાયમ રાખ્યું છે
તેથી ભ્રમ થતો નથી. આ શેહેરમાં તેઓ આવ્યા તેથી એમ જણાય છે
કે ક્રીમીઆથી ઉત્તર તરફ તેઓ વધ્યા હશે તેથી બુખારા આવતાં એમને
કારપીઅન સમુદ્રને મળનારી અનેક નદીઓ ઓળંગવી પડી હશેજ.

૪ આ બરક તે જેને "ફ્રેલસ" બરરકકાન અને "હુરબેલોટ" બરર-
કખાન કરીને લખેછે તે જગતાઇનો પ્રપૌત્ર થતો હતો. જગતાઈ જંગીઝ-
ખાનનો બીજો પુત્ર હતો. તેને વારસામા આકસસ નદીની આણી તરફનો

દાર અને રાજાધિરાજ કુબ્લાખાન[1] જે પોતાના રાજ્યની [2]ઇશાનકોણની છેક સરહદ ઉપર રહેતો હતો, તેના તરફ જવા નિકળ્યો હતો. આ અમીરે પ્રથમ કોઈ દિવસ ઇટાલીનો રહેવાસી દીઠો નહોતો તેથી આ બન્ને ભાઇઓ, જે આ વખત તાર્તર ભાષામાં સારા પ્રવીણ થઇ ગયા હતા તેમની સાથે મુલાકાત અને વાતચિત થતાં ઘણો પ્રસન્ન થયો. થોડાક દિવસ તેમની સાથે ગાળ્યા અને તેમની વર્તણુક તથા આચાર વિચારથી ઘણો સંતોષ પામ્યો તેથી તેમને કુબ્લાખાનના દરબારમાં પોતાની સાથે

---

પ્રદેશ મળ્યો હતો, જે હાલ ઉઝબેક તાર્તરીલોકોના કબજામાં છે. એવું કહેવાયું છે કે, આ બરકે હુલાગુના પુત્ર આબક પાસેથી ખુરાસાનનું રાજ્ય પડાવી લેવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ આ ભૂલ થએલી હોય તેમ સંભવે છે, કારણ કે ઐતિહાસકોનો મોટો ભાગ બરકનું મૃત્યુ ઈસ્વી સન ૧૨૬૦ માં અને હુરબેલોટ તો ઇસ્વી સન ૧૨૪૦ મા થયુ તેમ જણાવેછે અને હુલાગુ તો ઇસ્વી સન ૧૨૬૫ માં મરી ગયો છે.

૧ મંગુએ કુબ્લાખાનને ચીન દેશનો હાકેમ બનાવ્યો હતો અને હુલાગુને એશીઆખંડની દક્ષિણ તરફના જે દેશો તે જીતે તેનો હાકેમ નીમ્યો હતો. દક્ષિણ તરફથી ઇસ્વી સન ૧૨૫૮ માં ચીન પાછા ફરી બીજે વર્ષે મંગુ સોચ્યુન પ્રાતમાં આવેલા હોચ્યુ શેહેરના ઘેરામાં મરણ પામ્યો. કુબ્લાખાન આ મરણ સમયે હુકુઆગ પ્રાતમાં હતો અને તેણે મુખ્ય શેહેર બહુચાંગફુ સર કરી લેવાનો પ્રયત્ન આગ્રહથી કર્યો, પણ તેના નહાના ભાઇ આર્ટાબેગે બળવો ઉઠાવ્યો તેથી તેને તે તરફ દોડવુ પડયું. આર્ટાબેગને મંગુએ કારાકોરમનો નાયબ હાકેમ નીમ્યો હતો મનજી અથવા દક્ષિણ ચીનના રાજા પાસેથી ખંડણી કબુલ કરાવી સંતોષ માની તે ઉત્તર તરફ દોડયો અને ઇસ્વી સન ૧૨૬૦ મા શાંગતુ શેહેરમા રહી રાજાધિરાજનું પદ ધારણ કર્યું. આ શેહેર પાછળથી તેનું ગ્રીષ્મઋતુનો નિવાસ થયુ હતું. પોતાના ભાઈ હુલાગુએ એલચી મોકલી તેને રાજાધિરાજનું પદ ધારણ કરવા અરજ કરી ત્યા સુધી તે થોભ્યો હતો, એમ કેટલાકનું કહેવું છે. આ એલચી બુખારામાં આવ્યો હતો તેજ હતો આ ઉપરથી તે સાલ ઈસ્વી સન ૧૨૫૮ ની ઠરે છે

૨ ખાનનું રહેવાનું ઠેકાણું ખટાઇ અથવા ઉત્તર ચીન હતું અહીંથી અને પાસેનો કરચીન પ્રદેશ જેમા શાંગતુ શેહેર છે ત્યાંથી ખાન ક્વચિતજ ખસતો.

આવવાનો આગ્રહ કર્યો; અને જણાવ્યું કે ખાન ઘણોજ ખુશ થશે, કારણ કે ઇટાલી દેશનો કોઇપણ પુરૂષ એના દેશમાં આવેલો નહોતો. વળી તેમની ઘણી રીતે ખાત્રી કરી આપી કે તે તેમને ઘણું માન આપશે તથા ઘણી મોટી બક્ષીસો કરશે. બન્ને ભાઇઓને ખાત્રીજ હતી કે સ્વદેશ જવાનો પ્રયત્ન કરતાં તેમને ઘણા ભય તુરતજ આવી પડશે તેથી આ સલામણ તેમણે સ્વીકારી અને સર્વ શક્તિમાન મહા પ્રભુનેજ શરણાગત થઈ તેઓ પેલા અમીરના કાફલા સાથે નીકળી પડ્યા તથા વ્હેનીસથી પોતાની સાથે આણેલા કેટલાક ખ્રીસ્તી નોકરો રાખ્યા. પ્રથમ તેમણે ઇશાનકોણ અને ઉત્તર તરફનો માર્ગ લીધો. રસ્તામાં પહાડોનું બરફ પીગળવાથી નદીઓમાં પુર ચઢી જતાં હતાં અને તેથી તેમને બરફ પીગળી જઇ પુર ઉતરી જાય ત્યાં સુધી અકસ્માત ઘણે સ્થળે રોકાવું પડતું હતું. તેથી પૂરે એક વર્ષે તેઓ ખાનની રાજધાનીના શહેરમાં આવી પહોંચ્યા. આ મુસાફરીમાં તેમણે ઘણી ઘણી વખાણવા લાયક વસ્તુઓ જોઇ, જે અત્રે ટાંકી નથી, કારણ કે માર્કોપોલોએ ગ્રંથમાં યોગ્ય સ્થળે તેમનું વર્ણન કરેલુંજ છે.

૨. કુબ્લાખાનની રૂબરૂ લઈ જઇ તેમની ઓળખ કરાવતાં ખાને પોતાની પદવીને ઘટે તેવીજ મમતા અને માયા બતાવી અને આ લોકો ઇટાલીના પ્રથમજ મુસાફર હોવાથી તેમને જાફતો આપીને તથા બીજી અનેક રીતે માન આપીને સંતુષ્ટ કર્યા. તેમની સાથે તેણે ઘણીજ માયાથી વાત કરી તથા પશ્ચિમ ગોળાર્ધના દેશો વિષે, રોમનોના[1] શહેનશાહ તથા બીજા ખ્રીસ્તી ધર્મ માનનારા રાજા તથા રાજકુમારો વિષે સારી પુછ પરછ કરી. વળિ આ બધાં રાજ્યો પરસ્પર કેટલું મહત્વ ધરાવેછે, દરેકના તાબામાં કેટલો દેશ છે, દરેક રાજાના દેશમાં તથા તેમના અંગીભૂત પ્રાંતોમાં ન્યાય કેવી રીતે અપાય છે, તથા રાજાઓ લડાઇના કામમાં કેવી રીતે કેળવાયલા છે તે વિષેની માહીતી આપવા ઇચ્છા જણાવી અને મુખ્યત્વે

૧ રોમનોના શહનશાહ ઉપરથી ગમેતો જુનાની અને ગમે તો રોમનોનો શહનશાહ જે કાન્સ્ટાન્ટીનોપલમાં રાજ્ય કરતો હતો તે સમજવો. યુરોપમાં તથા એશીયામાઇનરમાં જે દેશો હાલ તુર્કી રાજ્યને તાબે છે તે તમામને સાધારણ રીતે રૂમ અને તેમના વતનીઓને રૂમી કહેવામાં આવેછે.

કરી તેણે પોપના સંબંધમાં, તથા ધર્મનો કારભાર કેમ ચાલેછે તે સંબંધમાં તથા ખ્રીસ્તી ધર્મનાં તત્વો તથા તેમાં ચાલતી ભક્તિના નિયમો વિષે વધારે પુછગાછ કરી. આ લોકો સારા કેળવાયલા તથા ચતુર હોવાથી તેમણે વિગતવાર સંતોષકારક પ્રત્યુત્તરો આપ્યા તથા તાર્તરી (મુગલ) ભાષામાં તેઓ પ્રવીણ હતા તેથી યોગ્ય શબ્દોમાંજ ખાનને દર્શાવતા હતા. ખાનને રસ એટલો બધો પડયો કે તેમને તે પોતાની પાસે વારંવાર બોલાવતો હતો.

આ બન્ને ભાઇઓએ જે સવિસ્તર તથા સરળ માહીતી આપી તેથી પૂર્ણ રીતે જાણીતો થઇ ખાને પૂર્ણ સંતોષ જાહેર કર્યો, તથા પોપના તરફ પોતાના એલચી તરીકે જવા તેમની નીમનોક કરવી એવો વિચાર થવાથી, પોતાના પ્રધાનોનો અભિપ્રાય લઇ, ઘણીજ નમ્રતા તથા આજીજી સાથે રોમના ધર્માધિરાજ્ય તરફ એલચી તરીકે પોતાના ખોગાતલ નામના અધિકારી સાથે જવા વિનતી કરી. આમ કરવામાં પોતાનો હેતુ જણાવ્યો કે તેમણે પોપને વિનંતી કરવી કે તે ખાનના દેશમાં યોગ્ય અને ન્યાય પુરસ્સ વાદ વિવાદમાં ઘણા વિદ્વાન ગણાય તેવા સંપૂર્ણ સો વિદ્વાનોને મોકલી આપવા કૃપા કરે; ખ્રીસ્તી લોકો જે ધર્મ પાળે છે તે બીજા સર્વ ધર્મ કરતાં ચઢીઆતો છે તથા સર્વ કરતાં પ્રત્યક્ષ સત્ય ઉપર સ્થાપિત છે; તાર્તર લોકોના દેવ તથા તેમનાં ઘરમા પૂજાતી મૂર્તિઓ તે આસુરી છે અને પૂર્વના લોકો તેમને માનવામાં ભૂલ ખાયછે. વળી વધારે આગ્રહ કરીને કહ્યું કે ઇસુખ્રીસ્તની કબર આગળ જે દીવો બાળવામાં આવેછે તેમાંનું તેલ તેમણે જરૂર લેતાં આવવું, કારણ કે ઇસુખ્રીસ્તને તે માનેછે તથા સાચો દેવ ગણેછે. ‡ કુબ્લાખાનની આ વિનતી સાંભળતાંજ તેઓએ તેના આગળ મ-

‡ આ એલચીઓ મોકલ્યા તે સંબંધમા કઇ શક નહીં લેતાં આપણને શક જાયછે કે જે શબ્દો ખાન પાસે ખ્રીસ્તી ધર્મના માનાર્થે બોલાવવામાં આવ્યા છે તથા તાર્તર દેવોનો ધિક્કાર દર્શાવરાવ્યો છે તે ખ્રીસ્ત ભાષાંતર કર્તાઓના સ્વધર્મના આગ્રહને લીધે લખાયા હશે. કુબ્લાખાને જે વિદ્વાન માણસોને ખ્રીસ્ત ધર્મનો પાયો પોતાના દેશના જંગલી લોકોમાં નાંખવા તથા તેમને ઉપયોગી હુન્નરો વિગેરે શિખવવા બોલાવ્યા તેવો પૂર્વ તરફના અડધા સુધરેલા રાજાઓનો પ્રથમથીજ રીવાજ હતો જે જંગલી પ્રજાઓમાં કુરાન કંઇ અસર કરી શક્યું નહોતુ ત્યાં આવા માણસો વારંવાર બોલાવવામાં આવતા હતા. જે તેલ મંગાવ્યું તેના માહાત્મ્ય વિષે ચાર્ડીસ ઘણું લખેછે અને તે ઘણા લોકો પવિત્ર તરીકે ગણતા હતા.

રતક નમાવી ઘણું માન દર્શાવ્યું, પોતાની અંતઃકરણની આ કાર્ય કરી લાવવા ખુશી બતાવી, અને જણાવ્યું કે ખાન જે જે હુકમ કરશે તે તમામ બજાવવા પોતાનો સર્વસ્વ પ્રયત્ન કરશે. ખાને તાર્તરી ભાષામાં પોપના ઉપરનો પત્ર લખાવ્યો અને તેમના હાથમાં મૂક્યો. તેમને સુવર્ણના સહી સિક્કા સાથેનો પ્રવાસ પરવાનો× આપવા યોગ્ય અધિકારીઓને હુકમ કર્યો. આવો નિયમ ખાને રચાપ્યો હતો, જેથી ખાનના તાબામાં આવેલા તમામ મુલકમાં થઈ પ્રવાસ કરનારને પરવાનાથી પોતાના તમામ કાફલા સાથે એક મુકામથી બીજા મુકામ સુધી તે તે જગોના હાકેમો સહીસલામતથી પોચાડી આવતા તથા જે જે શેહેર, કિલ્લો, ગામ કે ગામડું, જ્યાં તેઓ મુકામ કરે ત્યાંથી ખોરાકી તથા સવડતા સંપૂર્ણ મળતી.

આ પ્રમાણે માન ભર્યું કામ લઈ તેમણે ખાનની રજા માગી અને મુસાફરીએ નિકળ્યા; પરંતુ વીસ દિવસની મુસાફરી કરી નહોતી એટલામાં તેમનો સાથી ખોગાતલ અલ્લાઉ+ નામના ગામમાં ઘણોજ માંદો થઈ ગયો. આવે પ્રસંગે શું કરવું તે તેમને કંઇ સુઝ્યું નહીં. જે હાજર હતા તેમની સલાહ લેતાં તથા માંદા અધિકારીની પોતાનીજ માગણી લક્ષમાં લેતાં તેને પાછળ મુકી તેમણે આગળ વધવું એ નિશ્ચય થયો. મુસાફરીમાં બાદશાહી પરવાનાથી તેમને ઘણી સુગમતા થઈ તથા જે જે જગાઓ તેમણે પસાર કરી ત્યાંથી પૂર્ણ દરકાર સાથે તમામ મદદ મળતી ગઈ. તેમનાં થએલાં ખરચ ચુકવી આપવામાં આવતાં, તથા આગળ રક્ષણના

× ચીકુઇ અથવા માનનો પરવાનો મોટા અધિકારીઓને તેમની નીમનોક વખતે આપવામાં આવતો હતો તેવું ચીનાઈ ગ્રંથોમાં ઘણી વાર કહેવામાં આવ્યું છે; આ પરવાનામાં તેમની પદી વિગેરે સોનેરી અક્ષરોમાં લખાતું હતું; આ પરવાનાથી મુસાફરીમાં તેમને બહુ લાભ મળતો. અહીં જે કહેવામાં આવ્યું છે તે આવીજ પ્રકારનો પરવાનો હશે એમ જણાય છે. કંતાનની સામાન્ય યુરોપીયન ભાષામાં શહનશાહની મોટી છાપ, સીલ, પરવાનો વિગેરે કહેવાય છે.

+ જે જગાએ ખોગાતલને છોડી આ લોકો આગળ વધ્યા તેનું નામ માર્સડને, તથા ફ્રાન્સમાં અને ઇટાલીમાં પ્રસિદ્ધ થએલી કેટલીક નકલોમાં, આપ્યું નથી.

બંદોબસ્તમાં માણસો આપવામા આવતા હતા આટલા બધા લાભ છતા તેમને અત્યત શીત, બરફ, જમીન ઉપર ઠરેલા બરફ, નદીઓમા આવતા પુર વિગેરેથી એટલી બધી કુદરતી મુસીબતો વેઠવી પડી કે તેમનો પ્રવાસ ઘણોજ કટાળા ભરેલો થઇ પડયો, અને આખરે ત્રણ વર્ષે નાના અથવા અતર આર્મીનીયામા આવેલા લાઓમસ[1] નામના નહાના બદરે આવી પહોચ્યા ત્યાથી સમુદ્ર માર્ગે તેઓ [2]એકર શેહેરમા ઇ સ ૧૨૬૮ ના એપ્રિલ માસમા આવ્યા અને ત્યાં ઘણી શોકજનક ખબર સાભળી કે પોપ ચોથો કલેમન્ટ[3] થોડાક સમય ઉપર ગુજરી ગયો છે

---

૧ લાએસસ નામ અમે લાટીન પુસ્તકો ઉપરથી આપ્યુ છે જેને માર્સડન ગયાઝા લખે છે, જે ઉચ્ચારો અપભ્રશ છે આ બદર સ્કેન્ડેરૂન અથવા ઇસસના અખાતના ઉત્તર કિનારા ઉપર આવેલું છે જેને અર્વાચીન ભૂગોળો અને નકશાઓમા લજાઝો અયાઝો, અયાસ્સો, લા અયાસ અને લયાસા એવા વિવિધ નામોથી લખવામા આવે છે

૨ એકર શહેર, જેનું ખરૂ નામ અકા છે તથા પુરાતની નામ ટોલમેઇ છે તે ક્રુઝેડના મહા ધર્મ સગ્રામમાં જોડાનારા ખ્રીસ્તીઓએ ઇ સ ૧૧૧૦ મા મુસનમાનો પાસેથી જીતી લીધુ હતુ ઇ સ ૧૧૮૭મા તે સનાદિન અથવા સલાહુદ્દિનને હસ્તગત થયુ, જે પાછુ ઇ સ ૧૧૯૧ મા ફ્રાન્સના રાજા ફીલીપ આગસ્ટ તથા ઇંગ્લાડના રાજા રીચર્ડ કોર ડી લાયનની સરદારી નીચે ખ્રીસ્તીઓએ તેના હાથમાથી છોડાવી લીધુ હતુ ઇ સ ૧૨૬૫ મા અને ફરીથી ઇ સ ૧૨૬૯ મા ( જે વખતે આપણા પ્રવાસીઓ ત્યાજ આવેલા હશે ) ઇજીપ્તના સુલતાન બિબારસે હુમલા કર્યા હતા, પરતુ તેમાં તે નિશ્ફળ થયો હતો ઇ સ ૧૨૯૧ મા તે ખ્રીસ્તી લોકો પાસેથી છેવટની વાર કુ મામલુક બહરીતી ઓલાદના ખલીલ નામના એક બીજા સુલતાને જીતી લીધુ હતુ તથા મોટો ભાગ તેનો નાશ કર્યો હતો લગભગ પાચ સૈકા સુધી તે અવિદિત રહ્યુ અને એકદમ પછીથી પ્રખ્યાત થયુ ઇ સ ૧૭૯૮ અને ૧૭૯૯ મા ઇજીપ્તના સુલતાને ઘણાજ જબરા અને ખુનખાર હુમલાઓ કર્યા અને તેની સામા જઝર પાશાએ બ્રીટીશ ટુકડીની મદદ સાથે મોટી ટક્કર ઝીલી હતી તથા તેને હરાવી જય મેળવ્યો હતો આ બનાવથી એકર પાછું પ્રખ્યાતીમા આવ્યુ હતુ

૩ પોપ ચોથો કલેમન્ટ ઇ સ ૧૨૬૮ ના નવેબર માસની ૨૯ મી તારીખે મરણ પામ્યો હતો ઇ૦ સ૦ ૧૨૬૯ ના એપ્રીલ માસમા આ

આ સમયે પોપના* તરફથી નીમાયલો એકરનો લીગેટ (આચાર્ય) ટેબાલ્ડો ડી વેસકોન્ટી ડી પીઆસેન્ઝા હતો. આ લીગેટને આપણા પ્રવાસીઓએ જે કામને અર્થે તેઓ કુબ્લાખાન તરફથી પોપના તરફ એલચી તરીકે આવ્યા હતા તે સર્વે હકીકત વિદિત કરી. તેણે બીજો પોપ પસંદ થઇ નીમાય ત્યાં સુધી ગમે તેમ કરીને પણ રાહ જોવાની તથા તે નીમાયા પછી પોતાનું કામ લઈ તેની પાસે જવા ભલામણ કરી. આ ભલામણ ઉપરથી તેમણે જે અંતર સમય મળે તેમાં પોતાને વતન વ્હેનીસ જઈ આવવાનો નિશ્ચય કર્યો. વિચાર કર્યા પ્રમાણે તેઓ એક વહાણ નીગ્રોપોન્ટ જવા તૈયાર થયું હતું તે ઉપર ચઢયા અને વ્હેનીસ ગયા, જ્યાં નીકોલો-પોલોને ખબર થઈ કે તેની સ્ત્રી, જેને તે પ્રવાસે નીકળ્યો ત્યારે ગર્ભવતી મુકીને ગયો હતો, તે એક પુત્રને જન્મ આપી ગુજરી ગઇ હતી. આ છોકરાનું નામ માર્કો રાખવામાં આવ્યું હતું, તથા તે આ સમયે ઓગણીસ વર્ષની વયનો હતો. †આ પુત્ર માર્કો પોતેજ છે જેણે આ ગ્રંથ લખ્યો

---

પ્રવાસીઓ જ્યારે એકર શેહેરમાં આવ્યા ત્યારે આ બનાવ તાજેજ બનેલો હતો. અત્રે જણાવવાની જરૂર છે કે એકરમાં આ લોકોના આવ્યાની સાલ જુદી જુદી લેખી પ્રતોમાં જુદી જુદી જણાવી છે. કેટલીક પ્રતોમાં આ સાલ ઇ૦ સ૦ ૧૨૬૦, લાટીન પ્રતોમાં ઈ. સ૦ ૧૨૭૦ અને બીજીઓમાં ઇ૦ સ૦ ૧૨૭૨ જણાવેલી છે. કેટલીક પ્રતોમાં એમની આવ્યાની ચોકસ તારીખ ૩૦ મી એપ્રીલ છે એમ જણાવે છે.

* એકરમાં આ સમયે પોપ તરફથી લીગેટ રાખી કામ ચલાવવામાં આવતું હતું એ બીજાં ઘણાં સાધનોથી સાબીત થયું છે.

† બેલ્ડેલ્ડો તથા બીજાં કેટલાંક ભાષાંતરોમાં માર્કો, જે આખા કુટુંબનો ઐતિહાસિક થવાનો હતો, તેનું વય આ સમયે પંદર વર્ષનું હતું એમ જણાવ્યું છે. અમારી પ્રત જો ખરી રીતે વંચાઇ હોયતો (અને તે ખરી રીતેજ વંચાઈ છે એમ માલમ પડેછે) માર્કોનો બાપ જો ઈ. સ. ૧૨૬૯ના એપ્રીલ માસમાં આવ્યો હતો અને ઈ. સ. ૧૨૭૦ માં વ્હેનીસ આવ્યો હશે તેમ ધારી શકાય, તે પ્રત પ્રમાણે બાપનું પ્રથમ નિકળવું ઇ. સ. ૧૨૫૦ માં હોવું જોઇએ. (જુવો પાનુ ૨૨ નોટ ૩) ઓગણીસ વર્ષનું વય તેમના પ્રથમ પ્રયાણની સાલ એટલે કે ઈ. સ. ૧૨૫૦ની સાથે મળતું આવવાને લખ્યું હોય તેમ જણાય છે.

છે તથા આ ગ્રંથમાં જેણે પોતાની નજરે જે જે વસ્તુઓ જોઇ તેનું સંબંધ યુક્ત વર્ણન આપ્યું છે

૩ હવે એવું બન્યું કે પોપને પસંદ કરવાના કામમાં અનેક વિઘ્નો આવી નડવાથી પસંદગીનું કામ લાંબા સમય સુધી રઝળ્યું અને તેઓ બે વર્ષ સુધી આતુરતાથી પસંદગીની રાહ જોતા વ્હેનીસમાં રહ્યા +આખરે તેમને ચિંતા થઈ કે ખાન આ ઢીલથી કોપિત થશે અને તેમનો પાછા ફરવાનો ઇરાદો નહીં હોય તેમ તેને લાગશે તેથી, તેઓ એકર જવા નિકળ્યા અને જુવાન માર્કોપોલોને આ સમય સાથે લીધો લીગેટ ટેબાલ્ડોની પરવાનગીથી તેઓ જેરૂસલમના મંદીરમાં દર્શન કરવા આવ્યા અને ખાનની આજ્ઞા પ્રમાણે ઇસુખ્રીસ્તની કબર આગળ બળતા દીવાનું તેલ લીધું ખાન ઉપર લીગેટના પત્રો લીધા જેમાં તેમણે કેવી વફાદારીથી કામ બજાવ્યું હતું અને પોપની પસંદગીમાં કેવી રીતે ઢીલ થઇ છે તે જણાવવામાં આવ્યું હતું આ પત્રો લઈ તેઓ આગળ કહેલા લાએસસ બંદરે આવ્યા અહીંથી તેઓ નીકળવાની તૈયારીમાંજ હતા તેવામાં ઇટાલીના ટેબાલ્ડોને પોપ નીમ્યાના હુકમ લઈ જાસુસો આવી પહોચ્યા આ નીમનોક થયાપછી તેણે પોપ દસમો ગ્રેગરી એવું નામ ધારણ કર્યું †

+ પોપની પસંદગી કરવામાં તે વખતે સેક્રેડ કાલેજ (ધર્મ સબંધી પાઠશાળા, જેના અંગીભૂતોનું જોર ચાલતું હતું) મા અંદર અંદરનાં કાવતરાં ચાલતા હોવાથી ત્રણ વર્ષ ઢીલ થઇ હતી આખરે ૭ કાર્ડીનલો થઈ પોપની પસંદગી કરે તેમ ઠર્યું હતું જેમણે ટેબાલ્ડોને પસંદ કરી પોપ નીમ્યો હતો આ પસંદગી કરતી વખત, જેમ બ્રીટીશ રાજ્યમાં જ્યુરીના ધોરણે જ્યુરરોને છુટા મુકવામાં આવતા નથી, તેવા નિયમ ઉપરથી કોન્કલેવ નામનો નિયમ કરવામાં આવ્યો હતો અને પસંદગી થઈ હતી

† આ ગ્રેગરીનું નામ ' બ દશમો ગ્રેગોરીયસ પ્લેસેનટીનસ" એવું લખાયનું છે ઈ સ ૧૨૭૧ ના સપટેમ્બર માસની પેહેલી તારીખે તેની પસંદગી થઇ હતી તેમ કહેવાય છે આ સમયે તે સીરીયા પ્રાન્તનો કામ ચલાઉ લીગેટ હતો પરંતુ આ બનાવની તેને વખતસર જલદી ખબર મળવાથી તારીખ ૧૮ મી નવેમ્બરે નીકળી ઇ સ ૧૨૭૨ ના જાન્યુઆરી માસમાં ઓગ્રુન્ટો નજીક બ્રીન્ડીઝી બંદરે આવી પહોચ્યો હતો

પોપ થવાથી પેલા ખાનની અભિલાષા પૂર્ણ રીતે તૃપ્ત થશે તેમ જાણી આર્મીનીઆના* રાજા ઉપર પોતાની નીમનોકની ખબર આપી પત્ર લખ્યો કે જે બે મુસાફરો તેના રાજ્યમાં થઈ તાતાર દેશતરફ જવા નિકળ્યા છે તેઓ તેનો દેશ છોડી ચાલ્યા ન ગયા હોયતો તેમને ખાસ ભલામણ કરી પાછાવાળી પોતાની પાસે એકદમ મોકલવા. આ પત્રો તથા ખબર તેઓ આર્મીનીયામાં હતા તેજ સમય મળી, તેથી તેઓ પૂર્ણ ઉત્સાહથી ફરી એકવાર એકદમ પાછા જવા તૈયાર થયા. રાજાએ તેમને હથીઆર બંધ માણસો સહીત એક વહાણ આપ્યું તથા નવા પોપને મુબારકબાદી આપવા સારૂ પોતાનો એક અધિકારી તેમની સાથે મોકલ્યો.

તેઓ આવ્યા કે પોપે તેમને ઘણા આદર સત્કારથી માન આપ્યું, અને તુરતજ બે ખ્રીસ્ત સાધુઓ જે તે પ્રસંગે હાજર હતા તથા જે બીજી વિદ્યા અને હુનરોમાં કુશળ તથા ઇશ્વર વાદમાં પરિપૂર્ણ પુરૂષો હતા તેમને એ લોકો સાથે જવા તૈયાર કર્યા; ખાન ઉપર પોપના હોદ્દાથી પત્રો આપ્યા. આ બે સાધુઓમા એકનું નામ ફ્રા નીકોલો ડી વીસેન્ઝા

* આ સમયે નહાના અથવા અંતર આર્મીનીઆનો રાજા લીઓન અથવા લીવોનબીજો હતો રાજધાનીનું શેહેર સીસ હતું તથા મુખ્ય બંદર આયા સ-અથવા આયાઝો હતું લીઓનનો બાપ જેને આપણે હેટન અને અરબી લેખકો હાતમ કહે છે જેણે ગયાં યુધ્ધોમાં આગેવાની કરી હતી, તે મંગુખાનના દરબારમાથી હુલાગુખાન સાથે ઇરાન ઉપર ચઢયો હતો અને મુસલમાનો સાથેના ઘણા સંગ્રામોમાં તેને મદદ કરી હતી. આ હાતમે વૃદ્ધ વયને લીધે રાજ્ય ચલાવવામાં અશકત થઇ જવાથી હુલાગુના પુત્ર અબાકની મંજુરી લેઇ ઇ સ ૧૨૭૦ માં પોતાના પુત્ર લીઓનને ગાદીઉપર બેસાડયો હતો. હાતમના પરાક્રમો તેના નામરાશી સગા અને સમકાલીન લેખકે નોધ્યાં છે. આ લેખક એક વીર તરીકે પ્રખ્યાત થઇ વૈરાગી થઇગયો હતો; તેનો ગ્રંથ પારીસમાં ઈ. સ. ૧૫૩૨માં ગ્રીનીઅસે "આર્મીનીયાનો હાતમ" એ નામથી પ્રસિદ્ધ કર્યોછે; ઇ. સ. ૧૬૭૧ માં "આર્મીનીઆનો હાતમ-પૂર્વની તારીખ" એ નામથી એન્ડ્રીઆ મ્યુલરે પ્રસિદ્ધ કર્યો છે. વળી જુવો અબુલ ફરજનો ઇતિહાસ પાનું ૩૦૮-૩૫૭ તથા ડી ગાઈનીઝે લખેલો ઇતિહાસ પ્રકરણ. ૧૫. પાનું ૧૨૫—૨૪૯.

તથા બીજાનુ નામ જીએમો ડી ટ્રીપોલી હતુ એમને પોપે સનંદ આપી તથા નવા પાદરીઓ બોધકો વિગરે નીમવા તથા ધર્મ સબધી સરકાર કરવા પોતે જાતે જેમ કરે તે રીતે કરવા તેમને સત્તા આપી; ખાનને ભેટ કરવાની અગણિત ચીજો આપી જેમા બીલોરની પેટીઓ ઘણી સારી હતી આ સાથે પોતાનો આશીર્વાદ પણ કહાવ્યો હતો. આ પ્રમાણે થયા પછી પોપની રજા લઇ તેમણે લાએસસ [1] બંદર તરફ ફરીથી વહાણ હકાર્યા અહીં આવી તેમણે આર્માનીઆ પ્રદેશમા મુસાફરી શરૂ કરી અહીં તેમને ખબર થઈ કે બાબીલનના સુલતાન બંદોકદરીએ આર્માનીઆ ઉપર મોટી સેના સાથે ચઢાઇ કરી છે તથા દેશનો ઘણો ભાગ ખેદાન મેદાન કરી મુકયો છે. [2] આ હેવાલ સાંભળી

---

૧ જે વખતે પોપ ગ્રેગરી એકરથી રોમ જવા નિકળ્યો તેજ સમયે આપણા પ્રવાસીઓએ પોતાનો પ્રવાસ શરૂ કર્યો હશે એમ સંભવ છે તેથી ઈ. સ ૧૨૭૧ ની આખર અથવા ઈ. સ ૧૨૭૨ ની શરૂઆતનો જે સમય સિદ્ધ થયો છે તે નિઃસંદેહ છે.

૨ આ સુલતાન તે આગળ કહેલો બિમારસ જેનું ઉપમાન બંદોકદરી હતું તેજ છે એનો ઈલકાબ "મમાલેક સુલતાન ઈજીપ્તનો" એમ હતું આ સુલતાને સીરીઆનો ઘણો ભાગ જીતી લીધો હતો, અને ઇ સ ૧૨૬૬ મા આર્મીનીઆ ઉપર ચઢાઈ કરી સીસ અને અયાસ શહેરો લુટયા. હતા ઇ સ. ૧૨૭૦મા આન્ટીઓખ હસ્તગત કર્યું, ત્યાના તમામ ખ્રીસ્તી રહેવાશીઓને મારી નાખ્યા તથા કેદ કર્યા, અને પૂર્વ દેશોમા પ્રસિદ્ધિ પામેલાં અનેક ભવ્ય દેવળોને ધૂળ ભેગા કરી નાખ્યા ઇ. સ. ૧૨૭૨ ની શરૂઆતમા આપણા મુસાફરો આર્મીનીઆમા આવ્યા હતા. તે વખતે સુલતાનનો હુમલો ખાસ નહીં હતો, પરતુ સીરીયાના ઘણા ભાગોને એના તરફથી થતો ઉપદ્રવ બીલકુલ બધ થયો નહોતો વળી પાછો ઇ. સ ૧૨૭૯ મા નહાના આર્મીનીયાની ઉત્તર સરહદ ઉપર આવેલા રૂમ પ્રાત ઉપર ચઢાઇ કરી દેશ સતત્ ભયમાં ને ભયમાજ રહેતો હતો તેથી આગળ કહેલા બે સાધુઓ આ તેના સાહસીક સાથીઓ સાથે જતાં અટકી પડયા હશે પરતુ લડાઇનું જોખમ આ પ્રવાસીઓને કંઇ લાગ્યુ નહોતું.

જીવના જોખમનો ડર લાગવાથી બન્ને સાધુઓએ આગળ નહિ વધ વાનો નિર્ણય કર્યો પોપે ખાનને ભેટ કરવા આપેલી તમામ વસ્તુઓ આપણા મુસાફરોને સોપી દીધી નાઈટ ટેમ્પલરોના [1] સરદારનું શરણ લઇ તેની સાથે પાછા વળી કિનારે આવ્યા નીકોલો, માફીઓ અને માર્કોપોલો, રસ્તાની અડચણો અને આફતો (જે તેઓ સહી રહ્યા હતા) નહીં ગણકારતા આર્મીનીયાની સરહદ છોડી આગળ ચાલી નીકળ્યા એક મહા રણ જે પ્રસાર કરતા તેમને ઘણા દિવસ લાગ્યા, તથા અનેક ડુંગરો ઓળંગી તેઓ ઈશાન કોણ અને ઉત્તર તરફ ઘણે છેટે નીકળી આવ્યા અને આખરે ખાનના પ્રદેશ નજીક આવી પહોચ્યા અહીં તેમને ખાનના સમાચાર મળ્યા કે તે આ વખતે તેના કલેમનફુ [2] નામના ભવ્ય અને વિશાલ શહેરમા હતો આ મુસાફરી પૂર્ણ કરતા તે મને પૂરા સાડાત્રણ વર્ષ લાગ્યા જેમા શીતઋતુમા તેમનું પ્રયાણ અ

---

૧ ક્રુઝેડના ધર્માંધ સગ્રામમાથી બે વૈરાગીઓની લશ્કરી ટોળીઓ ઉભી થઈ હતી એકના માણસોને "જેરૂસલમના સેન્ટ જોનના નાઇટ" તથા બીજાને "નાઇટ ટેમ્પલર કહેતા" તેઓ એશીઆના રણસગ્રામમાં ખ્રીસ્ત ધર્મને વાસ્તે સહાયકો થયા હતા નાઇટ ટેમ્પલરો આર્મીનીઆના આ ભાગમા તેના રક્ષણ અર્થે રહ્યા હશે એ અસભવિત નથી આ બે સાધુઓ આ નાઇટોના સરદારોને શરણ ગયા હશે, પરંતુ જેની સાથે તેઓ કિનારા ઉપર આવ્યા તે ફક્ત એક નાઇટજ હતો

૨ આ સમયમા કુબ્લાખાન ઘણુંકરી હાલ જ્યા પેકીંગ શેહેર વસેલુ છે તે જગાની નજીક આવેના ચેનકીંગ શેહેરમા રહેતો હતો, અને પોતે સ્થાપવા ધારેલા રાજધાનીના શહેર તાતુના પાયા નખાવવામા રોકાયો હતો તાતુનું વર્ણન આગળ ગ્રંથમા આવશે સગ્રામ સબધી બદો-બસ્તી તથા નવા જીતેલા પ્રદેશોમા શાંતિ પ્રસારવાના હેતુથી એ બીજા શ હેરોમા કદાચ જતો હશે તેમ કલેમનફુમા આવ્યો હશે તેથી આપણા પ્ર વાસીઓને રાજ્યના છેક પશ્ચિમ ભાગમા ખાન મળ્યો હશે ડુ હાલ્ડે પો તાના લાટીન ગ્રં "ચીનદેશનું વર્ણન' એ નામે ગ્રથમા લખે છે કે પેકીંગ શેહેરની નજીક આ શેહેર આવેલુ હતું

૯૫ થતું. [૩૨] તેઓ ચાળીશ મજલ દૂર હતા ત્યાંથી ખાને તેમની ખબર સાંભળતાં, તેઓ થાકથી ઘણા હેરાન થયા હશે તેમ જાણીને, આગળ માણસો મોકલ્યાં તથા જે જે સ્થળોએ થઇ તેઓ આવવાના હતા ત્યાં તેમની સગવડતાનો બરોબર બંદોબસ્ત કરવા હુકમ કહાડ્યા. આવી સગવડ અને જગન્નિયંતાની સહાયથી તેઓ સહીસલામત રાજ્યદરબારમાં આવી પહોચ્યા.

૪. તેઓ આવ્યા ત્યારે પોતાના મુખ્ય અધિકારીઓના દરબાર વચ્ચે ખાને તેમનો ઘણી માયા તથા માનભરેલી રીતે આદર સત્કાર કર્યો. તેઓ જ્યારે ખાનની નજીકમાં આવ્યા ત્યારે તેમણે ભૂમી ઉપર નીચા પડી સાષ્ટાંગ પ્રણામ કર્યો. ખાને તેમને ઉઠવાનો હુકમ કર્યો તથા તેમની મુસાફરીની તથા જે કામ વાસ્તે એલચી તરીકે તેઓ પોપ તરફ ગયા હતા તેની સવિસ્તર હકીકત કહી સંભળાવવાનું કહ્યું. તેમણે પોતાની તમામ હકીકત અનુક્રમવાર તથા સારી ભાષામાં કહી સંભળાવી તે તેણે ધ્યાન પૂર્વક મૌન રહી સાંભળી. પોપ ગ્રેગરીએ આપેલા ખલીતા તથા ભેટો તેમણે ખાનની સમક્ષ રજુ કરી અને જ્યારે પત્રો તેના આગળ વંચાવવા માંડ્યા તે સમયે પ્રસંગે પ્રસંગ તેમની વફાદારીનાં તથા એલચી તરીકે તેમની પ્રવીણતાનાં ખાન વખાણ કરતો ગયો. પવિત્ર કબર ઉપરનું તેલ તેને ભેટ કરવામાં આવ્યું તેને માનપૂર્વક સ્વીકારી ધર્મની અત્યંત પવિત્રાઇવાળી જગાએ રાખી મુકવા હુકમ ફરમાવ્યો. માર્કોપોલો તરફ નજર જતાં તે કોણ છે એમ પુછ્યું. નીકોલોએ પ્રત્યુત્તર આપ્યો કે તે આપનો નોકર તથા મારો પુત્ર છે. તે ભલે આવ્યો છે અને તેથી હું ખુશ થયો એમ કહી એના માનવંતા ખાનગી નોકરોમાં એનું નામ દાખલ કરાવ્યું આ પ્રવાસીઓ પાછા આવી શક્યા તેથી તેણે જાફતો આપી તથા અનેક પ્રકારે આનંદ કર્યો; અને આ સમયથી જ્યાં સુધી આ બે ભાઇઓ તેના દરબારમાં રહ્યા ત્યાં સુધી તેણે પોતાના દરબારીઓ કરતાં પણ વધારે માનથી

૩૨ ઈ. સ. ૧૭૭૯–૮૦ માં તીબેટનો લામા "તેશુ" નામનો હતો; તે ચીનના માન્ચુ રાજાની મુલાકાત કરવા ગયો હતો ત્યારે મુસાફરી કરતાં એને દસ માસ લાગ્યા હતા, જેમાં ચાર માસ તો બરફને લીધે તેને રોકાવું પડ્યું હતું.

તેમને રાખ્યા. દરબારનાં સર્વ માણસો માર્કોની સાથે માયાથી તથા માનથી વર્તતાં. થોડાક સમયમાં તે તાર્તરી રીત રીવાજોથી માહીત થઈ ગયો. તેમનાં અનુકરણ પણ કર્યાં, તથા ચાર ભાષાઓ સારી રીતે લખતાં વાંચતાં શીખ્યો. [૩૩] આ પ્રમાણે પ્રવીણ થયેલો જોઇને માર્કોની પ્રવીણતા ઉપયોગમાં મુકવી એ હેતુથી ખાને તેને કરઝાન [૩૪] શેહેરમાં કંઈ અગત્યનું કામ બજાવવા મોકલ્યો.રાજધાનીથી કરઝાન જતાં છ માસ મુસાફરી થાયછે. માર્કોએ એને સોપેલું કામ એવા શાણપણથી તથા દીર્ઘ દ્રષ્ટિથી બજાવ્યું કે એની નોકરીની ઘણી ખુશ થઈ. ખાનને જૂદાજૂદા દેશોના લોકની રીતભાત વીગેરે નવી નવી હકીકતો તથા દૂરદૂરના દેશોનાં વર્ણન સાંભળવાનો અત્યંત શોક હતો, તેથી માર્કોપોલો પોતાના માલીકને રાજી રાખવાના હેતુથી જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં જે જોતો તથા સાંભળતો તેની ઉપર પ્રમાણેની તમામ હકીકતોની નોંધ કરી લેતો તથા ખાનને આવતો ત્યારે કહી સંભળાવતો. ટુંકામાં કહીએ તો [૩૫] સત્તર વર્ષ એણે નોકરી કરી તે અર-

૩૩ ઘણુંકરીને મુગલ, ઇધર, મનચુ તથા ચીન એ ચાર ભાષાઓ શીખ્યો હશે. ચીનભાષા એ શીખ્યો હોય એમ સંભવ થોડો છે. પરંતુ આ અનુમાન તેણે ગ્રથમાં ચીન દેશનાં નામ વિગેરેને અપભ્રશ કરી લખ્યાં છે તે ઉપરથી કરવું ન જોઇએ. લાટીન પ્રતમાં એમ જણાવ્યું છે કે માર્કો તાર્તરી અને બીજી ચાર ભાષા શીખ્યો અને ફ્રાન્સની પ્રતોમાં તેમની (તાર્તરી-લોકોની) ભાષા તથા બીજી ચાર લીપી લખતાં શીખ્યો એમ જણાવ્યું છે.

૩૪ અત્રે આ શેહેરનું માત્ર કંઈ પણ બીજી હકીકત શીવાય નામ આપ્યું છે; પરંતુ ચીન દેશની રાજધાનીથી અંતર લક્ષમાં લેતાં આ શહેર ખુરાસાન હશે તેમ જણાય છે. આમાં શકતો નથીજ પરંતુ માર્કો પ્રથમ આ શેહેરમાં આવ્યો હતો અને આ વખતે તે પ્રથમ આવ્યા સંબંધી કંઇ જણાવતો નથી આ શેહેર ઇરાન સમેત હુલાગુનો બીજો પુત્ર જે પોતાના ભાઇ આબાકની ગાદીએ બેઠો હતો તેણે મુસલમાન થઇ જઈ જેણે અહમદખાન નામ ધારણ કર્યું હતું તેના તાબામાં હતું. કદાચ એમ પણ હોઈ શકે કે આ શેહેર ખુરાસાનીયા જેને હાલના ભૂગોળવેત્તા ખ્વારીઝમ કહે છે તે હોય. આ અનુમાન તેની જોડણી ઉપરથી થઇ શકે.

૩૫ રામુશીઓએ રાખેલી પ્રતમાં આ સમય છવીસ વર્ષનો જણા-

સામાં તે એટલો બધો ઉપયોગી થઈ નીવડયો કે રાજ્યમાં અને તાબાના પ્રદેશમાં ઘણા ભારે તથા વિશ્વાસુ કામો ઉપર તેને અનેકવાર મોકલવામાં આવ્યો હતો. ઘણી વખત તે પોતે પણ ખાનની પરવાનગી મેળવી મુસાફરીએ નીકળી પડતો. આવા પ્રસંગો મળવાથી જોઇને તથા બીજા પાસે સાંભળીને પૃથ્વિના પૂર્વ દેશો વિષે પોતાના સમય સુધી કદ્ય નહિ જણાયલું તેવા દેશોનું જ્ઞાન મેળવવાની સારી તક મળી. આ બધી હકીકતો તેણે ઘણી મેહેનત લઇ લખી રાખી જે આ ગ્રંથરૂપે થઈ નીવડી છે. આ સાધનથી એને એટલું બધું માન મળ્યુ કે દરબારના બીજા અધિકારીઓ તેની પદ્દિની અદેખાઈ કરતા.

૫ આપણા વ્હેનીસનગર નિવાસીઓ દરબારમાં ઘણા વર્ષ રહ્યા તથા અત્યંત દોલત, જવાહીર, તથા સુવર્ણ સંગ્રહ તેમની પાસે થયો, તેથી વતન જવાની સ્વાભાવિક જીજ્ઞાસા થઇ, તથા ખાનના લાડકોડમાં રહેતા હતા તથા માનભરેલી પદ્દિ ઉપર હતા, તથાપિ આ વિચાર તેમના ચિત્તમાં વારંવાર સાલવા લાગ્યો. ખાનની વૃદ્ધ વય ઉપર જ્યારે તેઓ વિચાર કરતા તથા પોતાના વતન પહોચતા પહેલાં ખાનનું મૃત્યુ થાય તો ફકત એનીજ સહાયથી આટલું બધું દ્રવ્ય તથા માન વિગેરે તેમને મળ્યું હતું તે લઇ વતન જવા શી રીતે પામે તથા સહીસલામત શી રીતે જઇ શકે તે સબંધી અનેક વિચાર ઉત્પન્ન થતા. જો તેઓ ખાનના જીવતાંજ પાછા ફરે તો સહી સલામત વતન પહોચે તેમ લાગ્યું એક દિવસ ખાન ખુશમિજાજમાં હતો તે જોઇ નીકોલોપોલો હાથ જોડી નમી પડયો અને ઘણીજ આજીજી તથા નમ્રતા સાથે પોતાના કુટુંબ સમેત વતન પાછા જવાની રજા આપવાની મેહેરબાની કરવા અરજ કરી. આ અરજ સાભળતાં ખાનને ઘણોજ ખેદ થયો તથા મુસાફરીના અનેક સંકટો વેઠી તથા જીવ જોખમમાં નાખી વત-

---

જોતું અનુમાન કરતાં સત્તર વર્ષજ હોવા જોઇએ લાટીન પ્રતોમાં પણ આટલાં વર્ષ બતાવ્યાં છે. એતો નિશ્ચયજ છે કે ચીન તરફ આ લોકો ઇ. સ. ૧૨૭૧ ના અંત પહેલા તો યુરોપ છોડી નિકળ્યા નહોતા. એવુ માનવાને સંભવ છે કે ખાનના દરબારમાં તેઓ ઈ. સ ૧૨૭૩ અગર ઈ સ. ૧૨૭૪ પહેલાં આવ્યા નહોતા તથા ઈ. સ ૧૨૯૧ પછી તેઓ ત્યા રહી શકે તેમ નહોતું. તેથી સત્તર વર્ષનો જે અરસો માર્કોની નોકરીનાં વર્ષોનો બતાવ્યોછે તે ખરો હશે. કદાચ થોડાક માસ વધારે હોય તો હોય.

કેયે ૨૯દેશમાં વસતું હતું. આ ગંભીર અરજ સંપૂર્ણ કરવાને આરઘુન આતુર થયો અને ઉલતાઇ, આપુસકા, તથા ગોઝા ૪૦ નામના ત્રણ પ્રમાણિક અમીરોને મોટા કાફલા સાથે એલચી તરીકે કુબ્લાખાન તરફ

---

કુટુંબની રાણી પરણશે તો બન્ને કુટુંબને લાંછન લાગશે. આ બધી હકીકતોનું બરાબર તોલ કરતાં, આરઘુન જે હીંદુસ્તાન તરફના દેશોનો
થયું તેના . રાજા હતો તે કુબ્લાખાન જેવા રાજાધિરાજ તરફ કન્યાનું મા-
. એલચીઓ મોકલે તે કંઇ અસભ્ય અથવા અતિશયોક્તિ
ઘણી મેહેનત ૯ કેમકે ઉપર પ્રમાણે ખરી સગાઇ હતી. જો આ રાણી કુ-
ધનથી એને એ ઓલાદમાં ( ઘણુંકરીને પૌત્રી ) નહોત તો આ પ્રમાણે
પદ્ગિની અદેખાઇનો સંભવ ઘણો થોડો હતો. ઇરાન તથા ચીન વચ્ચેનું
૫ આપ૰ છે તેથી આ એલચીઓ મોકલવાનો સંભવ નહીં હોય તેમ
યા અત્યંત દોઃ કારણ કે મોગલવંશની શાખાઓ ગમે તેટલે દૂર પ્રસરેલી હતી
રેપર સંબંધ સતત્ અખંડિત ચાલતો રહેતો અને આરઘુને પો-
વતન જવાનું ઉપર બેસતી વખતે કુબ્લાખાન તરફથી રાજ્યચિન્હ મંગાવી
તા તથા મં હતાં. કન્યાની માગણી કરવા જે એલચીઓ મોકલ્યા હતા તેમને
વારંવાર રસ્તે પાછું ફરવું અશક્ય થઇપડયું હતું.
તથા પોત. ?' તાઈ અથવા ખતઇયા (જેને મધ્ય કાલીન લેખકો કેથે લખે
સહાયથી વિદ્વાનોમાં એક મહત્ ચર્ચાનું સ્થાન થઈ પડયું છે. પરંતુ મારા
તન જ પ્રમાણે જે લોકો યુનાન દેશના ઐતિહાસકોને મળતા ન આવતાં
અને હિંદના ઐતિહાસકો તથા ભૂગોળવેત્તાઓને મળતા આવેછે તેમણે આ
જેને હાલ આપણે ચીન દેશ કહીએ છીએ તેના ઉત્તર પ્રદેશને લાગુ
પડયું છે એવો શક લેવાનું કારણ નથી આ ઉત્તર પ્રદેશ તો જગીઝખાન અને
તેના પુત્ર ઓકતાઇએ ચીનના રાજા પાસેથી નહીં પણ પૂર્વ તાર્તરી લોકોની
એક ઓલાદ જેને નીયુચ્ચે અને કીનલોકો કહેવામાં આવતા હતા તેમની
પાસેથી આ સમય પહેલાં એકસો વીશ વર્ષ ઉપર જીતી લીધો હતો તથા
ત્યાંના રહેવાસીઓને જેર કર્યા હતા. ઉપર બતાવેલા મતના માણસો
"કેથે" નામ ચીનની ઉત્તરના પ્રદેશને આપે છે કે ચીનની સરહદ ઉપર
આવેલી પ્રખ્યાત દીવાલની બાહાર આવેલા કેટલાક તાર્તરી પ્રદેશને
પણ આપેલું છે તે ચોખુ જણાતું નથી પરંતુ પેહેલી અટકળ પ્રમાણે
તેમનું ધારવું હશે.

૪૦ જૂદી જૂદી પ્રતોમા આ નામો જૂદાં જૂદાં માલમ પડે છે ઉલતાઇ ને ગુલતાઈ લખ્યા છે; આપુસકા ને આપુસતા અને ફીયુસકા લખ્યા છે: ગોઝાને કોયલા લખ્યા છે. પ્રતો ઉપર પ્રતોના ઉતારા થવાથી આ

મરનાર રાણીના કુટુંબની એક કુંવારી કન્યા સાથે લગ્નાનુસંધાન કરાવી આપવા અરજ કરવા મોકલ્યા આ અરજ સ્વીકારવામા આવી અને ખાને જાતે તપાસ કરી સત્તર વર્ષની વયની એક ચાલાક ચતુર તથા કેળવાયલી સુંદરી પસંદ કરવામા આવી. આ સુંદરીનું નામ ખોગાતીન [૪૧] હતુ તેનું સૌંદર્ય જોઈ આવેલા એલચીઓ સંતોષ પામ્યા, તથા રાણી તરીકે મંજુર કરી જ્યારે તેમની તૈયારી વાસ્તે સર્વ સામગ્રીઓ થઈ ચુકી તથા આરઘુનની ભવિષ્ય પત્નિના માન અર્થે સાથે જવાનો કાફલો તૈયાર થઇ ચુક્યો ત્યારે ખાને તેમને માયા મમતાથી વિદાય કર્યા અને જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા ઈરાન તરફ જવા તેઓ નીકળ્યા. આઠમાસ મુસાફરી કર્યા બાદ તેમનું આગળ વધવુ તાર્તર દેશના [૪૨]રાજાઓમા માહોમાહે યુદ્ધ જાગવાથી અટકી પડયુ આ પ્રમાણે થવાથી જો કે તેમને ગમતુ નહોતુ તથાપિ તેમને કુબ્લાખાનના દરબારમા પાછા આવવાની ફરજ પડી તે આવ્યા અને બનેની હકીકત કહી સભળાવી

તેઓ પાછા ફર્યા તે સમય ઉપર માર્કોપોલો પોતાની સાથે કેટલાક વહાણનો કાફલો લઇ 'ઈસ્ટઇંડીઝ' [૪૩]નામના પૂર્વભેટો તરફ ગયો હતો તે

---

ગરબડ થઈ હશે લાટીન પ્રતો તેમના નામ ઐાલતા, આવપુસકા અને કોર આપે છે આ નામો કાંઈ ઐતિહાસીક અગત્ય ધરાવનારા નથી

૪૧ હુલાગુની એક સ્ત્રી અને આરઘુનના કાકા અહમદ નીકાદરની માનું નામ કુતાઇખાતુન હતુ. આ નામનો અપભ્રંશ થઇ ખોગાતીન જેને ગોગાતીમ અને કોગાનીમ લખવામા આવે છે તે થયુ હશે ખાતુન એ શબ્દ માનવાળી તથા આબરૂદાર સ્ત્રીના દરેક નામ જોડે મૂકાય છે

૪૨ આ સગ્રામ ઇ. સ. ૧૨૮૯મા જામ્યો હતો, જે ઘર્ણકરી આવરલનહર અથવા ઔકસસ નદીની આ તરફ એટલે હિંદુસ્તાન તરફના પ્રદેશમા જામ્યો હતો જગતાઈ અથવા ઝઘતાઇના વશજો, જેમનો ઈતિહાસ જાણવામા આવ્યો નથી તેમની વચ્ચે આ યુદ્ધ ઉઠયુ હતું, પરતુ એવુ ધારવુ સભવિત છે કે તેઓ તો શુ પણ કોઇપણ મુગલ રાજા કોઇ વખત જપીને બેઠો નથી વળિ આ સમય કુબ્લાખાનના નાહાનાભાઇએ રાજ્ય ઉપર હક બતાવી ચીન નજીકના દેશો ઉપર ધાંધલ મચાવી હતી

૪૩ અત્રે "ઇસ્ટઇન્ડીઝ" લખ્યુ છે તે ઉપરથી હિંદુસ્તાન સમજવુ નહિ પરતુ પૂર્વ આર્કીપેલેગોમા આવેલા ફીલીપાઇન ટાપુઓ અગર સીયામ્પા–શામ્પા–અથવા જેને સીયામ દેશ કહીએ છીએ તેનો કીનારો

આવી પહોચ્યો તથા જે જે દેશો તથા લોકો એના જોવામાં આવ્યા હતા, તથા પૂર્વ તરફના સમુદ્રોમાં પોતે મુસાફરી કરી તે તથા એ સમુદ્રોમાં વહાણુની આવ જા કેવી રીતે સુલભ છે તે વિશે વર્ણન કરી બતાવ્યુ પૂર્વ સમુદ્રોની હકીકત આ ત્રણુ એલચીઓએ સાંભળી તેઓ ઘર તરફ જવા ઘણાજ આતુર થઈ રહ્યા હતા તેથી આ હકીકત સંબધી વ્હેનીસ નગરના વાસીઓ પાસે આવી વાતચીત કરી. આપણા પ્રવાસીઓ પણ ઘેર જવાને તેટલાજ આતુર હતા. તેથી બન્ને પક્ષ તરફથી એમ નિર્ણય કરવામા આવ્યો કે નવી રાણીને સાથે લઈ એલચીઓએ કુબ્લાખાનની સમક્ષ જવું અને દરીયા રસ્તે પોતાના માલીક તરફ જવાને તેમને ઘણું સવડ પડશે તે જાહેર કરવું, અને વળિ જણાવવુ કે જમીનની મુસાફરી કરતા આ રસ્તે ખરચ ઓછું થશે એટલુંજ નહીં પરતુ સમય પણ ટુકો લાગશે ૪૪ આ પ્રમાણે કરવામા કુબ્લાખાનની મરજી જણાય તો પછી આરધુનના દેશમાં પહોચાય ત્યા સુધી આ પ્રવાસીઓ યુરોપના રહેવાસી હોવાથી સમુદ્રગમનમા પ્રવીણ હોવાથી આ કાફલાની સાથે રહે એવી માગણી કરવી. આ વાત સાંભળતાં ખાને પ્રથમ નાખુશી બતાવી અને વળિ પોતે કુટુબથી વિખુટા પડવાનું હોવાથી ઘણોજ ખેદ બતાવ્યો, પરંતુ વિવેક તરીકે તેણે રજા આપવીજ જોઇએ એમ ધારી તેમની વિનંતી સ્વીકારી. જો આ પ્રમાણે તાણુ થઈ નહિ હોતતો ખાન આ પ્રવાસીઓને એની નોકરીમાથી કદાપિ છુટા કરનાર નહોતો. ખાને તેમને પોતાની આગળ બો-

હશે, જ્યા આગળ માર્કોપોલો ગયો હતો તેનુ આ ગ્રથના બીજા ભાગમા બતાવ્યુ છે જે મુસાફરીથી માર્કોપોલો પાછો આવ્યા સબધી અહીં લખ્યું છે તે કુબ્લાખાન જાપાન દેશ ઉપર હુમલો લઇ ગયો હતો ત્યાર પછી હશે ફ્રાન્સની તથા ઇટાલીની પ્રતોમા એ વહાણુ લઇ ગયો હતો એમ જણાવ્યુ નથી પરતુ એમ જણાવ્યું છે કે તે ઇન્ડીયા તરફ એલચી તરીકે ગયો હતો ત્યાથી પાછો આવ્યો.

૪૪. ઓછુ ખરચ થવા સબધી જે કુબ્લાખાનને સૂચના કરવામા આવી તે જરા વિચિત્ર લ .. પરંતુ કુબ્લાખાન દ્રવ્યનો ઘણોજ લોભી હતો માટે તેવુ વલણુ કરાવવા આ વાત કહેવામા આવી હશે. દ્રવ્ય ઉત્પન્ન કરવા વાસ્તે એ જે કર્મ કરતો તથા એવા કામોમા આખ આડા કાન કરતો તેથી એ કંઇક કપટનો પાત્ર થયો છે.

લાવ્યા; તેમને વાસ્તે ઘણા મમતાથી ઘણું કહી સંભળાવ્યું; પોતે હમેશાં તેમના ઉપર માયાળુ રહેશે તેવી તેમની ખાત્રી કરી; તથા આ કામ કરી પોતાના કુટુંબ ભેળા થઇ પાછુ એકવાર આવવું તેવું તેમની પાસે વચન લીધું. આનીજ સાથે તેમને એક સુનેરી પરવાનો આપવામાં આવ્યો કે એના તાબામાં આવેલા તમામ દેશોમાંથી આ લોકો પસાર થાય ત્યારે તેઅને છુટથી માણસોનો બંદોબસ્ત તેમના રક્ષણ સારૂ કરી આપવામાં આવે તથા તેમને અને તેમની સાથેના કાફલાને જોઇતી ચીજોની સવડ મળે. વળિ તેમાં રોમના પોપની, તથા ફ્રાન્સ અને સ્પેનના રાજા અને બીજા તમામ ખ્રીસ્તી રાજાઓની દરબારમાં પોતાના એલચી તરીકે વર્તવાની નીમનોક કરી [૪૫]

તુરતજ મોટી તૈયારીઓ થઈ, તેથી ચાર સઢવાળાં અને જરૂર પડે તો નવ સઢથી ચલાવી શકાય એવાં ચઉદ વહાણ તૈયાર થયાં. [૪૬] જેની બાંધણી તથા ચાસ ભરવાની રીતો વિગરે કહેતાં લાબું વર્ણન થઇ શકે, પરંતુ ગ્રંથ વધી જવાના હેતુથી અત્રેથી લોપ કર્યુછે. આ વહાણોમાંનાં કેટલાંક તો એવડાં હતાં કે તેમનો ઉપર બસેં પચાસ અગર સાઠ ખારવાઓ હમેશ કામ કરતા હતા. આ વાહણુમા ત્રણ એલચીઓ તથા નીકોલો માફીઓ અને માર્કોપોલો સવાર થયા તેમણે ખાનની રજા માગી જેણે વિદાય થતી વખત ઘણાં કીમતી જવાહીરોની બક્ષિસ કરી. વળિ વહાણુમા બે વરસ ચાલે તેટલી ખોરાકી ભરવાનો હુકમ પણ કર્યો. [૪૭]

૬. અહીંથી તેઓ ત્રણ સાસ દરીયામાં રહી દક્ષિણ દિશા તરફ આવેલા

---

૪૫. લાટીન પ્રતોમાં એમ જણાવ્યુ છે કે તેમની સાથે બીજા એલચીઓ નીમ્યા. પરંતુ ઇટાલીયન પ્રતો વધારે સભવિત છે.

૪૬. ચીનના ઉત્તર ભાગમા અને મુખ્યત્વે પી-હોમાં ચાલતાં વહાણો વિશે બેરાએ પોતાના ચીનની મુસાફરીના ગ્રંથમાં માર્કોપોલોએ આપેલી હકીકતની નોંધ લીધીછે. હાલના ચીનનાં વહાણોમા છ કે નવાળાનો સઢ જેને ટોપસેઇલ કહેછે તે રાખતા નથી.

૪૭. આ મહા પ્રવાસે તેમનુ પેકીંગ આગળની પીહો નદીમાં થઈ નિકળવુ, ગ્રંથમાં આપેલી આસપાસની વિગતો વિચારતાં ઈ. સ. ૧૨૯૧ ની શરૂઆતમાં એટલે કુબ્લાખાનના મૃત્યુ પહેલાં ત્રણ અને તેઓના વ્હેનીસમાં આવ્યા અગાઉ ચારવરસ ઉપર થયું હશે એમ અટકળ થાયછે.

જાવા બેટ[૪૮] આગળ આવ્યા. ત્યાં તેમણે ઘણી જોવા લાયક ચીજો જોઇ, જે-મનું વર્ણન આગળ ગ્રંથમાં આવશે. ત્યાંથી નીકળી તેઓ અઢાર માસ-ની સફર કરી હિંદી મહાસાગરોમાં થઈ આરઘુન[૪૯]ખાનના પ્રદેશમાં આવી પહોચ્યા, આ મુસાફરીમાં પણ તેમણે અનેક વસ્તુઓ જોઈ જેનું વર્ણન પણ ગ્રંથમાં યોગ્ય સ્થળે આપવામાં આવશે પરંતુ અત્રે એટલું જણાવવું જોઇએ છીએ કે તેઓ નિકળ્યા ત્યારથી તે મુસાફરી કરી તેટલા સમયમાં ખલાસીઓ તથા વહાણ ઉપર જે માણસો હતાં તે સર્વમાંથી લગભગ ૭સેં માણસો મરી ગયાં; ત્રણ એલચીઓ પૈકી માત્ર ગોઝા જીવતો રહ્યો; અને સ્ત્રીઓ તથા હુંડીઓ પૈકી માત્ર એકજ મોત થયું. [૫૦]

કિનારે ઉતર્યા પછી તેમને સમાચાર મળ્યા કે થોડાક સમય ઉપર [૫૧]આરઘુન ગુજરી ગયો છે, તથા તેના સગીર પુત્ર તરફથી પ્રતિનિધી તરીકે કૈયાકતો નામનો[૫૨]પુરૂષ રાજ્ય ચલાવે છે. આણેલી રાણીને કોને સ્વા-

૪૮ મુસાફરીના આ ભાગની કેટલીક હકીકત પુસ્તક ત્રીજાના દસમા પ્રકરણમાં આવી છે. ત્યાં "નહાનું જાવા" એમ આપણો ગ્રંથકાર લખે છે. આ ભાગ તે સુમાત્રા છે એ ઉઘાડું છે. આ ઉપરથી જણાશે કે તેમને યોગ્ય મોસમની વાટ જોઇ મલાકાની સામુદ્રધુનીના પશ્ચિમ બારા નજીક એ બેટના ઉત્તર વિભાગમાં અટકવું પડયું હશે.

૪૯. તેઓ મુસાફરી કરી કયી અમુક જગાએ ઉતર્યા તે ગ્રંથના કો-ઈપણ ભાગમાં જણાવ્યું નથી. પરંતુ તે જગ્યા પ્રખ્યાત ઓરમઝ બંદર હશે એમ અનુમાન કરવાને સબળ પ્રમાણો છે. આરઘુન ખાનની હકી-કત આ પ્રકરણની નોટ ૩૬ માં આવી છે.

૫૦. આવી લાંબી મુસાફરીઓ જે માણસો બીલકુલ સહી રહેલાં નહોતાં તેમની આટલી મોટી સંખ્યા મરણ પામે એ અસંભવિત નથી. આ સંખ્યા, જે વાહાણ ઉપર ચડેલાં માણસોની સંખ્યાની એક તૃતિયાંશ હતી, તે લોર્ડ એન્સન તથા બીજા સત્તરમા તથા અઢારમા સૈકાના દરિ-યાઈ મુસાફરોએ ગુમાવી હતી તે કરતાં પ્રમાણમાં કંઈ વધારે નથી.

૫૧. ડી ગાઇનીઝ જે પ્રમાણો આપે છે તે ઉપરથી આરઘુન હીજરી સંવત ૬૯૦ ના ત્રીજા માસમાં એટલે ખ્રિ૦ સ૦ ૧૨૯૧ ના માર્ચ માસમાં ગુજરી ગયો એમ જણાય છે.

૫૨. કૈઆકતો જે પ્રતિનિધી તરીકે. રાજ્ય ચલાવતો હતો તે અ-બાક ખાનનો નહાનો પુત્ર અને તેથી આરઘુનનો ભાઈ થતો હતો. એનું

ધીન કરવી તે વિષે હુકમ કરવાનું આ પુરૂષને તેમણે પુછ્યું. તેણે જવાબ આપ્યો કે એ કન્યા આરધુનના પુત્ર કાસાનને [૫૩]અર્પણ કરવી. આ વખતે કાસાન ઈરાનની સરહદ ઉપરના પ્રદેશ જેમનું નામ આરબોર સેકો [૫૪]નામના વૃક્ષ ઉપરથી પડયું છે, ત્યાંની એકાદ જગ્યામાં હતો. આ પ્રદેશમાં દુશ્મનોને આવવાના રસ્તાના મોખરા રોકવા સારૂ સાઠ હજાર માણસોનું લશ્કર ભેગું કરવામાં [૫૫]આવ્યુ હતું, નવી રાણીને ઉપલા હુકમ પ્રમાણે સોં-'

નામ કેખાતુ છે એણે આરઘુનના સગીર પુત્રને પડતો મુકો આરઘુનના મોત પછી રાજ્ય ધારણ કર્યું હતું કદાચ પ્રતિનિધી તરીકે હોય ?

૫૩. આ "કાસાન" જેનેડી ગાઇનીઝ "કાઝાન" લખે છે તે આરઘુનનો વડો પુત્ર જેનું નામ ગાઝાનખાન પ્રસિદ્ધ છે તે હતો. એના બાપના મોત પછી પાંચ વર્ષ સુધી એટલે ઇ૦ સ૦ ૧૨૯૫ સુધી ગાદીએ બેઠો નહોતો. એને એના બાપે એક નવરોઝ નામના સુબા સાથે અનુભવ સારૂ ખુરાસાનમાં મોકલ્યો હતો. આ સુબાના બોધથી તેણે મુસલમાન ધર્મ ધારણ કર્યો અને મહમ્મદ નામ રાખ્યું હતું. બાપના મોત સમયે તે ખુરાસાનમાં રહેતો હતો. અહીં એના કાકા કૈકાતુએ એને કંઈપણ ઉપદ્રવ કર્યો નહોતો, તેમ આરઘુનને વાસ્તે આણેલી કન્યા એનેજ બક્ષવાની ભલામણ કરી તે ઉપરથી જણાય છે કે કાકા ભત્રિજાવચ્ચે દુશ્મનાવટ નહોતી એમની વચ્ચે વેર નહોતું તે એક બીજી હકીકત ઉપરથી જણાય છે. જ્યારે કૈકાતુને મારી નાંખવામા આવ્યો અને હુલાગુખાનના પુત્ર બૈદુએ રાજ્ય હસ્તગત કરી લીધું અને ગાઝાન પોતાના હક સંભાળવા તેના ઉપર ચઢી આવ્યો ત્યારે આવતાવાંત પોતાના કાકાના ખુનીઓને પેહેલવારકા પોતાની રૂબરૂ કરી દેવા હુકમ કર્યો હતો લગભગ આઠ માસ લગી કંઇપણ પરિણામ શિવાય યુદ્ધ ચાલ્યા પછી બૈદુ'તેના મુખ્ય અધિકારીઓના કાવતરાથી નાશ પામ્યો અને ગાઝાન રાજ્યતખ્ત ઉપર બેઠો. આ વખત નવી આણેલી રાજ્યકુમારીને આવ્યે બે વર્ષ થઇ ગયાં હતા. આ રાણીની વિશેષ હકીકત કઇ કેહેવામાં આવી નથી.

૫૪. આ નામના વૃક્ષ ઉપરથી પ્રદેશનું નામ શીરીતે પડયું તેનું વધારે વિવેચન આ પુસ્તકના ૨૦ મા પ્રકરણમાં આપવામાં આવ્યું છે

૫૫. અત્રે જે દેશમાં પ્રવેશ કરવાના મોખરા વિષે લખ્યુંછે તે જેને પૅાર્ટીકાસ્પી અથવા કૅાસ્પીઅન પાસ કહે છે તે છે દર બેન્ડ અને રૂદબરથી આજુરો છે કૅાસ્પીઅનપાસ પૂર્વખંડના ભૂગોળવેત્તાઓ "ખાવર" નામ આપે છે. ફારસીમાં ખાવરનો અર્થ બે ડુંગર વચ્ચેની ખીણ થાય છે તે ઉ-

પી આવવા તેઓ કાસાન તરફ ગયા અને તેને સોંપી પાછી કૈઆકતુ જે શેહેરમાં હતો ત્યાં આવ્યા કેમકે તે શેહેર આગળ થઈને તેમનો રસ્તો હ-તો. [56]અને તેઓ આરામ વાસ્તે નવ માસ રહ્યા. [57]અત્રેથી તેમણે રજા લીધી ત્યારે તેમને ચાર સુનેરી પરવાના મળ્યા, જે દરેક એક હાથ લાંબા, પાંચ ઇચ પહોળો તથા ચાર સોનાના માર્ક તોલમાં હતા. [58]આ પરવાના-

પરથી કે પછીપી કે નામનું ગામ નજીકમાં હોવાથી આ નામ પડયું હશે. હીરોડોટમની ભૂગોળની પરીક્ષા નામના ગ્રંથને પાને ૧૭૪ મે રેનલ લખે-છે કે "આ પ્રખ્યાત રસ્તાને હાલ ખાવર નામ આપેલું છે તે એ નામના એક નહાના ગામ અગર પ્રદેશને લીધે છે. તે ઇસ્પહાન શેહેરની બરોબર ઉત્તરમાં મીઠાના રણની પર્યંત સીમા ઉપર "રે" (રેજીસ) નગરના ખં-ડેરોથી પૂર્વ તરફ પચાસ માઈલ ઉપર છે. રેજીસથી ઓરીસા અને બાકટ્રીઆ તરફ જતાં એલેકઝાંડર (સિકંદર) આ રસ્તે થઈ પસાર થયો હતો. અર્વાચિન વિદ્વાનોમાં ડી લાવ્હેલ અને હરબર્ટ તથા પ્રાચીનોમા પ્લીનીએ તેનું સવિ-સ્તર વર્ણન આપેલું છે. તે રસ્તો આઠ માઇલ લબાઇમા તથા સરાસરી ચાળીસ વાર પહોળાઇમાં છે.

૫૬. ઉપલી હકીકતો લક્ષમા લેતાં કૈઆકતુનું રહેવું ઇરાનના એકાદ દક્ષિણ પ્રાંતમાં થતું હશે. પણ અહીંતો એમ જણાય છે કે તે સમયના ઇતિહાસ સાથે મેળવતાં કૈઆકતુ જ્યા આગળ ગાઝાને પડાવ નાખ્યો હ-તો એટલે કે કયાસપીઅન પાસ આગળની જગ્યા અને આરમીનીઆ, જ્યાં થઇને આપણા મુસાફરોને જવાનું હતું તે વચમા આવેલું હોય. ડી-હરબેલ્ટ, ડી ગાઇનીઝ અને બીજા કેટલાક એમ જણાવે છે કે આ રાજા-ઓની રાજધાની તૌરીસ અથવા તબ્રીઝમા હતી આ શેહેર આદરબીજાન પ્રાંતમાં છે પરંતુ તેઓ ઘણીવાર ઉન્હાળાની ઋતુમા સીરીય પ્રાંતની સર-હદ નજીક રેહેવાના હેતુથી આલઝબાલ પ્રાતમા આવેલા હમાદન શેહેરમા રેહેતા હતા.

૫૭. ઉપરની નોંધથી માલમ પડશે કે આ શેહેર તબ્રીઝ હતું.

૫૮. એક માર્ક આઠ અધોળ તોલમા થાય છે. આ પરવાના વગર કારણના ભારે કીમતના તથા વજનના થઈ પડ્યા હશે. આ ગ્રંથનાં કેટ-લાંક ભાષાતરોમાં માપ તથા વજન આપ્યા નથી કેટલાકમા એમ જણા-વ્યું છે કે તેમની પાસે હતા તેમા બે નવા આપી વધારો કર્યો

ઓમા કુબ્લાખાનના ૫૯ઉપર પરમેશ્વર કૃપાવંત રહે એવી સ્તુતી કરી હતી તેમા ઘણા વર્ષ સુધી તેનું રાજ્ય તપે તેવી આશીશ દર્શાવી હતી તથા જે તેનો હુકમ માન્ય ન કરે તેને મોતની તથા માલમીલકત જપ્ત થઇ જવાની શિક્ષા ફરમાવી હતી પછી એમ જણાવ્યુ હતું કે ખાનના આ ત્રણ એલચીઓને આખા રાજ્યમા સંપૂર્ણ માન આપવુ તેમને થએલું ખર્ચ ચુકવી આપવુ તથા રક્ષણનો પૂર્ણ બંદોબસ્ત કરી આપવો આ પ્રમાણે બરાબર બન્યુ અને ઘણી જગાઓથી તો તેમને બસેં બસેં માણસોનો બંદોબસ્ત આપવામા આવ્યો હતો આ પ્રમાણે સંપૂર્ણ બંદોબસ્ત શિવાય ચલવી લેવાય તેમ હતું પણ નહીં કૈઆકતુ અપ્રીય થઇ પડયો હતો અને લોકો લુંટફાટ તથા ગુન્હાઓ કરવા ઉશ્કેરાઇ ગયા હતા જો રાજ્ય ઉપર ખરો રાજા આવ્યો હોત તો લોકો કંઇ પણ ગરબડ કરત નહીં [૬૦]આ મુસા

---

[૫૯] આ ઉપરથી જણાય છે કે કુટુંબના વડાને આ સર્વ શાખાઓ અધ્યક્ષ માનતી હતી અને કૈઆકતુની કુબ્લાખાનને રાજ્ય ઉપર બેસવા સબંધી પરવાનગી મેળવવી પડી હતી ગાઝાને આ પ્રમાણેની કુબ્લાખાનની હકુમતમા ઘટારો કર્યો હતો અને જ્યારે પોતે રાજગાદી ઉપર બેઠો ત્યારે કુબ્લાખાનની રીવાજ મુજબ મંજુરી મગાવવા એલચીઓ મોકલ્યા નહોતા

[૬૦] આ ઉપરથી કૈઆકતુનો રાજ્ય ઉપર હક નહીં હતોતે સાબીત થાયછે સર્વ ઐતિહાસિકો મળતા આવી લખેછે કે તે વિષયી તથા સર્વ રીતે ખરાબ ચાલનો હતો તેને પોતાની રૈયત તેમજ પરદેશીઓ પણ ધિક્કારતા હતા આવી એની વર્તણુકને લીધે તેના સરદારોએ તેને રાજ્ય ઉપરથી ઉઠાડી મુકી, ગાઝાન નાની ઉમરનો તથા નબળા શરીરનો હોવાથી તેને રાજ્ય ન આપતા હુલાગુના પુત્ર અને માજી રાજાના પિત્રાઇ ભાઇ બૈદુને સોપવા પ્રયત્ન કર્યો બૈદુ આ વખત બગદાદનો સુબો હતો બન્ને પક્ષ વચ્ચે લડાઇ થઇ તેમા કૈઆકતુ જો કે જાતે ઘણો બહાદુર હતો તથાપિ તેના એક સરદારે લડતી વખત પલટાઇ જઈ પક્ષ છોડી દેવાથી હાર્યો અને સગ્રામમા માર્યો ગયો આ રાજાના સામે મુખ્ય મુખ્ય મોગલ સરદારોએ જે બળવો ઉઠાવ્યો હતો તે પોતાના રાજ્યમાં ચીન દેશની પેઠે કાગળનું ચલણ કરવાથી ઉઠયો હતો એ એક વિચિત્ર વાત છે ડીગાઇનીઝનો હુન લોકોનો ઇતિહાસ પાનું ૨૬૭

ફરીમાં તેમને ખબર મળી કે કુબ્લાખાન સ્વર્ગવાસી થયો છે. [૬૧]જેથી ફરીથી પાછા એ દેશોમાં જવાની એમણે આશા છોડી. તેથી પોતાના વતન તરફનોજ રસ્તો લીધો અને આખરે ટ્રેબીઝંદ બંદરે આવી કોન્સ્ટાન્ટીનોપલ ગયા. ત્યાંથી તેઓ નીગ્રોપોન્ટ[૬૨] થઇ વ્હેનીસ આવી પહોચ્યા. આ શેહેરમાં તેઓ કુશળક્ષેમ અખુટ દ્રવ્ય લઇ ઈ૰ સ૰ ૧૨૯૫ માં આવ્યા. આ વખતે તેમણે પરમેશ્વરનો આભાર માન્યો જેણે તેમનું અનેક સંકટોમાંથી રક્ષણ કરી અથાગ થાક શાંત કર્યો. આ સર્વ હકીકત એક પ્રવેશક પ્રકરણ તરીકે છે, કેમકે તેમાં માર્કો પોલોને પૂર્વખંડના પ્રદેશોમાં આટલાં બધાં વર્ષ ગાળી જે જે વસ્તુઓનું તે વર્ણન કરે છે તેમનું જ્ઞાન મેળવવાની તક શી રીતે મળી તે વાંચનારને જણાવવાનો હેતુ છે



૬૧. કુબ્લાખાનને ચીના લોકો હુપીલી અથવા હુપીલે, તથા ચિ-ત્સુ કહેછે એણે કુબ્લાખાન (રાજાધિરાજ) નું પદ ઈ સ. ૧૨૬૦ માં જાહેર કર્યું હતું તથા ઈ. સ. ૧૨૮૦ માં તે સોંગવંશ નાશ થયા પછી ચીનદેશનો શહનશાહ થયો. સોંગવંશ ચીનમાં મનજી અથવા કયાંગનદિની દક્ષિણના પ્રાંતોમાં રાજ્ય કરતો હતો. તે ઈ. સ. ૧૨૯૪ ની શરૂઆતમાં એંશી વર્ષની વયે મરણ પામ્યો હતો. આવા મોટા પુરૂષના મરણની વાત જે તમામ મોગલ તથા તાર્તરી પ્રજામાં અગત્ય ધરાવનારી હોવાથી ઈરાન આવી પહોંચી આપણા મુસાફરોને ઘણીજ જલદીથી મળી હતી તેમાં કંઇ અજાયબ પામવા જેવું નથી.

૬૨. તેમનો સીધો રસ્તો તો કુર્દસ્તાનમાં આવેલા બેદલીશ આગળ થઇ અલેપો જવાનો હતો. પરંતુ આ સમય દરમ્યાન એટલે મીસરના સુલતાને સીરીયાનાં સર્વ બંદરો કબજે કરી લીધા હતાં. આ સુલતાન સાથે મોગલ રાજાઓને હમેશાં લડાઇઓ ચાલ્યાં કરતી હતી, તેથી તેમના પરવાનાને માન મળે એમ હતું નહીં. તેઓ જ્યોર્જીઆ થઇ ટ્રેબીઝંદ જવાથી તેમનો રસ્તો ટુંકો થયો હતો તથા ત્યાંના રાજાનો આશ્રય મળ્યો હતો. આ રાજા ખ્રીસ્તી ધર્મનો હતો. એના કુટુંબે ટ્રેબીઝંદનું ઇ. સ. ૧૨૦૪ થી ઇ. સ. ૧૪૬૨ સુધી રાજ્ય કર્યું હતું.

## પ્રકરણ ૨.

## નહાનું અથવા અંતર આર્મિનીઆ—લાએસસનું બંદર અને પ્રાંતની સીમા.

માર્કોપોલોએ એશીઆખંડની મુસાફરીમાં જે જે દેશો જોયા તેનું વર્ણન કરતા પહેલાં નહાનું અથવા અંતર અને મોટું અથવા બહિર[1] એવા બે ભાગ આર્મિનીઆના છે તે સ્પષ્ટ ઓળખવા જોઇએ. નહાના આર્મિનીઆનો રાજા સેબાસ્ટોઝ[2] નામના નગરમાં રહેછે અને સર્વ રીતે ન્યાયથી રાજ્ય ચલાવેછે. આ પ્રાંતમાં શેહેરો, કિલ્લાબંધી ગામો અને કિલ્લા અ મશ્રિત છે. અહીયાં જીંદગીને જરૂરીઆતની તથા સુખની તમામ વસ્તુ પુશ્કળ પાયછે પણ પક્ષિનો શિકાર પણ પુશ્કળ મળેછે. અત્રે કહેવું જોઈએ કે આ દેશની હવા આરોગ્યતાને માટે વખાણવા યોગ્ય નથી. આ દેશના ગૃહસ્થ વર્ગના લોકો પૂર્વે ઘણા ચંચળ અને વીરનર ગણાતા; પરંતુ સાંપ્રત તો તેઓ મદ્યપી, કાયર તથા નિરૂદ્યમી થઈ ગયા છે. સમુદ્ર કિનારા*

---

૧ આર્મિનીઆના આ ભાગો ટોલમી અને મધ્યકાલના ભૂગોળવેત્તાઓએ પણ પાડ્યા છે. એશિઆખંડનો આ પ્રાંત એરોમન શહનશાહતને તાબે જવાથી આ ભાગ પડ્યા હશે જોકે તેના વિભાગોમાં ફેરફાર થયેછે. બસચીંગે આ પ્રાંત વિષે લખતાં જણાવ્યું છે કે તે મોટા આર્મિનીઆની તથા યુફ્રેતીસ નદિની પશ્ચિમ તરફના કિનારાઓને સીલીશીઆનો ભાગ કહેવાય છે. હેટોન અથવા હાતમના સમયમાં આ પ્રાંતની તૌરસ પર્વતની દક્ષિણ સુધી સીમા હતી, જેમાં આખા સીલીશીઆનો સમાસ થયો હતો. અસલ આ પ્રમાણે નહોતું તે બાબત ઉપલા ઐતિહાસકનું નિર્વિવાદ પ્રમાણ છે.

૨ ઉપલી નોંધથી તથા બીજાં પ્રમાણોથી જણાયું છે કે નહાના આર્મિનીઆનું મુખ્ય શેહેર લીઓન અને હેટોન (હાતમ) ના સમયોમાં સીસ નામનું હતું આ ઉપરથી અનુમાન થાય છે કે અત્રે લખેલું સેબાસ્ટોઝ નામ લખ્યું છે તે સીસ શેહેરનું પુરાતન નામ હશે, અગર એજ સ્થળ આગળ એ નામનું શેહેર હશે ટોલમી પોતાની ભૂગોળમાં જણાવે છે એશિયાઝાઇનરમાં સેબાસ્ટીઆ, સેબાસ્ટે, સેબાસ્ટો પોલીસ એવા નામનાં ઘણાં શેહેરો છે. સીલીશીઆના શેહેરોમા સેબાસ્ટો નામનું એક જ-

ઉપર ઓહોળા વ્યાપારનું મથક લાએસસ* એનામે બંદર આવેલું છે. અહીં વ્હેનીસ, જીનોઆ તથા બીજા ઘણા દેશોના વ્યાપારીઓ વિવિધ પ્રકારના મશાલા તથા કરીઆણું, ઉન તથા રેશમી કપડ અને બીજી ઘ-ણી કીમતી વસ્તુઓનો વ્યાપાર કરવા આવેછે. જેઓ લીવેન્ટની* માંહેલા પ્રદેશોમાં મુસાફરી કરનાર હોયછે તેને અવશ્ય કરી પ્રથમ આ બંદરેજ ઉતરવું પડેછે. નહાના આર્મિનીઆની દક્ષિણે ખ્રીસ્તીઓની પવિત્ર ભૂમિ પાલેસ્ટા-ઈન છે. જે હાલ મુસલમાનોથી વસેલું છે *ઉત્તરે તુર્ક લોકોથી વસેલું ત

ણાવેલું છે. આ ભૂગોળનું લાટીન ભાષાંતર ઇ. સ. ૧૫૬૨ માં પ્રસિદ્ધ થયુંછે તેમાં આ શેહેરના નામ આગળ "એગરટા" એવું પદ લગાડયું છે. આ શેહેરના પુરાતન પાયા ઉપર લીઓન પેહેલાએ (જેના નામ ઉપરથી આરબીમાં દેશનું નામ બેલાદ લીઓન તથા બેલાદ સીસ કહેવાય છે) હાલનું નગર બાંધ્યું હશે અને પુરાતન ગ્રીક નામ ચાલુ રહ્યું હશે. આ-પણને જણાવવામાં આવ્યું છે કે સીસ પહેલાં નહાના આર્મિનીઆનું મુખ્ય શેહેર એસીસ અથવા એસીસા જેને પૂર્વે ઓપરટીઆ કહેતા હતા તે હતું. પ્રમાણુ અને તર્ક મળતાં આવે તો સીસ નામ ઉપલાં નામોનું ટુંકું નામ હશે આ પ્રકરણના પાછલા ભાગમાં સેવાસ્ટા જેને હાલ સીવાસ કહેછે તે વિષે જણાવ્યું છે. પરંતુ લાગતી વળગતી હકીકતોનો વિચાર કરતાં આ શેહેર સીસ શેહેરથી જુદું છે સેવાસ્ટાને મુગલ લોકોએ સલજુક વંશના રાજા પાસેથી થોડાક સમય ઉપર જીતી લીધું છે

૩ લાએસસ અથવા અયાસ સીહૂન અને જીહૂન નદિઓની વચ્ચેના પ્રવાહિત નીચાણના પ્રદેશમાં છે. મેજર રેનલ કહેછે કે તે જીહૂન નદિના મુખ ઉપર વસેલું છે. એનો બધો વ્યાપાર હાલ એલેકઝાન્ડ્રેટા અથવા સ્કેન્ડેરૂન જે અખાતના સીરીયા તરફના કિનારા ઉપર આવેલું છે ત્યાં ચાલુ થયો છે.

૪ લીવેન્ટ શબ્દ ગ્રીક શબ્દ એન્ટોલીઆનું ભાષાંતર છે ગ્રીક લોકો ગ્રીસથી પૂર્વ ભાગોને એન્ટોલીઆ કહેતા એનો અર્થ "ગ્રીસથી પૂર્વ તરફ" એવો થાયછે. આપણો ગ્રંથ કર્તા એશીઆમાઇનરને વાસ્તે લખેછે તે પ્ર-લ્લું છે. લીવેન્ટ સમુદ્રના કિનારા ઉપર સ્મરના નામનુ મુખ્ય બંદર છે. લીવેન્ટ નામ એશીઆમાઈનરની પશ્ચિમના સમુદ્રના ભાગને આપ્યું છે.

૫ પવિત્ર ભૂમિ અથવા પેલેસ્ટાઈન એમ લખ્યું છે તે આખા સી-રીઆને માટે અથવા તે પ્રાંતનો સીલેશીઆ જે સીલીશીઆ અથવા ન-હાના આર્મિનીઆની દક્ષિણ સરહદ ઉપર આવેલો છે તેને વાસ્તે આપણો

કેરમાનીઆ છે; ઇશાન કોણમાં કૈસરીઆ અને સેવારટા[1] નામનાં નગરો આવેલા છે. આ શિવાય બીજાં ઘણાં શેહેરો છે જે તાર્તર લોકોને તાબે છે. પૂર્વ તરફ સમુદ્ર આવેલો છે જે સામા પાસાનાં ખ્રીસ્ત રાજ્યોના કિનારા સુધી પ્રસરેલો છે.

---

## પ્રકરણ. ૩

### તર્કોમાનિઆ પ્રાંત વિષે, જેમાં કોન્નીી, કૈસરીઆ અને સેવાસ્ટા શેહેરે આવેલાં છે ત્યાંનો વ્યાપાર.

તર્કોમાનીઆના[1] રહેવાસીઓના ત્રણ વર્ગ છેઃ એક તો તર્કોમાન લોકો જે મહમદ પેગંબરને માને છે તથા તેના કાયદા પાળે છે. તે ઘણા

---

પ્રયકારે લખ્યું છે. સીરીઆ પ્રાંતની સમગ્ર સિમામાં પેલેસ્ટાઇનનો સમાસ થઇ જાયછે પરંતુ ક્રુઝેડના રણ સંગ્રામીઓ સાધારણ રીતે પેલેસ્ટાઇન કહેતા તેથી આ ગરબડ થઈ જાય એ સ્વાભાવિક છે. અહીં જે મુસલમાનો બતાવ્યા છે તે સુલતાન મામલક ઇજીપ્તનાની રૈયત હતા. આ સુલતાને સીરીયામાંથી ખ્રીસ્ત સત્તા પાસેથી જે જે સલાદીનના અથવા અયુબના વંશજોએ ખોયું હતું, તે સર્વ પાછુ જીતી લીધું હતું. આ લોકોને ઘણું ખરૂં સારાસન એવું નામ અપાયું છે. પરંતુ મુસલમાન એ સાધારણ શબ્દ સર્વ સ્થળે વપરાયો છે.

૬ કરમાનીઆના તુર્કોમાન લોકો તાર્તરી ઓલાદના છે. તેઓ એશીઆમાઈનરમાં સલજુક વંશના રાજાઓના રાજ્યમાં આવી વસ્યા હતા. સલજુક રાજા વિષે આગલી ટીપ જુવો. કૈસરીઆ જેને સીઝારીઆ કહેછે તે અને સેવાસ્ટા અથવા સેબાસ્ટે જેને ટોલમી સેબાસ્ટોપોલીસ તથા હાલમાં લોકો સીવાસ કહેછે. તે જે વંશનો મોગલ લોકોએ ઇ૦ સ૦ ૧૨૪૨ માં પરાસ્ત કર્યો તે વંશને તાબે હતાં.

૧ તર્કોમાનીઆ એ નામ વડે એશીઆમાઇનરમાં સલજુક વંશના તાબાનો તમામ પ્રદેશ સમજવો. આ ભાગ દક્ષિણમાં પેમફીલીઆ અને સીલીશીઆથી તે કાળા સમુદ્ર સુધી તથા પશ્ચિમમાં પાઇસીઆ અને આઇશીઆથી તે અંતર અથવા નાના આર્મિનીઆની સરહદ સુધી પસરેલો છે. તેમાં ફ્રીજીઆ અને કેપેડોશીઆનો મોટો ભાગ, પોન્ટસ, અને મુખ્યત્વે કરીને કરમાનીઆ અને રૂમીઆ (રૂમ) ના પ્રાંતોનો પણ સમાસ

જંગલી તથા જાડી બુદ્ધિના છે. ડુંગરોમાં અને અગમ્ય જગાઓમાં ર-ખડતા ટોળાબંધ ફરે છે, કેમકે ત્યાં એમનાં ઢોરને વાસ્તે ચારો પુસ્કળ મ-ળે છે. આ લોકોનો આહાર પ્રાણિમાંથી ઉત્પન્ન થતા ખોરાકનો છે. આ પ્રાંતમાં ઘોડાની ઉત્તમ જાતિ પેદા થાય છે, જેને તુર્કી ઘોડા કહે છે. ખ-ચ્ચરો પણ ઉત્તમ પ્રકારનાં થાય છે જે મોંઘે મૂલે વેચાય છે.[2] બીજા તથા

થાય છે. પ્રથમ ભાગનું મુખ્ય શેહેર એકોનીઆ છે જેને પૂર્વ તરફના અં-ધકારો કુનેયા અને ક્રૂઝેડવાળા કોન્ગી કહેતા હતા; બીજાનું મુખ્ય શેહેર સેબાસ્ટે અથવા સેબાસ્ટોપોલીસ હતું જેનો અપભ્રંશ થઈ સ્રાવાસ નામ પડ્યું હતું. જે સરદારના નામ ઉપરથી સલજુક વંશ સ્થાપિત થયો તે જાતનો તરકોમાન હતો. સાંહુન અથવા જક્ઝારટીસ નદિના ઇશાન તીરે આવેલા તુર્કસ્તાનનો રહેવાસી હતો. તે વોલગા નદિ ઉપર આવેલા ખેઝ-ઝરના રાજાની નોકરીમાં હતો. ત્યાંથી નાશી ગયો અને ઓક્સસ નદિની આણીતરફના દેશમાં નસીબ અજમાવવા લાગ્યો. આ પ્રમાણે તેના કુટુંબ-ના ઘણાકે ખુરાસાનમાં કર્યું હતું. અહીં ઘણાં પરાક્રમોથી પ્રખ્યાત થયા તથા તર્કોમાન લોકો તેમને આવી મળવાથી તેઓએ એક બાદશાહી સ્થા-પી જેનું મુખ્ય સ્થળ ઈરાન હતું. આ લોકોની એક બીજી શાખાએ યુ-નાનના બાદશાહ પાસેથી ઇ. સ. ૧૦૮૦ માં એશીઆ માઇનર છીનવી લીધું અને ત્યાં રાજ્ય સ્થાપ્યું, જે વિષે અત્રે લખવામાં આવ્યું છે. આ રાજ્યમાં થઇને ક્રૂઝેડમાં આવેલા ખ્રીસ્તી રાજાઓએ પવિત્ર ભૂમિ તરફ જતાં જોરથી પ્રવેશ કર્યો હતો અને લડાઇની શરૂઆતમાંજ છ લાખ ઉ-પરાંત મનુષ્યો માર્યા ગયાં હતાં એમ ઐતિહાસકો અટકળ કરે છે. આખ-રે સલજુક વંશ બહાદુર જંગીઝખાનને તાબે થયો હતો અને જ્યારે આ-પણો મુસાફર અહીં આવ્યો ત્યારે અસ્તવ્યસ્ત અને નિર્માલ્ય થઇ ગયો હતો. પરંતુ ઓટોમન સહેનશાહત એમનીજ બાકી રહેલી ઓલાદમાંથી થઇ છે, જેને સ્થાપન કરનાર ઐકોનીઅમના છેલ્લા રાજાઓમાંના એકાદની નોકરીમાં હતો.

૨ તર્કોમાન તાર્તરો હજુ પણ ભટકતી ટોળીઓમાં ખાસ એશીઆ માઇનરમાં પણ ફરતા ફરે છે અને તેમની જાતો હજુ પણ છે. ચાલાકી તથા બળને વાસ્તે તુર્કી ઘોડા આખા પૂર્વ ખંડમાં વખણાય છે.

ત્રીજા વર્ગમાં ગ્રીક (યુનાની) તથા આર્મીનીઅન લોકો છે. આ લોકો શે-હેરો તથા કિલ્લાઓથી ગામોમાં રહે છે તથા વ્યાપાર અને કારીગરીથી પોતાનું ગુજરાન પેદા કરે છે. દુનીયામાં વખાણાયલી શેતરંજીઓ અને કીરમજી તથા બીજા ઉંચા રંગના રેશમ અહીં સારાં બને છે. એનાં મુખ્ય શેહેર કોન્ગી, કેસરીઆ, અને સેવાસ્ટામાં સેન્ટબ્લેઇસ નામનો[3] પવિત્ર પુરૂષ ધર્મને વાસ્તે દેહત્યાગ કરી દૈવી ગતિને પ્રાપ્ત થયો હતો. આ શેહેરો પૂર્વ તાર્તરીના ખાનને તાબે છે. ખાન તરફથી અહીં સુબા નીમવામાં આવે છે[4] હવે બહિર અથવા મોટા આર્મિનીઆ વિશે બોલીશું.



## પ્રકરણ ૪.

### મોટું અથવા બહિર આર્મિનીઆ—તેમાં આવેલાં મુખ્ય નગરો અરઝીંગાન, અરગીરોન અને ડાયરઝીસ—પૈપધોનો કિલ્લો જ્યના શિખર ઉપર નુહ પેગંબરની હોડી અટકી હતી તે પર્વત-પ્રાંતની ચતુસ્સીમા—અને જાણવા જોગ તેલનો ઝરો.

૩ બાયોગ્રાફીક ડીક્શનેરી (જીવન ચીત્રનો કોષ) માં લખે છે કે "કેપેડોશીઆમાં આવેલા સેબાસ્ટા નગરનો પાદરી બ્લેઇસ નામે હતો. તેને બીજા ત્રીજા સૈકામાં ફટકા મારી તથા તેનુ માંસ લોહોડાની કાંશકીઓ વતી ઉતરડી નંખાવ્યા પછી શિરચ્છેદ કરી મારી નાંખવામાં આવ્યો હતો. ઉનને ઓળવાનો શોધ આ પાદરીએ કર્યો એમ શાથી કહેવાય છે તે જણાતું નથી; પરતુ એને ઉન ઓળવાનાં (પીંજવાનાં) જે ઓજારો તેથી મારી નાખવામાં આવ્યો હશે."

૪ આ રાજ્યકર્તાવંશ હુલાગુખાનનો છે. ઉત્તર તરફથી એની જોડે તાર્તરો આવ્યા. આમને આપણો મુસાફર પુર્વ તાર્તરી એવું નામ બાતુના વશજો, જે વોલગા નદિ નજીક કયાસપીઅન સમુદ્રના ઇશાનકોણ તરફ વસ્યા અને યુરોપમાં ઝતો મેળવી વધારો કર્યો તેમનાથી સ્પષ્ટઓળખાવા સારૂ આપે છે. પુર્વ તાર્તરી લોકો ઓકસસ નદિની આણીતરફના પ્રદેશ તથા ખુરાસાનમાં થઈ પુર્વ તરફથી આવી ઈરાનમાં વસ્યા હતા.

મોહું આર્મિનીઆ એક વિસ્તીર્ણ પ્રાંત છે તેમા પ્રવેશ કરતા આરઝીંગાન[1] નામે નગર આવે છે આ નગરમા અત્યંત બારીક સુતરનુ કાપડ જેને "બોમ્બા ઝીન" [2] કહે છે તેનો વણાટ ઘણો થાય છે વળી બીજો પણ ચિત્ર વિચિત્ર વણાટ માલ તૈયાર થાય છે, જે સર્વનું સવિસ્તર વર્ણન કરવું કંટાળો ઉપજાવે. આ પ્રાંતમા ઉન્હા પાણીના પૃથ્વીમાથી નીકળતાં સુંદર ઝરણો છે જેમા સારી રીતે નાહી શકાયછે આવા

---

૧ અરબ ગ્રંથકારોના લખવા પ્રમાણે આરઝીંગાન નગર રૂમૈયાની સરહદ ઉપર આવેલુ છે, પરતુ મોટા આર્મિનીઆની સીમામા પ્રવેશ કરતાજ આવે છે એક પૂર્વનો ભુગોળવેત્તા તથા ડી હરબેલોટ લખે છે કે "આ શહેર ઘણુ પ્રખ્યાત છે રૂમૈયા અને ચાલાતમની વચ્ચે આવેલુછે જ્યા આગળ આર્ઝેરમ છે મોટા આર્મિનીઆની સરહદની અદર આવેલુ છે જોસેફાટ બારબેરો નામનો વ્હેનીસનો રહેવાસી હતો જેણે ઇ સ ના પદરમા સૈકામાં ઇરાન દેશમા મુસાફરી કરી હતી તે લખે છે કે આરઝીંગાન પ્રથમ તો ઘણું પ્રખ્યાત તથા અગત્યતા ધરાવનારૂ શહેર હતું, પરતુ એ સમય તો ઘણે ભાગે પાયમાલ થયુ હતુ

૨ આ કપડને રામુશીઓની ઇટાલીઅન પ્રતોમા "બોકાસીની બમ્બાજીઓ અને તેના લાટીન ભાષાંતરોમા "બકીરેનસ બક્રામીસ તથા બક્રેમસ એવા નામ આપ્યા છે એનો વણાટ કેવી તરેહનો હતો તે વિષે આપણા કોષોમાથી કંઈ જણાઈ આવતુ નથી કોટગ્રેવે પ્રસિદ્ધ કરેલા કોષોમા ( ઇ૦ સ૦ ૧૬૧૧ ) એવુ લખે છે કે "બાકાસીન નામનુ કપડુ એ ઝીણુ બક્રામ છે તથા તાફતાને મળતુ આવે છે" પરતુ એ તો ઉઘાડુજ છે કે બોમ્બાજીઓ અથવા સુતરના વણાટને આ વર્ણન લાગુ પડતુ નથી ફૂરકા તથા ફ્રેકાન્જેના કોષોમા ' બક્રામ બીએનચીસીમા" તથા "બક્રામ બમબાજીનો" વિષે લખ્યુ છે બન્ને ગ્રંથ કર્તાઓ પ્રમાણ આપણા ગ્રંથકર્તા માર્કોપોલોનુ જ આપે છે સર્વે દષ્ટાંતો ઉપરથી એટલુ જણાયછે કે એ ઝીણુ, સુવાળુ તથા સફેત રગનું સુતરાઉ કાપડ હશે એથી ઉલટુ તેને બક્રામ કહે છે પુરાતન લાટીન પ્રતોમા બક્રામ અને બામએસ એ બે જુદી ભાતો હતી એમ લખે છે

ઝરણો અહીં સ્થળે સ્થળે મળી આવે છે [3] ત્યાના રહેવાસીઓ ઘણે ભાગે આર્મિનીઅના મૂળ વતનીઓજ છે પરંતુ તેઓ તાર્તરી લોકોની રાજ્ય સત્તાને તાબે છે

આ પ્રાંતમા ઘણા નગરો આવેલા છે પરંતુ અરઝીંગાન મુખ્ય છે આ શેહેરમા ખ્રીસ્તી લોકોનો ધર્માધ્યક્ષ રહે છે એથી ઉતરતા શેહેરો અરગીરોન [4] અને ડારઝીઝ છે [5] આ પ્રાંત ઘણો વિસ્તીર્ણ છે ગ્રીષ્મઋતુમા પુર્વ તાર્તરી લોકોના લશ્કરને, ત્યા આગળ ઢોરોને વાસ્તે સારો ચારો

૩ ઉન્હા પાણીના કુદરતી ઝરા એશીઆ માઇનરમા અને મુખ્યત્વે કરીને એન્સાઇરા જેને સાપ્રત એન્ગોરા અથવા એન્ગુરા કહેછે તેની નજીકમા ઘણાંજ આવેલા છે હજુ સુધી પણ ત્યા ઘણા લોકો ત્યા જાયછે રેનને ક્રુસેડનું લશ્કર પાછુ જે રસ્તે ફર્યું તેનો નકશો આપતા જ્યા " થર્મી " લખ્યુ છે ત્યા આગળ આ ઝરણોછે જ્યોર્જીઆ પ્રાંતના તિફ્લીસ નગર આગળ પણ આવા ઝરણો છે એમ સાભળવામા આવ્યુ છે પરંતુ અરઝીંગાન આગળ આવા ઝરણોં વિશે પૂર્વના ભૂગોલ લેખકોના ગ્રંથોમા મારા જોવામા નથી આવ્યુ

૪ અરગીરોન એ અર્ઝેરૂમનો અપભ્રંશ છે ગ્રીક અધિરાજની પૂર્વમા સત્તા જામી હતી તેવામા તેમના તાબાનો આ છેલ્લો કિલ્લો હતો તેને આ નામ આપેલુછે અબુલફીદા કહેછે કે "અર્ઝેરૂમ એ રૂમૈયાની સીમાની બાહર આવેલું છે યુફ્રેતીસ નદીની પૂર્વ બાજુ તરફ આવેલુ છે

૫ ડાર્ઝીઝને બેનની પ્રસિદ્ધ કરેલી આવૃત્તીમા ડારઝીરીમ, તથા જુની ઈટાલીઅન પ્રતોમા અરઝીક, અરસીરી તથા અરઝીરી લખેલુછે સાપ્રત તેને અર્જીઝ કહેછે વાન સરોવરની પાળ ઉપર વસેલુંછે એનુ પુરાતન નામ અરસીસાપેનસ છે મેકડોનાલ્ડ કીનીર લખેછે કે " અરઝીઝ છહજાર માણસની વસ્તિનુ ગામ છે વાનથી ત્રણ દિવસની મુસાફરી લાગે એટલે દૂર સરોવરની વાવ્ય તરફ કોણ્ય વસેલું છે સરોવરમા ચારબેટ આવેલાછે તેમાના એક ઉપર તો આર્મિનીઆનો એક મઠ છે જેમા ત્રણસેં પાદરીઓ રહેછે " જુવો મરાનની તવારીખ પાને ૩૨૮-૨૯ અત્રે જણાવવુ જોઇએ કે આ જગાઓ આપણો મુસાફર પાછો ફર્યો ત્યારે તોરીસથી ટેબીઝંદ જતા રસ્તામા આવી હતી

મળનો હોવાથી, રહેવાનું મથક છે પરંતુ શીત ઋતુના આરંભમાં તેઓને આ જગા છોડવી પડે છે, કારણ કે બરફ બહુ પડતો હોવાથી તથા ઢો રાઓને ચારો મળતો નહીં હોવાથી તેમને દક્ષિણ ભાગમાં આવી રહેવું પડે છે ટ્રેબીઝંડથી તૌરીસ જતાં પૈપર્થ૬ નામનો કિલ્લો આવે છે આ કિલ્લામાં એક રૂપાની ૭ખાણ છે આર્મિનીઆના મધ્ય પ્રદેશમાં એક અત્યંત વિસ્તાર પામેલો તથા અત્યંત ઉંચો પર્વત છે, જેના ઉપર એવું કહેવાય છે કે જલપ્રલય સમયે પેગંબર નુહની હોડી આવીને સ્તભી હતી આ ઉપર થી એ પર્વતને "હોડીનો પર્વત" એવું નામ આપેલું છે૮ એ પર્વતની પ્રદક્ષિણા કરતાં બરાબર બે દિવસ લાગે છે એ પર્વત ઉપર ચઢવું કેવળ અ શક્ય જ છે કારણકે તેના શિખર ઉપર બરફ અત્યંત પડે છે અને પીગળી નહીં જતાં ઉલટો વધતો જાય છે એમ છતાં હેઠાણના પ્રદેશોમાં બરફ પીગ ળવાથી ભૂમિ ઘણી ફળદ્રુપ થાય છે તથા તેથી લીલોતરી એટલીબધી થાય છે કે ઉન્હાળાની ઋતુમાં પાસેના પ્રદેશોમાંથી આવેલાં તમામ ઢોરને ચારો

૬. પૈપર્થને ડાન્વીલ તથા રેનલે આપેલા નકશાઓમાં "બૈબર્ત" લ ખેલું છે અઝેરૂમથી ઉત્તર દિશામાં પર્વતો વચ્ચે આ કિલ્લો છે પર્તનો અર્થ આર્મિનીઅન ભાષામાં કિલ્લો થાય છે પરંતુ અરબીમાં "પ" અક્ષર નહીં હોવાથી તેમણે "બ" વાપર્યો હશે જૉસેફાટ બારબેરોએ આ કિલ્લા સંબંધી નોંધ પોતાની ઇરાનની મુસાફરીના ગ્રંથમાં પણ લીધી છે

૭ હિતનામાં આવેલી આ ખાણ પુરી ગઇ હશે તથાપિ આર્મિની આના આ ભાગમાં રૂપાની ખાણો આવેલી છે

૮ આર્મિનીઆનો આ પર્વત (જેને બાઇબલમાં "આરારાત" નામ આપ્યું છે,) જે ઉપર ખ્રીસ્તી લોકોના મત પ્રમાણે નુહ પેગંબરની હોડી અટકી હતી તે ઇરીવ્હાન અથવા ઇરિવાન શહેરની નજીકમાં છે મુસલ માનો આ સ્થળ જુદું બતાવે છે ડોહર એસોટ તથા ઇબ્નહૌકલ, કહે છે કે "જુડી" પર્વત નીઝીબીનની નજીકમાં છે એવું કહેવામાં આવે છે કે પેગંબર નુહની હોડી આ પર્વત ઉપર અટકી હતી (આઉસલેકૃત ભાષાંતર પાનું ૬૦) મેજર રેનલ કહે છે કે "જુડી પર્વત" જઝીરત ઇબ્નઉમરની સામે આવેલા કારદુકો પર્વતનો એક ભાગ છે અને અહીં નુહ પેગંબર તથા તે ની હોડીના માનાર્થે દરવેશો દીવો બળતો રાખે છે

પુગે પાડેછે.[૯] આર્મેનીઆની નૈરૂત્ય કોણ તરફની સીમા ઉપર મોસલ અને મરદીન નામના પ્રાંતો આવ્યા છે, જેમનું વર્ણન આગળ આવશે. બીજા પણ ઘણા પ્રાંતો આવેલાછે પણ તે ઘણાજ હોવાથી તેમનું વર્ણન કરાળા ભરેલું થઈ પડે. ઉત્તર દિશા તરફ જોરજાનીઆ પ્રાંત આવેલોછે. આ પ્રાંતની સરહદ ઉપર એક તેલનું[૧૦] ઝરણુ છે જે એટલોબધો જથ્થો કાહાડે છે કે ઉંટોનાં ઉંટો ભરી જવામાં આવેછે. આ તેલ ખાવાના ઉપયોગમાં આવતું નથી, પરતુ મનુષ્ય અને ઢોર ચામડીનાં દરદો ઉપર તથા બીજા કેટલાક વ્યાધિઓ ઉપર ઔષધ તરીકે વાપરવામાં આવે છે. બાળવાના કામમાં પણ તે સારૂં ઉપયોગી છે. આસપાસના પ્રદેશો જે એ ઝરણુને લગતાછે ત્યાતો દીવામાં આ તેલજ વપરાયછે. વળી ઘણા દૂર દેશોના લોકો પણ આ તેલ ભરીજવા અહીં આવેછે.



૯ આ પ્રાંતની ફળદ્રુપતા વિષે મોઝીઝ કોરેનેનસીસે પોતાના ભૂગોળ ગ્રંથમાં પાને ૩૬૧ મે સારી નોંધ લીધી છે.

૧૦ આ તેલ જેને પેટ્રોલીઅમ અથવા રૉકઑઇલ કહેછે તેવાં ઝરણો દુનીઆના ઘણા ભાગોમાં માલમ પડી આવે છે. આ ઠેકાણે જેનું વર્ણન કર્યુંછે તે કયાસપીઅન સરોવરને તીરે આવેલા સીરવાન આગળનું ઝરણુછે. જોન કાર્ટરાઈટ, "પ્રીચરની મુસાફરી" એ નામે ગ્રથમાં લખેછે કે આ જગાની નજીકમાં પૃથ્વિમાથી નિકળતુ એક વિચિત્ર અને અદ્ભુત ઝરણુ છે. જેમાંથી એક તરેહવાર જાતનુ તેલ વહેછે, જેને ઇરાનના તમામ ભાગોમાં દીવામાં બાળવાના કામમાં લેછે. લોકો ઉંટ તથા બળદો ઉપર જથાબંધ ભરી જાયછે. આવા ત્રણસેં ચારસેં માણસોના કાફલા વારંવાર આપણુને રસ્તામાં મળેછે (ઓકમફર્ડ મુસાફરીઓનો સંગ્રહ ભાગ ૧, પા. ૭૩૨) સ્ટ્રેહલેનબર્ગે આ તેલને "મરેનનાફથા" છે એમ કહી વર્ણન કર્યુંછે. જે "કાળાનાફથા" થી તદ્દન જુદુછે. આ બન્નેનું વર્ણન કીમ્ફરે આપ્યુંછે. (એમીનીટેટ એકઝોટી. પા. ૨૭૪-૨૮૧.)

## પ્રકરણ ૫.

### ઝોરઝાનીઆ પ્રાંત તથા તેનો ચતુસ્સીમા—એમાં પ્રવેશ કરવાનો રસ્તો જ્યાં શીકંદરે "લોખંડનું દ્વાર" એ નામની દીવાલ બાંધી હતી—તીફલીસમાં આવેલા એક ઝરણ વિષે અદ્દ્‌ભૂત કથા.

ઝોરઝાનીઆના[1] રાજાને દાઉદ મલિક કહે છે. મલિકનો અર્થ રાજા[2] થાય છે. આ પ્રાંતનો એક ભાગ તાર્તર લોકોને તાબે છે અને બીજો ભાગ, તેમાં મજબુત કિલ્લાઓ આવવાથી ત્યાંના મૂળ વતની રાજાઓને તાબે છે. આ પ્રદેશ બે સમુદ્ર વચ્ચે આવેલો છે. એની ઉત્તરના (પશ્ચિમના) સમુદ્રને યુક્ઝાઇન અથવા મોટો સમુદ્ર અને પૂર્વ સમુદ્રને અબાકુનો અથવા ક્યાસ્પીઅન[3] સમુદ્ર કહે છે. અબાકુનો સમુદ્ર ઘેરાવામાં અઠાવીસેં માઇલ છે. આકારમાં કુદરતી રીતે સરોવરનું રૂપ પકડે છે, કા-

---

૧ ઝોરઝાનીઆને હાલમાં જેને જોર્જીઆ કહે છે તે છે. આર્મિનીઆની સરહદ ઉપર આવેલો એ પ્રાંત છે તેનું મુખ્ય નગર તીફ્લીસ હતું. લાટીન તથા વ્હેનીસની ભાષાઓમાં "જ" તથા "ઝ" નો તફાવત નહીં હોવાથી આપણા મુસાફરે "ઝ" વાપર્યો હશે. લાટીન પ્રતોમાં તો જોર્જીઆ સાફ લખેલું છે.

૨ જોર્જીઆના રાજાઓની વંશાવળીમાં દાઉદ (ડેવીડ) નામ ઘણું આવે છે. આ નામ પ્રિય થઈ પડવાનું કારણ કંઈ પુરાતન સમયનું બતાવવામાં આવે છે. આ ઉપરથી એક મુસાફર ત્યાંના તમામ રાજાઓનું નામજ દાઉદ છે એમ ધારે તે અસંભવિત નથી. "મલીક" નામ પણ આપણા ગ્રંથકારે દાઉદની સાથે વાપર્યું છે તે તેને મળેલાં અરબી સાધનોથી હશે એમ જણાય છે.

૩ ક્યાસપીઅન સમુદ્રને પુર્વ તરફના લેખકો "ખુઝરનો સમુદ્ર" એવું નામ આપે છે. તેને ઇરાનીઓ બાકુનો સમુદ્ર નામ આપે છે. ઈ. સ. ૧૫૬૨ માં વ્હેનીસમાં પ્રસિદ્ધ થએલા ટોલમીના નકશાઓમાં પણ બાકુ નામ લખેલું છે. આ સરોવરની નૈઋત્ય કોણમાં આવેલા બાકુ નામના પ્રખ્યાત બંદરના નામ ઉપરથી તેનું નામ પડ્યું છે.

રણુ કે તે કોઈ સમુદ્ર સાથે સગમ કરતો નથી આ સરોવરમા ઘણાક બેટો છે એમાના કેટલાકમા, જે સમયે તાર્તાર લોકોના મહારાજાએ[૪] ઇરાન દેશને પાયમાલ કર્યો ત્યારે જે લોકો નાસી છુટયા તે લોકો વસે છે આ લોકોએ આ બેટોના પર્વતો તથા કિલ્લાઓમા ભરાઈ આશ્રય લીધો હતો અને પોતાનો બચાવ કર્યો હતો આ બેટોમાના કેટલાકમા ખેતી બીલકુલ થતી નથી આ સમુદ્રમા માછલી ઘણીજ પેદા થાય છે નદીઓના મુખ આગળ સ્ટુરજીઅન અને સાલમન જાતિની માછલીઓ વધારે થાય છે અને બીજી મોટા કદની પણ પાકે છે[૫] દેશમા " બોકસટી ' નામનુ ઝાડ પુષ્કળ પેદા થાય છે [૬]મને ખબર મળી હતી કે પુરાતન સમયમા

---

૪ ઇ સ ૧૨૨૧ મા જગીઝખાનના લશ્કરે ઇરાન દેશ પાયમાલ કર્યો તેનું અનુસધાન અહીં કર્યું છે બચાવને વાસ્તે લોક નાશીને આ બેટોમા વસ્યા હશે તે અસભવિત નથી પરતુ હાલ ત્યા વસ્તી નથી માછી લોકો ત્યા જા આવ કરે છે

૫ દરેક સમયમા કયાસ્પીઅન સમુદ્રની અને મુખ્યત્વે કરી વોલગા નદિના મુખ આગળ પેદા થતી મછીઓ પકડવાનું કામ બહુ ચાલતું આવેલુ છે બ્રુસ કહેછે કે "આ નદિમા જે ઘણી જાતિની માછલીઓ પેદા થાયછે તેમા સ્ટુરજીઅન જાતની ઘણી વખણાયલી છે' કારણ કે તેનાઇંડાથી જેને રશીઅન લોકો ઇકરી તથા આપણે કેવીઅર નામનો ખોરાક બનાવીએ છીએ તે બનેછે બેલુગા અથવા ધોળી માછલી થાયછે તે પણ જાણવા જોગ છે આ માછલી પાચ કે છ વાર લાબી તથા તેના પ્રમાણમા જાડી થાયછે વળિ ઓસોટ્રીન જાતની પણ થાયછે જે ઘણી મોટી, જાડી, અને ખાવામા અત્યત સ્વાદિષ્ટ છે બીજી ઘણી જાતની માછલીઓ અહીં પેદા થાયછે પરતુ સર્વેનું વર્ણન અરુચિકર થઈ પડે (મમોયર્સ પા ૨૩૬) સ્ટ્રેહલેનબર્ગ, બેલુજ માછલી વિષે લખેછે કે તે સ્વાદિષ્ટમા સ્વાદિષ્ટ છે તથા તેણે છપન છપન ફીટ લાબી તથા ઘેરાવામા અરાઢ ફીટ જાડી જોયાનું લખેછે પા ૩૩૭

૬ આ વૃક્ષ વિષે પદરમા સૈકાના મુસાફર એમ્બ્રોજીઓ કાન્ટારીનોએ સહજ કર્યું છે હાલના મુસાફરોએ કઈ સ્પષ્ટ વર્ણન કર્યું નથી

આ દેશના રાજાઓ પોતાના જમણા ખભા ઉપર ગરૂડ૭ પક્ષિનું ચિન્હ ધારણ કરતા હતા લોકો મજબુત બાંધાના, ધનુર્વિદ્યામાં કુશળ તથા યુદ્ધમાં પરાક્રમી છે તેઓ ખ્રીસ્તી ધર્મ પાળેછે તથા તે ધર્મની ગ્રીક ચર્ચશાખામાં માનતા કૅથોલિક છે. પશ્ચિમ તરફના પાદરીઓની પેઠે તેઓ માથાના વાળ ટુંકા રાખે છે.

આ પ્રાંતમાં સીકંદર પાદશાહ પ્રવેશ કરી શક્યો નહોતો પ્રવેશ કરવાને રસ્તો એક બાજુએ સમુદ્ર અને બીજી બાજુએ ઉંચા પર્વતોની હાર લાગી રહી છે, તેથી તથા ઘણોજ સાંકડો હોવાથી તથા દુર્ગમ્ય ઝાડી હોવાથી પ્રવેશ કરવાનુ અતિશય અશક્ય હતુ આ સાંકડો રસ્તો લગભગ ચાર માઈલ સુધી ચાલે છે આ મજબુતાઈ વડે થોડાકજ માણસો આખી દુનીઆની સામે સ્વદેશનું રક્ષણ કરી શકતા હતા જ્યારે સિકંદર આ દેશમા પ્રવેશ નજ કરી શક્યો ત્યારે આ દેશના લોકોના ઉપદ્રવથી પોતાના દેશને રક્ષિત રાખવાના હેતુથી તેણે આ સાંકડા રસ્તાના મુખ આગળ એક મોટી દીવાલ ચણાવી તથા તેના ઉપર બુરજો બાંધી રક્ષણનો પાકો બંદોબસ્ત કર્યો. આ દીવાલ એટલી બધી મજબુત હતી કે તે ઉપરથી રસ્તાનું નામ "લોખંડનું દ્વાર૮" અથવા "લોખંડનો દરવાજો" પડ્યુ છે આ ઉપરથી

૭ આ દંત કથાઓથી એમ સમજવામા આવેછે કે આ રાજાઓ કોન્સ્ટાન્ટીનોપલના મહારાજાઓની ઓલાદના હતા અથવા તેમનું તેમ ધારવુ હતુ તેથી તેમની માફક બીજા રાજ્ય ચિન્હો સાથે ગરૂડ ચિન્હ પણ ધારણ કરતા હતા

૮ આ પ્રવેશ કરવાનો રસ્તો પ્રખ્યાત છે તે કોકેસસ પર્વતની તળેટી અને સમુદ્ર વચ્ચે આવેલો છે, અહીં આગળ દરબંદ નામનુ નહાનુ પણ મજબુત શહેર વસેલુ છે, જેને આરબ લોક 'બાબુલ અબવાબ' (દ્વારનુ પણ દ્વાર) તુર્ક લોકો "દમીર કપી" (લોખંડનુ દ્વાર) અને ઇરાનીઓ "દરબંદ" (અવરોધ) નામથી લખેછે આ શહેર જોર્જીયા અને ઇરાનના શિરવાન પ્રાંતની વચ્ચે છે બ્રુસ કહે છે કે "અહીંના વતનીઓનું ધારવું એમ છે કે, દરબંદ શહેર સિકંદર પાદશાહે વસાવ્યુ હતુ તથા કારાનના સીથીઅન લોકોના હુમલા અટકાવવાના હેતુથી મોટી દીવાલ બાંધી હતી તે ઠેઠ કાળા સમુદ્ર સુધી લાંબી હતી (મેમોયર્સ પા ૨૮૪) સામા-

સિકંદરે તાર્તર લોકોને બે પર્વત વચ્ચે દોર્યા હતા એમ કહેવાય છે. સિકંદરે ઘેરેલા લોકને તાર્તર નામ આપવું એ ઉચિત નથી,[૯] કારણ તે સમયે તેમની ઉત્પત્તિજ હતી નહીં. પરંતુ તે લોકો કુમાની જાતિના તથા બીજી કેટલીએક જાતોના હતા. આ પ્રાંતમાં ઘણાં શહેરો તથા કિલ્લાઓ છે મનુષ્ય જીવનને ઉપયોગી સર્વ ચીજો થાયછે.

આખા દેશમાં રેશમ ઘણું નીપજે છે. અને અહીં રેશમ ઉપર કલાબતુના ભરત કામની બનાવટ થાય છે.[૧૦] અહીં "એવીગી[૧૧]" જાતિનાં ગીધ,

---

નીઅન વંશનો રાજા યજદીગર્દ બીજો, જેણે ઇસ્વીસનના પાંચમા સૈકામાં રાજ્ય કર્યું હતું, તેણે આ દીવાલની મરામત કરાવી હતી. વળી પછી એજ વંશના રાજા નોશીરવાને ઇ. સ. ૫૭૯ માં મરામત કરાવી હતી.

૯ કોમાની અથવા કોમાનીઅન લોકોની જે હકીકત મળી આવે છે તે ઘણે ભાગે અપ્રસિદ્ધ તથા અસંબદ્ધ છે. એમ છતાં એટલું તો જણાયું છે કે ઇસવીસનના તેરમા સૈકામાં આ લોકો કયારપીઅન સમુદ્રની વાવ્ય કોણના પ્રદેશોમાં તથા વોલગા નદીના કિનારાના પ્રદેશોમાં કાળા સમુદ્ર તરફ તેઓ વસતા હતા તથા તેમને કપચક તાર્તરોએ તાબે કરી નાબુદ કર્યા હતા, ગીબન કહે છે કે "કોમાન લોકો તાર્તરોની એક ટોળી હતી. તેઓ અગીઆરમા તથા બારમા સૈકામાં મોલડેવીઆની સરહદ ઉપર વસતા હતા. આ લોકોનો મોટો ભાગ મૂર્તિ પૂજક હતો તથા કેટલોક ભાગ ઇસલામ ધર્મ માનનાર હતો. પરંતુ એ સર્વેને હંગારીના રાજા લુઇએ ઇ. સ. ૧૩૭૦ માં ખ્રીસ્ત ધર્મમાં આણ્યા હતા.

૧૦ જોરજીઆ તથા આર્મિનીઆના ઘણા પ્રાંતો ઇતિહાસના સર્વ કાલમાં રેશમના કીડા ઉત્પન્ન કરવા તથા રેશમના વ્યાપાર માટે પ્રસિદ્ધ થએલા છે. તેમજ નજદીકમાં આવેલો ઇરાનનો પણ કેટલોક ભાગ પ્રસિદ્ધછે.

૧૧ ગીધ પક્ષિની આ કયી જાતિછે તે મને ખબર નથી. તેમજ એવીગી શબ્દ શુદ્ધ રીતે લખાયો હોય તેમ પણ જણાતું નથી. આ જાતિના પક્ષિઓ માટે દેશ પ્રખ્યાતછે તે ઘણા મુસાફરોના લખાણથી જણાય છે. જ્યારે ચાર્લીન મીંગ્રેલીઆમાં આવ્યો હતો ત્યારે યુરોપના બજારો વાસ્તે અહીંના શિકારનાં પક્ષિઓ વ્યાપાર સારૂ લેવા આવ્યોછું એમ કહી તુર્ક લોકોને છેતરવાની તેને ફરજ પડી હતી.

પક્ષિ, પુષ્કળ થાયછે અહીંના લોક વ્યાપાર તથા હસ્ત કારીગરીથી ભરણ પોષણ કરેછે. દેશમાં અનેક પર્વતો હોવાથી તથા તેમાં પ્રવેશ કરવાના રસ્તા ઘણા સાંકડા તથા મજબુત હોવાથી તાતંર લોકો આ દેશની સંપૂર્ણ જીત કરી શક્યા નથી. અહીં એક મઠછે, જે સેઈન્ટ લેનાર્ડોને સમર્પિત કરવામા આવ્યોછે. એને લગતો નીચે પ્રમાણે અદભૂત ચમત્કાર થયા કરે છે જેની પ્રદક્ષિણા કરતા ચાર દિવસ લાગે તેવા ખારા પાણીના મનોવર ઉપર આ મઠ બાંધેલોછે ત્યાં આગળ "લેન્ટ" નામના રોમન કેથોલિક ધર્મના લોકોના ઉપવાસના તહેવારના પ્રથમ દિવસ સુધી આ સરોવરમાં માછલી બીલકુલ દેખાતી નથી પરંતુ આ દિવસથી તે "ઈસ્ટર" (શુક્ર-દેઈ) ના તહેવાર શરૂ થાય તેની આગમચની સાંજ સુધી માછલીઓ અગણિત જથાબંધ દેખાદેછે. પરંતુ બીજે દિવસે એટલે ઇસ્ટરના તહેવારને દિવસે માછલી બીલકુલ દેખાતી નથી. તેમ આખા વર્ષમાં પણ આ સમય શિવાય ફરી દેખાતી નથી આ સરોવરને "ગેલુચલત" નામ આપેલુ છે આગળ કહેલા અબાકુના સમુદ્રમા હરદીલ,[13] જીહુન, કર અને અરઝ-

---

૧૨ જોર્જીઆની બરાબર સીમા દર્શાવી આ સરોવરનુ સ્થળ મુકરર કરવા હું અશક્ત છુ આ સરોવરના એક બેટમા ઇરીવ્હાનની નજીક, ડાન્વીન કહેછે કે, એક પુરાતન મઠછે, જે ચાર્ડીનના કહેવા પ્રમાણે તેના સમય પેહેલા છસે વર્ષ અગાઉ એટલે ઇસવીસનના અગીઆરમા સૈકામાં સ્થાપિત થયો હતો. તેથી આપણો ગ્રંથકાર આવ્યો ત્યારે તે હયાત હશે પરંતુ સરોવરનું પાણી મીઠું છે તથા જોર્જીઆની અને તેની વચ્ચે પર્વત આવેલા છે એવુ વર્ણન થએલુ છે, પરંતુ આ સરોવરને "વાન" નામનું સરોવર જે આર્મિનીઆની સીમાની અંદર આવેલુ છે તથા જેને આગલા સમયમા "અરજીશ કહેતા તે હશે એમ માનવાને વધારે સંભવ છે તેની નજીકમાં ખલાત અથવા અખલાત નામનુ કંઈક અગત્ય ધરાવનારૂં શહેર હતુ અબુલફીદા કહેછે કે આ સરોવરનો ઘેરાવો ચાર દિવસની મજલ જેટલો છે તથા ચરનાગ જાતિની માછલીને માટે પ્રસિદ્ધ છે.

૧૩ તુર્ક અને અરબ લોકો વેલગા નદીને ઇટીલ કહેછે, તેનુ અપભ્રંશ હરદીલ છે ઇબ્ન હૌકલના કહેવા પ્રમાણે આ નદી રૂસિયા અને બુલગારના દેશોમા થઈ આવે છે અને જ્યારે રેલ આવેછે ત્યારે જીહુનથી

નામની તથા બીજી કેટલીક નદીઓ મળેછે જીનોવાના વ્યાપારીઓએ થોડાક સમયથી આ સમુદ્રમાં સફરો કરવા માંડીછે તથા આ દેશમાંથી તેઓ "ઘલી" જાતિનું[૧૪] રેશમી કાપડ લાવેછે. આ પ્રાંતમાં તીફલીસ[૧૫] નામનું સુંદર શહેર છે, જેને આસપાસ ઘણા પરાં લાગેલાં છે તથા રક્ષણના બુરજો છે. તેમાં આર્મિનીઆ તથા જોર્જિઆના ખ્રીસ્તી લોકો વસે છે. કેટલાક મુસલમાનો તથા યાહુદીઓ[૧૬] પણ વસે છે, પરંતુ તેમની

---

પણ મોટી જણાય છે તથા પાણી એટલા બધા જોરમાં તથા સમૂહમાં આવેછે કે કયારપીઅન સમુદ્રને પણ દબાવેછે. (આકસલેનું કરેલું ભાષાંતર પા. ૧૯૫–૧૯૭) જીહૂન અથવા ઓકસસ, કર અથવા સાઇરસ અને અરઝ અથવા આરાક્સિસ નદિઓ વિષે કહેવાની જરૂર નથી.

૧૪ કયાસપીઅન સમુદ્ર ઉપર આવેલો ઘીલાન (જેને અલ્ઘીવ પણ કહેછે.) પ્રાંત આવેલો છે જ્યાં રેશમનો વ્યાપાર બહોળો ચાલતો હતો તેથી આ કાપડનું નામ પડ્યું છે, જેમ ફ્લોરેન્સ નગરના નામ ઉપરથી કાપડનું નામ ફ્લોરેન્ટાઇન પડ્યું છે નીચુરે પણ ઘીલાન કપડા વિષે કહ્યું છે. કાબુલના ઇરાનદેશ સાથે વ્યાપાર વિષે લખતાં એલ્ફીન્સ્ટન લખેછે કે "કાબુલમાં ઘીલાન તથા રેસ્ત નામના રેશમી કાપડની આયાત થાયછે, જે કાપડ યઝદ અને કાશાન નગરોમાં બનેછે.

૧૫ જોર્જીઆના મુખ્ય શહેર તીફ્લીસની ચોકસ હકિકત વાસ્તે જુવો ચાર્ડીન પાનુ ૨૨૦ નકશા સાથે. આપણા ગ્રંથ કર્તા મુસાફરને તબ્રીજથી ટ્રેબીઝંદ જતાં રસ્તામાં આ શહેર આવ્યું નહીં હતું તેથી તેણે આ શહેર વિષે જે થોડું કંઇ પણ લખ્યું છે તે બીજાઓ પાસેથી મળેલી હકીકત ઉપરથી લખ્યું હશે.

૧૬ ચાર્ડીનના સમયમાં આ શહેરમાં ચૌદ દેવળો હતાં જેમાંનાં છ જોર્જિઆના તથા આઠ આર્મિનીઆના ખ્રીસ્તીઓનાં હતાં. તે સમયે આ શહેર ઇરાનને તાબે હોવાથી મુસલમાનોએ ત્યાં મસજીદો બંધવવા વારંવાર પ્રયત્ન કર્યા હતા, પરતુ તે નિષ્ફળ થયા હતા. મુસલમાનો ઉભી કરે અને પ્રજા તોડી પાડે તેમ ચાલતું હતું.

મખ્યા ઘણી નહાની છે અહીં રેશમની તથા બીજી ઘણી વસ્તુઓની બનાવટ ધમધોકાર ચલે છે રહેવાસીઓ તાર્તર[૧૭]રાજાને તાબે છે જો કે આ પ્રાતના મુખ્ય મુખ્ય શહેરો વિષે કહેવામા આવ્યુ છે તથાપિ બીજા ઘણા શહેરો આવેલા છે, જેમનુ, બીજી કંઈ પણ જાણવા જેવી હકિકત નહીં હોવાથી, વર્ણન કરવુ નિરર્થક છે આગળ ગ્રથમાં પ્રસગ આવશે તો તેમને વાસ્તે કહેવામા આવશે આર્મિનીઆની ઉત્તર સીમા ઉપર આવેલા પ્રદેશો વિષે કહ્યુ હવે તેની દક્ષિણે તથા પૂર્વ આવેલા દેશો વિષે કહીશુ



## પ્રકરણ ૬.

### મોસલ પ્રાન્ત અને ત્યાંના વતનીઓ—કૂર્દ જાતિના લોકો અને દેશનો વ્યાપાર

મોસલ પ્રાન્ત[૧] અતિ વિસ્તાર પામેલો છે અને તેમા અનેક વર્ણના લોકો વસે છે તે લોકોમાનો એક ભાગ મહમ્મદ પેગમ્બરને માને છે અને તેઓ આરબ[૨] કહેવાય છે બીજા બધા ઇસુખ્રીસ્તને માને છે પરતુ ધર્મની

---

૧૭ તાર્તરોનો રાજા એમ લખ્યુ છે તેથી હુલાગુખાનનો વશજ જે ઈરાન તથા તે નજીકના દેશો ઉપર રાજ્ય કરતો હતો તે સમજવો કુબ્લાખાન સમજવો નહીં.

૧ મોસલ (આરબ લોકોના ઉચ્ચાર પ્રમાણે મૌસિલ) શહેર અગાઉ મેસોપોટામીઆની રાજધાનીનુ શહેર હતુ હાલ તુર્કી પાશાની રાજધાનીનુ શહેર છે તે તૈગ્રીસ નદીના જમણા એટલે પશ્ચિમ કિનારા ઉપર પુરાતન નિનેવે નગરી ની બરાબર સામે આવેલુ છે આ બન્ને નગરોને હોડીઓના પુલથી જોડી દેવામા આવ્યા છે અબુલફિદા અને પૂર્વે ખાના સર્વ ભૂગોળ લેખકોએ આ નગર આખા મુસલમાન અધિરાજ્યમા મશહૂર પ્રખ્યાત શહેર છે એમ વર્ણન કર્યુ છે આપણો મુસાફર જો કે એને પ્રાન્ત તરીકે લખે છે પરતુ તેનો ઉદ્દેશ એક નગર તરીકે વર્ણવાનો છે પરતુ આ પ્રાન્તને આરબ લોકો દયારમૌસિલ (વ્યાર દેશ મૌસિલ) તેમજ દયારજઝીરા કહે છે

૨ વસ્તીનો મોટો ભાગ આરબ છે અને લોકોમા ચાલતી વ્યવહારિક ભાષા અરબી છે જો કે બોલનારની જાતિ તથા ધર્મ ગમે તે હોય છે

ફીયાઓ બરાબર પાળતા નથી કેમકે ધર્મ બાબતોમાં તેમનો આચાર વિચાર બીજા ધર્મના આચારવિચારથી ભિન્ન છે આ ધર્મ પાળનારાઓની ત્રણ શાખાઓ છે જેમને નેસ્ટોરીઅન, જેકોબાઈટ અને આર્મિનીઅન કહે છે આ લોકોના એક ધર્મ રાજા હોય છે જેને તેઓ જેથોલીક[3] કહે છે આ રાજા રોમન કેથોલીકોના પોપની પેઠે ધર્માધ્યક્ષ, ઉપાધ્યાય અને બિશપોની નીમનોક કરી તેમને હિંદુસ્તાનના ભિન્ન ભાગોમાં, કેરા બગદાદ (બગદાદ) થી પૂર્વ તરફ લોકોથી વસતા સર્વ પ્રદેશોમાં ધર્મ પ્રચારને વાસ્તે મોકલે છે

સર્વ જાતનું જરકસી અને જરીઆન કાપડ જેને આપણે મઝલીન[4]

---

૩ આ શબ્દ ગ્રંથકર્તાના ઉચ્ચાર ઉપરથી નક્કી થતા કેટલો બધો અપભ્રંશ થઈ ગયો છે તે સ્પષ્ટ બતાવે છે જેથોલીક શબ્દ એ કેથોલીકસને માટે લખ્યું છે નેસ્ટર ધર્મની શાખા ગ્રીકચર્ચના ધર્મ રાજાઓ (પેટ્રીઆર્ક) નો આ હોદ્દો જેનો જે નામ જેર્જિઆ અને આર્મિ-નીઆમાં પ્રખ્યાત છે તેમની સત્તા ક્યાં સુધી હતી તે બરાબર નિર્ણય થઈ શકતો નથી પરંતુ એટલું તો ધારી શકાય કે પોતાના ધર્મના લોકો જ્યાં જ્યાં વસતા હોય ત્યાં ત્યાં તેમના ઉપર આ ધર્મરાજાની સત્તા હતી જો-ર્જિઆનો કેથોલીકસ (પેટ્રીઆર્ક અથવા ધર્મ રાજા) જે એજ દેશના મુસલમાન રાજાનો ભાઈ હતો તેના વિષે આગળ કંઈ લખ્યું છે

૪ "મઝલીન" શબ્દનું મૂળ અહીં ગ્રંથકારે રીતે આપ્યું છે પરંતુ આપણો અર્થ તો આપણે જેને મઝલીન કહીએ છીએ તેનાથી તદ્દન જુદી જાતનું કાપડ પણ તેમાં ગણ્યું છે એમ જણાય છે વ્યાપારનું મુખ્ય મથક મોસલ હતું તેથી મોગલની બાજુમાંથી ઈરાન થતા દરેક કાપડને તથા ભૂમધ્ય સમુદ્ર રસ્તે બીજા દેશોમાં જતા કાપડને સામાન્ય રીતે આ નામ અપાયું હોય તે અસંભવિત નથી, જો કે ખરેખર મસોલીનો અથવા મઝલીન હિંદુસ્તાનમાં બનતી એક ખાસ જાતિનું કાપડ છે તેનેજ લગાડ-વામાં આવે છે વળી આઈવ પોતાના પ્રવાસના ગ્રંથમાં લખે છે કે 'આ શહેરમાં મસોલન (સુતરાઉ કાપડ) બને છે તે ટકાઉ અને સુંવાળું હોય છે અને તેની યુરોપના તેમજ બીજા દેશોના બજારમાં સારી વિક્રી થાય છે' આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેને આપણે મઝલીન કહીએ છીએ તે કાપડ એ નથી પરંતુ હિંદુસ્તાનમાં કાલીકટમાં બનતું કાપડ જેને આપણે કૅલીકો (છીંટ) કહીએ છીએ તે વિષે આઈવે લખ્યું હોય તેમ સંભવે છે

કહીએ છીએ તે આ મોસલની બનાવટ છે, અને તમામ સફરી વ્યાપારીઓ જેઓ એક દેશથી બીજે દેશ તેજાના તથા કરિયાણાનો ગજાવર જથ્થો લઈ જાય છે તે મોસલ પ્રાંતનાજ વતનીઓ છે આ પ્રાંતના પહાડી પ્રદેશમાં કુર્દ જાતિના લોકો વસે છે જેમાંના કેટલાક નેસ્ટોરીઅન અને જેકોબાઇટ શાખાના ખ્રીસ્તીઓ છે અને કેટલાક મુસલમાનો છે તેઓ જંગલી પ્રકૃતિના છે અને વ્યાપારીઓને લુટવાનો ધંધો કરેછે આ પ્રાન્તની નજીકમાં મુસ અને મરેદિન[5] નામના સ્થળો આવેલા છે ત્યાં રૂ પુષ્કળ પાકે છે જેના બોકરામ અને બીજી અનેક તરેહનાં કાપડ બને છે ત્યાંના રહેવાસીઓ કારીગરો તથા વ્યાપારીઓ છે, અને તાર્તરીના રાજાની રૈયત છે હવે આપણે બલડાક નગર વિષે કહીએ

---

૫ પુરાતન આસીરીયાનો ઉત્તર ભાગ જેને કુર્દીસ્તાન કહે છે તે તૈગ્રીસ નદિની પૂર્વનો અને મોસલ, નિઝીબિન તથા મરેદિનની પાછળ આવેલો પહાડી પ્રદેશ છે, ત્યાંના લોકો ઘણે ભાગે ફારસી અપભ્રંશ ભાષા બોલે છે પરંતુ તેઓની રીતભાત તથા ચાલ ચલગત બેદુઇન આરબોને મળતી છે તથા તેમની માફક ફરી જાય ત્યાંથી વણઝારોની લુટ ચલાવે છે, કાટરાર્ડ તો તેમને 'હરહતા ચોર" કહે છે અને તે પછીના મુસાફરો પણ તેઓ ખરેખરા લુટારાજ છે તેમ વર્ણન કરે છે મોટા પહાડી ટોળાથી તથા વ્યાપારીઓને એક દેશથી બીજે દેશ જતા પહાડો ઓળંગવાના હોવાથી આવા લોકોની પ્રકૃતિ લુટારી થાય તે જન મંડળનો સ્વાભાવિક નિયમ છે આ દેશના વ્યાપારની મુખ્ય ચીજો ઝાડમાથી થતો રસ (લાખ અથવા ગુંદર જેને ગાનનટ કહે છે) તથા રૂ અને કાસ અથવા દેસ જાતનું રેશમ છે

૬ મેસોપોટામીઆમાં આવેલું મરેદિન શહેર જે ડયાર બેકીઆના જીલ્લામાં આવેલું છે તેને વિષે વધારે માહિતી માટે જુવો નિબુરે કરેલો પ્રવાસ ગ્રંથ અને સુતરાઉ કાપડની બનાવટ વિષે તે લખે છે મુસ એ કુર્દિસ્તાન અને આર્મિનીઆની સરહદ ઉપર અને બેટલીસ તથા યુફ્રેટીસ નદિના મૂળ વચ્ચે આવેલું છે

## પ્રકરણ ૭.

### બલડાક અથવા બગદાદ નગર જેને પ્રાચીન સમયમાં બાબીલોન કહેતા તે વિષે—ત્યાંથી બષરા જે સાધારણ રીતે કહેવાતા હિંદી સમુદ્રમાં પણ ખરૂં જોતાં ઈરાની અખાતમાં આવેલું છે ત્યાં સુધી જળ માર્ગની મુસાફરી તથા આ શહેરમાં ભણાતી અનેક વિદ્યાઓ વિષે.

બલડાક વિશાળ નગર છે અસાર પટેના થોડાક સમય સુધી તે સર્વ મુસલમાનોના અધિપતિ અથવા ખલીફનું[1] મુખ્ય રહેવાનું સ્થળ છે સર્વ ખ્રીસ્તીઓનો અધ્યક્ષ જેમ પોપ છે તેમ મુસલમાનોનો ખલીફ છે નગરની મધ્યમાં થઇને એક મોટી નદી વહે છે,[2] જે માર્ગ હિંદી સમુદ્રમાં વ્યાપારીઓ માલની લાવ લઇજા કરે છે આ નદી ઘણા વાંક લેતી વહે છે તેથી સમુદ્ર સુધીનું અંતર સત્તર દિવસની મુસાફરીનું છે જેઓ સમુદ્રની સફરે ચઢે છે તેઓ નદી મુક્યા પછી કૈસી નામની જગાએ બંદર કરે છે જ્યાંથી સમુદ્રમાં પ્રવેશ કરે છે, પરંતુ આ બંદર કરતા

૧ બગદાદ શહેર અબ્બાસી વંશના બીજા ખલીફ અબુ-જાફર અલમનસૂરે ઇ૦ સ૦ ૭૬૫ લગભગમાં બાંધ્યું હતું તે એના વંશજોને મુખ્ય રહેવાના સ્થળતરીકે છેલ્લા ખલીફના મરણ સુધી જારી રહ્યું ઇ૦ સ૦ ૧૨૫૮ વર્ષમાં તે મોગલ રાજ્યને તાબે ગયું

૨ આ નદી તૈગ્રીસ છે જેને અરબ લોકો દિજલેહ કહે છે એ યુફ્રેટીસ નદીને મળે છે બન્ને નદીઓના સંગમ થયા પછીના પ્રવાહને શાતુલઅરબ નામ અપાયું છે જે ઇરાની અખાતને જઇ મળે છે, બગદાદનું અર્વાચીન નગર પૂર્વ કિનારા ઉપર વસેલું છે અને સામેપાર આ વેળા પર્શ ગાથે હોડીઓના પુલથી જોડી દીધું છે પરંતુ આ બાજુએ પણ ખલીફાનું જે મુખ્ય શહેર હતું તેના ખંડેરો માલમ પડે છે તેથી આપણો પ્રવાસી તેના સમયમાં આ શહેર વચ્ચે થઇ નદી વહે છે એટલે શેહેરોના બે ભાગ છે એમ લખે છે તે વાસ્તવિક છે અબુલફિદા પણ લખે છે કે, આ શહેર નદીની બન્ને બાજુએ વસેલું છે

પહેલાં રસ્તામાં બલસરા[૩] નામે શહેર આવે છે જેની નજદીકમાં દુનિઆમાં વખણાયલું ખજુર ઉત્પન્ન કરતી ખજુરીઓનાં ઘટ કુંજો આવી રહ્યા છે. બગદાદમાં જરીથી ભરેલાં રેશમી કાપડ, દમાસ્ક અને ચિત્ર વિચિત્ર પશુ પક્ષીના ચિત્રોથી શણગારેલી મખમલ[૪] બને છે. હિંદુ તરફના દેશોમાંથી યુરોપમાં જતાં સર્વ પ્રકારનાં મોતીને છેદ પાડવાનું કામ અહીં થાય છે. મુસલમાની કાયદો અહીં યથાસ્થિત અભ્યાસ કરાવવામાં આવે છે. તેમજ જાદુ (તંત્રવિદ્યા,) વૈદક, ખગોળ શાસ્ત્ર, રમળવિદ્યા, અને સામુદ્રિક શાસ્ત્ર પણ શિખવવામાં આવે છે. દુનીઆના આ ભાગમાં મોટામાં મોટું અને પ્રખ્યાતમાં પ્રખ્યાત નગર આ છે

---

## પ્રકરણ ૮.

### બલડાક (બગદાદના) ખલીફને પકડી લીધો તે તથા તેના મરણ વિષે–અને પર્વતને એક સ્થળથી બીજે સ્થળ ખસેડવાના અદ્ભુત ઇશ્વરી ચમત્કાર વિષે.

ઉપર જે ખલીફ વિષે કહેવામા આવ્યુ છે તેણે બીજા સર્વ રાજા કરતા વધારે દ્રવ્ય મેળવ્યુ હતું. તેનુ મોત માઠી દશાથી થયું. તેની ઉ-

---

૩ બલસરાને સાધારણ રીતે બલસોરા લખે છે. પરંતુ તે સારી રીતે જણાયલુ બસરા શહેર છે. વ્યાપારનું મોટું મથક છે અને શાતુલ-અરબના દક્ષિણ તથા પશ્ચિમ વચ્ચેના કિનારા ઉપર વસેલુ છે. યુફ્રેતીસ અને તેગ્રીસ નદીઓના સંગમ તથા ઈરાની અખાતની બરાબર મધ્યમાં આવેલુ છે. તેથી આપણો પ્રવાસી કહે છે તેમ બગદાદથી કીસ ટાપુ જતા રસ્તામાં આવે છે.

૪ આ ઠેકાણે શકા થાય છે કે મૂળ ઇટાલીયનમા "વેલ્લુટી" (વેલવેટ=મખમલ) "ટેપેટી" ને બદલે અક્ષર ભ્રમથી લખાયુ હશે. ટેપેટીનો અર્થ "શેતરંજી" થાય છે જેની બનાવટને માટે આખુ ઈરાન પ્રસિદ્ધ છે. કાપડ ઉપર પશુ પક્ષિના ચિત્રો વિષે શિયા પંથના મુસલમાનોની કંઈ સખત મનાઈ નથી. પરંતુ સુની પંથના મુસલમાનો આવા ચિત્રોવાળાં વસ્ત્ર પહેરવામાં વાંધો લે છે

કીકત નીચે પ્રમાણે છે.[૧] જે સમયે તાર્તર રાજાઓ પોતાના રાજ્યનો વિ-
સ્તાર વધારતા જતા હતા તે સમયે તેમનામાં મુખ્ય ચાર ભાઇ હતા
જેમાંનો સર્વથી મોટો મંગુ કુટુબની રાજધાનીમાં રાજ્ય કરતો હતો આ
ચારે ભાઇઓએ કેટલો દેશ સર કરી લીધો અને આસપાસના દેશો જીતી
રાજ્ય વધારતાં તેમનો લોભ વધી ગયો અને આ પ્રમાણે આખી દુની-
આ જીતી પછી પોતામાં વેહેંચી લેવાનો વિચાર કર્યો. આ સત્વના પ્રમા-
ણે ચારે ભાઇઓએ મમગરી વહેંચી લીધી અને ઠરાવવામાં આવ્યુ કે એક
જણે પૂર્વમા ચઢાઈ કરવી, એક જણે દક્ષિણમાં અને બાકીના બે જણે
દુનીઆના બાકી રહેલા પ્રદેશોમા ચઢાઈઓ કરવી દક્ષિણનો ભાગ
અલ્લાઉ નામના ભાઇને સર કરવાનો ભાગ આવ્યો. તેથી તેણે એક
મહાસેના ઉભી કરી અને પોતાના રસ્તામાં આવતા પ્રદેશો જીતતો જીતતો
ઈ. સ ૧૨૫૫મા બગદાદ[૨] ઉપર ચઢી આવ્યો આ શહેરની મજબુતાઇ
તથા તેના રહેવાશીઓની મોટી સંખ્યાનો તે માહીત હતો તેથી આ ન-
ગર જીતવામા બળ કરતા કળનો ઉપયોગ વધારે સારોછે એમ નિશ્ચય ક-
ર્યો. પોતાની સેના જે પ્યાદળ શિવાય એક લક્ષ ઘોડે સવારોની હતી તે-
ની સંખ્યાથી વૈરી જાણીતો નહી થાય તેવી યુક્તિ સાધી તેણે સેનાની

---

૧ બગદાદના આબાસી ખલીફાનો છેલો મોતાસમ (બિલ્લાહુ
હતો. તેણે ઈ સ ૧૨૪૨ મા રાજ્ય શરૂ કર્યું ઇ સ. ૧૨૫૮ માં તેને મારી
નાખવામા આવ્યો હતો. તે ઘણો નબળો, આળસુ, વિષયાસક્ત અને અત્યત
લોભી હતો. રાજ્ય ધર્મ ચુકી તેણે સર્વ સત્તા એક ક્રૂર પ્રધાનના હાથમા
સોપી હતી આ પ્રધાને તેને ફસાવી તેના કટ્ટા વૈરીને સોપી દીધો હતો.

૨ અસલની લાટીન પ્રતમા આ સાલ બતાવી છે માર્સડન ઇ
સ ૧૨૫૦ લખેછે પરતુ તે પાછો લખેછે કે હુલાગુ (જેને હેરોડોટને હ-
ઓલેનસ અથવા હુઓલો નામથી, પી ગૈબીલે હોલાગુ અને
આપણા ગ્રંથ કર્તાએ અલ્લાઉ નામથી લખ્યો છે તે ) ઓકસસ નદી
ઓળંગી ઇ. સ ૧૨૫૫ સુધી આવ્યો નહોતો ઈ સ ૧૨૫૬ મા તેણે
ઇશ્માયલ લોકને તાબે કરવામા મોતાસમની મદદ માગી હતી અને
ઈ.સ ૧૨૫૮ મા બગદાદ સર કર્યું હતુ ચીનાઈ તવારીખોનો આધાર
લઇ પી ગૈબીલ આ બનાવ બન્યાની સાલ ઇ સ ૧૨૫૭ બતાવે છે

ત્રણ ટુકડીઓ કરી નાંખી. એકને શહેરની એક બાજુએ અને બીજીને બીજી બાજુએ ઝાડોના ઓથામાં રહે તેવી રીતે રાખી ત્રીજી ટુકડીને મોખરે પોતે થઇ ઘણીજ બહાદુરીથી શેહેરના દરવાજા લગભગ આવી પહોચ્યો. ખલીફે આ નાની સરખી દેખાતી સેનાનો કંઇ હિસાબ ગણ્યો નહીં અને તેનો સમુલ નાશ કરી નાંખવાના ઇરાદાથી પોતાની સેના લઇ શહેર બાહાર આવ્યો. મુસલમાનોની હમેશની ઢબ પ્રમાણે જીતની તો તેને ખાત્રીજ હતી. એને જોતાં અલ્લાઉએ પાછા ફરવાનો ઢોંગ કર્યો અને જ્યાં આગળ પોતાની સેનાનો બાકી ભાગ ગુપ્ત રહ્યો હતો, ત્યાં સુધી ખલીફને દોરી લાગ્યો. બન્ને બાજુથી હુમલો થયો તેમાં ખલીફનું લશ્કર ઘેરાયું અને વિખરાઇ ગયું ખલીફ કેદ પકડાયો અને નગર તેના જીતનારને શરણ થયું. અલ્લાઉએ ખલીફને પોતાની સમક્ષ બોલાવી જે લોભને લીધે આવા દુશ્મનોનો હુમલો માથા ઉપર ગર્જના કરવા છતાં નગર રક્ષણને વાસ્તે અખુટ ખજાનામાંથી ખરચ કરી શક્યો નહિ તે લોભને વાસ્તે અત્યત ધિક્કાર બતાવી જે ભડારમાં દ્રવ્યનો સચય કર્યો હતો તેજ ભંડારમાં એને અન્ન પાણી આપ્યા શિવાય પુરી મુકવાનો હુકમ કર્યો. આ પ્રમાણે પોતાનાજ ખજાનાની વચ્ચે આવી કંગાલ રીતે અન્નજલ વિના મરણ પામ્યો.

હું ધારૂં છુ કે ઈસુખ્રીસ્તે પોતાના વિશ્વાસી ખ્રીસ્તીઓનાં દુઃખનું વર લેવાનું આ સ્થળે યોગ્ય રીતેજ ધાર્યું હશે. આ ખલીફ ખ્રીસ્તીઓનો અત્યત ધિક્કાર દર્શાવતો હતો. ઇ. સ. ૧૨૨૫માં એ ગાદીએ આવ્યો ત્યારથીજ હમેશાં એના વિચારો પોતાના રાજ્યમાં વસતા સર્વ લોકને મુસલમાની ધર્મમાં વટાળવા ગુથાયલા રહેતા, અને જેઓ મુસલમાન થવાની ના પાડતા તેમને બહાના ખોળી કાઢી કેવી રીતે મારી નાંખવા તે વિચારમાં એ ગુંથાયલો રહેતો. આ બાબત પોતાના વિદ્વાનોની મસલત કરી બાઈબલમાથી એક વાક્ય ખોળી કાઢ્યું તેમાં લખેલું છે કે "જો તને એક જુવારના દાણા જેટલો પણ ઇશ્વર ઉપર વિશ્વાસ હશે તો તું એક પર્વતને એક જગાએથી બીજી જગાએ જવાનુ કહીશ તો તે જશે." આ વાક્ય જડવાથી તે બહુ આનંદમાં આવ્યો અને આ વાત તદન અશક્ય ધારી બગદાદમાં વસતા તમામ નેસ્ટોરીયન અને જેકોબાઇટ ખ્રીસ્તી-

ઓને ભેગા કરવા ફરમાવ્યું. આ સમયે આ લોકોની અહીં મોટી વસ્તી હતી. તે સર્વેને સવાલ પુછવામાં આવ્યો કે બાઇબલમાં કહેલી સર્વ વાત તેઓ શબ્દે શબ્દ સાચી માને છે કે નહીં? સર્વે પ્રત્યુત્તર આપ્યો કે સાચી માનીએ છીએ. ખલીફે કહ્યુંકે ત્યારે તમારામાંનો કોણ પોતાના વિશ્વાસની સાબીતી આપે છે; જ્યારે તમારામાંના એક જણને પણ પોતાના ઇશ્વર તરફ એક જુવારના દાણા જેટલો વિશ્વાસ નથી ત્યારે તમને હવેથી પાપી, અને બેઇમાન ગણવામાં હું વ્યાજબી ગણાઇશ. માટે આજથી દસ દિવસની મુદત હું તમને આપું છું તે દરમ્યાનમાં તમે જેની ભક્તિ કરોછો તેની સત્તાથી આ પર્વત તમારે અહીંથી ખસેડવો અથવા અમારા પેગંબરે મનાવેલો ધર્મ સ્વીકારવો. આ બેમાંથી એક વાતે તમારો બચાવ થશે. પરંતુ એકે નહીં કરોતો ઘણુંજ ઘાતકી મોતે તમને મારી નાંખવામાં આવશે."

ખલીફના ઘાતકી તથા લોભીયા સ્વભાવના ખ્રીસ્તીઓ માહીત હતા તેથી બીચારા કંપવા લાગ્યા. પરંતુ સર્વ દુઃખથી મુક્ત કરનાર ઇસુખ્રીસ્ત ઉપર તેમનો વિશ્વાસ દૃઢ હતો તેથી હવે શું કરવું તેનો વિચાર કરવા તેમની એક મંડળી મળી. પોતાના બચાવનારને તેની દયા બક્ષવા પ્રાર્થના કરવી તેજ ઉપાય હતો. તે પ્રમાણે સર્વ મોટાં નાનાં સ્ત્રી પુરૂષો તમામ ધંધો ત્યાગ કરી ઘુંટણીએ પડી રોતાં રોતાં પ્રાર્થના કરવા લાગ્યાં. આમને આમ પ્રાર્થના કરતાં આઠ દિવસ વિતી ગયા ત્યારે ઈશ્વરી આજ્ઞા થઈ. એક અત્યંત પવિત્ર પાદરીને સ્વપ્નમાં ઇસુખ્રીસ્તે આજ્ઞા કરીકે એક આંખે કાણો મોચી (જેનું નામ જણાયું નથી) રહે છે તેને ખોળી કાઢી પહાડ પાસે બોલાવી લાવો. તેના ઉપર ઇશ્વરની કૃપા છે; તેથી તેના કહેવાથી પહાડ ખસી બીજી જગ્યાએ જશે. કહ્યા પ્રમાણેનો મોચી મળી આવ્યો અને સર્વ હકીકતથી તેને જાણીતો કર્યો ત્યારે તેણે કહ્યું કે હું કંઈ એવો મહાપુરૂષ નથી કે ઇશ્વરની આટલી બધી કૃપા મારા ઉપર હોય. પણ જ્યારે ગભરાયલા ખ્રીસ્તીઓએ ઘણી આજીજીથી વિનંતી કરી ત્યારે તેણે આવવાનું સ્વીકાર્યું. આ મોચી ઘણુંજ પવિત્ર મનનો હતો; પ્રાર્થના વખતસર કરતો; ઈશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતો હતો; દયા, દાન અને ઉપવાસોમાં મગ્ન રહેતો હતો. તે એટલો બધો આસ્તાવાળો હતો કે બાઇબલમાં કહેલા અક્ષરે અક્ષર પ્રમાણે વર્તતો હતો.

એક વખત એક સુંદર સ્ત્રીને પગે મોજડીઓ પહેરાવતાં અચાનક તે સ્ત્રીના પગનો કંઇક ભાગ ઉઘડી ગયો; યુવતીનું સૌંદર્ય જોઈ તેના મનને કંઈક વિકાર ઉત્પન્ન થયો; સ્ત્રી તો ચાલી ગઈ, પરંતુ તેને પશ્ચાત્તાપ થયો અને બાઇબલનું એક વાક્ય યાદ આવ્યું; તેમાં કહ્યું છે કે "જો તારી આંખથી અપરાધ થાય તો તે આંખને ખેંચી કાઢ, કારણ કે બે આંખો રાખી નરકમાં પડવું તેના કરતાં એક આંખે પરમેશ્વરના સ્વર્ગમાં જવું વધારે સારૂં છે" તુરતજ જોડા સીવવાનો સોઇયો લેઇ જમણી આંખ ફોડી નાંખી. આ પ્રમાણે આ માણસ પવિત્ર અને શ્રદ્ધાળુ હતો.

નિર્માણ કરેલો દિવસ આવી પહોંચ્યો કે પાછલી રાત્રીથી પ્રાર્થનાઓ શરૂ થઈ. એક સરઘસ ચઢ્યું, જેમાં મોખરે પવિત્ર ક્રોસ (ઇસુખ્રીસ્તને મારી નાંખવામાં આવ્યો હતો તે સ્તંભનું નિશાન) રાખવામાં આવ્યું હતું. સર્વે પહાડ આગળના મેદાનમાં એકઠા થયા ખલીફને પણ ખ્રીસ્તીઓનું પ્રયત્ન નિષ્ફળ છે તેવી ખાત્રીજ હતી તેથી તેઓ નિષ્ફળ જાય કે તુરત મારી નાંખવાના હેતુથી હથીઆરબંધ સીપાઈઓને સાથે લઈ હાજર થયો. અહીં પેલા મોચીએ ઘુંટણે પડી, ઉંચા હસ્ત કરી જગત કર્તાની પૃથ્વી ઉપર કૃપા કરવા, પોતાનું બિરદ પાળવા, અને ખ્રીસ્ત ધર્મને ટેકો આપવા ખાતર તેમના ઉપર આવી પડેલું કામ બજાવવા પ્રાર્થના કરી. પ્રાર્થના પુરી કરીને બોલ્યોઃ—"પિતા પુત્ર, અને પવિત્ર આત્માની આજ્ઞા દઈ હું હુકમ કરૂં છું કે હે પર્વત! તારે અહીંથી ખસવું." આટલું કહેતાં પહાડ ખસ્યો અને પૃથ્વી ભય ભરેલી કંપવા લાગી ખલીફ અને તેની આસપાસનાં માણસો ભયથી ચકિત થઈ ગયા અને બેભાન થઈ સ્તબ્ધ રહ્યા. ખલીફ તરફનાં ઘણાં માણસોએ ખ્રીસ્ત ધર્મ અંગીકાર કર્યો. ખલીફ પોતે પણ ખ્રીસ્ત ધર્મ ગુપ્ત રીતે માનવા લાગ્યો અને ક્રોસ (ખ્રીસ્ત ધર્મનું ચિન્હ) ધારણ કરવા લાગ્યો, જે તેના મરણ સમયે તેના શરીર ઉપર માલમ પડયો હતો અને આજ કારણથી તેના પૂર્વજોને જે દેવળમાં ભૂમિદાગ દેવામાં આવ્યો હતો ત્યાં તેને દેવામાં આવ્યો ન હતો. આ બનાવની યાદગીરી સારૂ નેસ્ટોરીઅન અને જેકોબાઇટ ખ્રીસ્તીઓ આ દિવસે વર્ષોવર્ષ તહેવાર પાળે છે તથા ઉપવાસ કરે છે.[૧]

૧ આ બનાવનું અહીં બીજા ભાષાંતર કર્તાઓએ વધારે વિસ્તારથી વર્ણન આપ્યું છે. લાટીન પ્રતોમાં આ બનાવ તૌરીસ આગળ બન્યો છે.

## પ્રકરણ ૯

### ઇરાકનું તૌરીસ નામે પ્રખ્યાત નગર—ત્યાંના વ્યાપારીઓ તથા બીજા લોકો વિષે.

તૌરીસ નામનું પ્રખ્યાત અને વિશાળ નગર ઈરાક પ્રાન્તમાં આવેલું છે. આ પ્રાન્તમાં બીજાં ઘણાં શહેરો તથા કિલ્લાઓ છે પરંતુ સર્વથી ચઢીઆતું, પ્રખ્યાત, અને વસ્તીવાળું નગર આ છે.[1] રહેવાસીઓ વ્યાપાર તથા કારીગરીથી ગુજરાન ચલાવે છે. કારીગરી રેશમ કામની અને તેના ઉપર જરીઆન ભરતની ઘણી વખણાય છે તથા કીમતી છે. એ નગર એવી તો લાભકારી જગો ઉપર વસેલું છે કે હિંદુસ્તાન, બગદાદ, મોસલ, ક્રિમેસોર[2] અને તેમજ યુરોપખંડના અનેક ભાગોમાંથી ઘણા વ્યાપારીઓ માલની ખરીદી તથા વિક્રી કરવા અહીં આવે છે. નાના પ્રકારનાં ઝવેરો તથા મોતી આ જગાએ જોઇએ તેટલાં મળી શકે છે[3] પરદેશ સાથે વ્યા-

---

અને બગદાદ આગળ નહીં એમ જણાવ્યું છે, જ્યાં ખલીફ હાજર હોઈ શકે નહીં. લાટીન પ્રતોમાં આ બનાવ ઇ. સ. ૧૨૭૫ માં બન્યો એમ જણાવે છે, જેને ફ્રાન્સની પ્રતો મળતી આવે છે.

૧. તૌરીસ જેને ફારસી અને બીજા લોકો તબ્રીઝ કહે છે તે અલ-જબલ અથવા ઈરાની ઈરાકની સરહદ ઉપર આદરબિજાન પ્રાંતમાં આવેલું છે. જે બન્ને મળી પ્રાચીન મીડીઆ પ્રાંત કહેવાતો તે અસલથી ઘણીજ અગત્યતા ધરાવનારૂં શહેર છે. ઈ. સ. ૧૨૫૫માં મોગલોએ ઇરાન જીતી લીધુ ત્યારથી તે ચૌદમા સૈકાની શરૂઆતમાં સુલતાનીઆ વસાવવામાં આવ્યું ત્યાં સુધી હુલાગુ અને તેના વંશજોને રહેવાનું મુખ્ય સ્થળ હતુ.

૨. ક્રિમેસોર જેને ક્રિમેસોર, કોરમોસા, ક્રિમેસ, તથા કોરમોસ એ પ્રમાણે વિવિધ રીતે લખવામાં આવે છે ને ઇરાની અખાતના પ્રવેશ આગળ આવેલું ઓરમઝ અથવા હોરમજ જેને આગલા લોકો હરમુઝા કહેતા તે શહેર છે. આ શહેર વિષે વધારે આગળ કહેવામાં આવશે. આપણે આગળ કહીજ ગયા છીએ કે બલડાક તે બગદાદ છે.

૩. ચાર્ડીન લખે છે કે આ શહેરમાં ઝવેરાત તથા બીજી કીમતી ચીજો વેચવાનું એક ખાસ બજાર છે. સીલોન (લંકા) અને ઈરાની અખાતમાં

પાર ચલાવનારા બાપારીઓ ઘણું દ્રવ્ય મેળવે છે. પરંતુ શહેરમાં વસનારા સાધારણ લોક ગરીબ છે. વતનીઓ જુદી જુદી જાતિના તથા ધર્મ માનનારા છે, જેવા કે નેસ્ટોરીઅનો, આર્મીનીઅનો, જેકોબાઈટ, જોર્જીઅન, ઈરાની અને મુસલમાનો છે. વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો છે અને તેમને તૌરીસીઅન ( તબ્રીઝી ) લોકો કહે છે.[૪] દરેક જાતિના લોકની પોતપોતાની ખાસ બાષા છે. નગરની ચારે તરફ સુંદર વાટિકાઓ છે જેમાં ઉંચા પ્રકારનાં ફળ[૫] થાય છે. મુસલમાન વતનીઓ દગા બાજ તથા અસ્થિર મનના છે. તેમના મત પ્રમાણે પર ધર્મના માણસ પાસેથી કંઈ ચોરી લેવું અથવા લુંટી લેવું તે લોકો યોગ્ય ગણે છે. ચોરીને તો તે ગુન્હો ગણતાજ નથી. ખ્રીસ્તીઓને હાથે જેનું મોત થાય અથવા કંઈ દુઃખ થાય તો તેને આ લોકો ધર્મવીર (ધર્મ ખાતર પ્રાણ 'આપી સ્વર્ગે જનાર) ગણે છે. તેથી જે સત્તાને[૬] એ લોકો તાબે છે તેની બરાબર સખતાઈ ન હોયતો તેઓ ભયંકર કાર્ય કર્યા વગર રહેજ નહીં. ઉપર પ્રમાણેના વિચારો તમામ મુસલમાનોના છે. તેમનામાં જ્યારે કોઈ મરવા પડે છે ત્યારે તેમનો ધર્મ ગુરૂ મરનારની આગળ આવી પુછે છે કે "મહમદ પરમેશ્વરનો પેગંબર છે તે તું માને છે કે નહીં?" માને છે તેવો જવાબ મળેતો તે સર્વ પાપથી મુક્ત થયો છે તેવી ધર્મ ગુરૂ આજ્ઞા કરે છે. પાપથી

---

આવેલા બેહેરીન આગળ નીકળતાં મોતી પ્રથમ બગદાદમાં લાવવામાં આવતાં હતાં અહીં સાફ કરી છેદ પાડી એશીઆ અને યુરોપનાં બજારો માટે અને મુખ્યત્વે કરી કોન્સ્ટાન્ટીનોપલના બજાર વાસ્તે રવાના થતાં.

૪. મુસલમાનોથી ભિન્ન અહીં ઇરાનીઓને વાસ્તે લખ્યું છે તે લોકો ઝરદુસ્ત (જરતોસ્ત) ને માનનારા તથા અગ્નિના પુજકો હતા તથા ફારીસ્તાન પ્રાન્તમાં વસનારા હતા હાલ તેમને પારસી કહીએ છીએ. પારસી લોકો હાલ ઘણા શ્રીમંત અને બુદ્ધિમાન છે તથા મુબઇમાં ઇંગ્રેજોના આશ્રય નીચે વસેલા છે.

૫. આ વાડીઓનાં અબુલફિદા સારાં વખાણ કરે છે; અને તેના ફળોના પાક તથા સ્વાદ વિષે ચાર્ડીને પણ નોંધ લીધી છે.

૬. આ સત્તા તે તાર્તરી મુગલોની સમજવી, જે તેમણે નવી બેસાડી હતી.

મુક્ત થવાની આ સહેલી રીતથી દરેક પાપને ઉત્તેજન મળે છે. આવી સહેલી રીતથી ઘણા તાર્તરોને કુરાનના ધર્મમાં આણ્યા હતા. તૌરીસથી ઈરાન જતાં બાર દિવસની મુસાફરી થાય છે.[૭]

---

## પ્રકરણ ૧૦

## તૌરીસની નજદીકમાં આવેલા સેઈન્ટ બારસામો નામના સાધુના મઠ વિષે.

તૌરીસની નજદીકમાં એક મઠ છે જેને બારસામો[૮] નામના સાધુનુ નામ આપવામાં આવ્યુ છે. આ જગો લોકોની શ્રદ્ધા વાસ્તે પ્રખ્યાત છે. અહીં એક મહાનત તથા તેના ઘણા સાધુઓ રહે છે, જે તેમના પોશાક વિગરેમાં કારમેલાઈટ સાધુઓને મળતા આવે છે. તેઓ આળસુ નહીં થઈ જાય માટે તેઓ ઊનના કમરપટા વણવામાં રોકાયલા રહે છે. આ કમરપટાઓને પ્રાર્થના થતી વખતે તેમના ગુરૂના સમક્ષ ચાદરમાં મુકે છે. અને જ્યારે દેશમાં ફરવા નિકળે છે ત્યારે બીજા પંથોના સાધુઓની માફક આ કમરપટા પ્રસાદી તરીકે તેમના મિત્રોને તથા જાણીતા ગૃહસ્થોને આપે છે. આ પટાઓથી સઘી વાયુ મટી જાય છે એવો તેમાં ચમત્કાર છે તેથી દરેક પદવીનો માણસ શ્રદ્ધાથી તે મેળવવાની આકાંક્ષા રાખે છે. પાદરી સેઇન્ટ બારસીમીઅસ છે.

---

૭. આ ઠેકાણે ઇરાન ખાસ (ફારીસ્તાન) સમજવુ, જેનુ પ્રાચીન મુખ્ય શહેર પરસીપોલીસ હતુ અને હાલ શીરાઝ છે. આ બાર દિવસની મુસાફરીનું અંતર બતાવ્યું છે તે. તૌરિસથી કસબીન, ચુપીનુ હશે. ઇરાનમાં પ્રવેશ કરતા કસબીન શહેર આવે છે તેનું વર્ણન આવના પ્રકરણમા આપ્યુ છે.

૮. આ સાધુ તે ઈ૦ સ૦ ના બીજા સૈકામાં થએલો ધ્રડીસાનો

## પ્રકરણ ૧૧

### ઇરાન દેશ વિષે.

ઈરાન પ્રાચીન સમયમાં એક ભવ્ય દેશ હતો, પરંતુ હાલ તેનો મોટો ભાગ તાર્તર લોકોએ પાયમાલ કરી નાંખ્યો છે. ઇરાનમાં સાબા નામે એક શહેર છે. ઇસુખ્રીસ્તના બેથલહેમમાં જન્મ વખતે તેની સ્તુતિ કરવા જે ત્રણ મહા પુરૂષો (મુગ–મેજાઈ) આવ્યા હતા તે આ નગરના હતા, આ ત્રણે મહાપુરૂષોને આ શહેરમાં એક સુંદર કબરમાં દાટેલા છે. જ્યાં તે ત્રણે જણ દાઢી અને માથાના વાળ સાથે અક્ષય છે. આ ત્રણ પૈકી એકનું નામ બાલદાસાર, બીજાનું ગાસપર અને ત્રીજાનું મેલકીઅર હતું. આ મહાપુરૂષો વિષે વધારે માહીતી મેળવવા માર્કોએ તપાસ કરી, પરંતુ અગાઉ ત્રણ મુગને આ ઠેકાણે દાટવામાં આવ્યા છે તે શિવાય વધારે હકીકત કોઈ પણ આપી શક્યું નહીં. અહીંથી ત્રણ દિવસની મુસાફરી પછી એક કિલ્લો આવે છે જેને "પાલાસતા" એટલે અગ્નિ પૂજકોનો કિલ્લો કહે છે. એ ખરૂં છે કે આ કિલ્લામાં વસનારાઓ અગ્નિને પૂજે છે અને ઉપલું નામ આપવાનું કારણ તેજ હશે. આ કિલ્લામાંનાં માણસો એવી કથા કહે છે કે પુરાતન સમયમાં આ દેશના ત્રણ રાજાઓ એક નવા જન્મેલા રાજાને સ્તુતિ કરી માન આપવા સારૂ ગયા હતા. તેમની સાથે માનતાની ત્રણ ચીજો લઈ ગયા હતા. સુવર્ણ, ધુપ અને લોબાનના જેવી એક મ્હીરા નામની ચીજ. સુવર્ણ ગ્રહણ કરશે તો માલમ પડી આવશે કે તે નવો જન્મેલો રાજા આ ભૂમિનો રાજા છે; ધુપ ગ્રહણ કરશે તો જણાશે કે તે ઈશ્વર છે; અને મ્હીરા ગ્રહણ કરશે તો જણાશે કે તે મૃત્યુ લોકનો જીવ છે. આ ત્રણે પુરૂષોને જ્યારે બાલક ઇસુખ્રીસ્ત આગળ લઇ જવામાં આવ્યા ત્યારે તેમાંનો એક સર્વથી નહાનો હતો તેણે પ્રથમ સ્તવન કર્યું અને ત્યાં એને એવું દેખાયું કે ઇસુખ્રીસ્ત બરાબર તેના જેવડા કદનો અને ઉમરનો છે; બીજાએ પછી સ્તવન કર્યું અને પછી સર્વથી મોટાએ આ બન્ને જણને પણ ઇસુ પોતપોતાના કદનો અને ઉમરનો દેખાયો. પોતપોતાની વાત અરસપરસ મેળવી જોતાં તેઓએ ત્રણે જણે સાથે ઈસુ પાસે જવુ અને તેની પૂજા સાથે કરવી એવો ઠરાવ કર્યો. આ પ્રમાણે કરતાં ઈસુ જેવડો ખરેખરો

હતો તેવો દેખાયો. જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે બાલક ઈસુએ તેમને એક બંધ કરેલી પેટી આપી જે લેઈ તેઓ કેટલાક દિવસ ચાલ્યા. પરંતુ અંદર શું હશે તે જોવાની અધીરાઈથી પેટી ઉઘાડી અને જોયું તો તેમાંથી એક પથ્થર નીકળ્યો. આ ઉપરથી એવી સૂચના કરવામાં આવી હતી કે તમે ધર્મમાં પથ્થર જેવા સ્થિર રહેજો. પથ્થર જોઇ તેમને તો આશ્ચર્ય લાગ્યું અને પોતે છેતરાયા છે એમ ધારી એક ખાડામાં પેલા પથ્થરને ફેંકી દીધો. ફેંકતાંવાંનજ તે ખાડામાં અગ્નિ પ્રજ્વલિત થયો. આ ચમત્કાર તેમણે દીઠો કે પોતાના અવિચાર વાસ્તે અત્યંત પશ્ચાત્તાપ કર્યો. આ અગ્નિમાંથી થોડોક અગ્નિ લઈ ઘેર લાવ્યા. એક મંદિરમાં તે અગ્નિ રાખવામાં આવ્યોછે; તેને સર્વદા પ્રજ્વલિત રાખવામાં આવે છે અને તે ઇશ્વર તરીકે પૂજાય છે. પોતાના સર્વ ભોગ તેને સમર્પણ થાય છે. જ્યારે આ અગ્નિ કંઈ કારણથી બુઝાઈ જાયછે ત્યારે પેલા ખાડામાંથી જ્યાં આગળ નિરંતર અગ્નિ પ્રજ્વલિત રહેછે ત્યાંથી બીજો અગ્નિ લાવી જાગૃત કરે છે. બીજા ઠેકાણાનો અગ્નિ વાપરતા નથી. આ કારણથી આ દેશના લોકો અગ્નિને પૂજેછે. આ બધી હકીકત આ દેશના લોકોએ માર્કોને કહી હતી; અને એટલુંતો ખરૂંજ છે કે ઉપર કહેલા ત્રણ મહાપુરૂષોમાંનો એક સાબાનો, બીજો ઢ્યાવાનો અને ત્રીજો આ કિલ્લાનો રાજા[1] હતો. હવે ઇરાનના લોકો તથા તેમની રીત ભાત વિષે કહીએ.



૧ આ મુગ લોકની હકીકત પૂર્વ દેશની કથાને આધારે આપેલી છે. પશ્ચિમ તરફની હકીકતમાં તફાવત છે. બીજી પ્રતોમાં આ કિલ્લાનું નામ "કલાસ્તાપરીનસ્તા" આપ્યું છે. ઇશ્વરી અગ્નિથી પ્રજ્વલિત ખાડા વિષેનો વિચાર એશિઆખંડમાં મુખ્યત્વે કરી કાસ્પીઅન નજીક બાકુ આગળ એવા સળગના કુવા તથા ગુહાઓ છે તે ઉપરથી બંધાયો હશે. આવા સળગતા ખાડા કરમાનીઆના કિનારા ઉપર કૈપ્ટન બોફૉર્ટે જોયા હતા. કલાપરીનતાનો અર્થ "અગ્નિપૂજકોનો કીલ્લો" થાય છે તે ઉપરથી ઈરાનના ઇતિહાસ શોધકને મૂલ ખોળવામાં આ વાત સાધનરૂપ થશે "સાબા" એ નામ ઈરાની શહેરોમાં મળી આવતુ નથી તેથી "ગબ્ર" (અગ્નિપૂજક) સાથે સબંધ ધરાવતા "સાબાઇઝમ" મતને ઉદ્દેશી લખ્યું હશે.

## પ્રકરણ. ૧૨

### જે આઠ રાજયો મળી ઈરાન દેશ થયો છે તેમનાં નામ તથા તેમાં પેદા થતા ઘોડા તથા ખચરો વિષે.

ઈરાન જે વિસ્તીર્ણ દેશ છે તેમા આઠ[1] રાજ્યો છે જેમનાં નામ નીચે પ્રમાણે છે પેહેલુ જે દેશમા પ્રવેશ કરતાજ આવેછે તે કસ્બીન[2] છે, બીજુ દક્ષિણ તરફ આવેલુ કુર્દિસ્તાન[3] છે, ત્રીજુ રાજ્ય લોર[4] છે,

---

૧ આ ઠેકાણે રાજ્ય શબ્દ વાપર્યો છે તે ઉપરથી તેમા બીજા પ્રાન્તો હશે એમ સમઝાય, પરતુ જ્યીઝખાનના વશજોએ જ્યારે પોતાને વારસામા મળેલુ અધિરાજ્ય વેહેંચી લીધુ ત્યારે દરેક જણને ભાગ એકેકો પ્રાન્ત આવ્યો જે દરેક અરસપરસથી સ્વતત્ર રાજ્ય તરીકે ગણાયો.

૨ ઈરાની ઇરાકમા તૌરીસ તરફથી આવી પ્રવેશ કરતા પ્રથમ મોટુ શહેર (સુલતાનીઆ તે સમયે બધાયલુ નહીં હોવાથી) કસ્બીન છે, જેને ખરી રીતે કઝવીન લખે છે તે પ્રથમ રાજધાનીનું શહેર હતુ આઠ રાજ્યોના નામ ગણાવતી વખતે આપણો ગ્રથકર્ત્તા કોઈ વખત શહેરનુ નામ આપે છે જેમકે કસ્બીન અને કોઈ વખતે આખા પ્રાન્તનું નામ આપે છે જેમકે બીજા સાત નામો આપ્યા છે જેમ સ્મરણમા આવ્યુ તેમ લખતો જતો હોવાથી નિયમ ધ્યાનમા રહ્યો નથી

૩ કુર્દિસ્તાન જે પુરાતન આસીરીઆને તાબે હતુ તે ઇરાનના રાજ્યોમા લખ્યુ તે અસભવિત છે, જો કે તેનો ઘણો ભાગ ઇરાની રાજ્ય તરફથી જીતી લેવામા આવ્યો છે. ઇરાનના રાજ્યમા એને ગણીએ તોપણ તે દક્ષિણમા આવેલો છે તેમ કહેવાય નહીં આપણા ગ્રથકર્ત્તાએ ઇરાની અખાત ઉપર આવેલું પ્રાચીન, સુસીઆના જેને ખુરીસ્તાન અથવા ખુઝીસ્તાન કહે છે અને જે કઝવીનની દક્ષિણમાં આવેલુ છે તેને વાસ્તે લખ્યુ હશે એમ ધારી શકાય કુર્દિસ્તાનને વાસ્તે લખ્યુ નથી એમ જણાય છે અબુલફીદાની ભુગોળમા લખ્યુ છે કે આ શહેર બસરા અને ઈરાનની વચ્ચે આવેલુ છે

૪ ઉપરનો પ્રાંત જો ખુરીસ્તાન હોય તો લોર અથવા લુર એ તેનાથી ઉત્તરે આવેલો પ્રાત હોવો જોઇએ, જો કે કઝવીન અને આખા ઇરાનને સબંધે તો દક્ષિણમા ગણાય

ચોથું ઉત્તર તરફ આવેલું સુએોલીસ્તાન[5] છે, પાંચમું સ્પધ્યાન[6]; છઠું શીરાઝ[7]; સાતમું સોનકરા[8] અને આઠમું ટીમોકાઇન[9] છે, જે ઇરાનની છેક સરહદ ઉપર આવેલું છે.

ટીમોકાઇન શિવાય આ બધાં રાજ્યો દક્ષિણ તરફ આવેલાં છે. ટી-

---

૫ સુએોલીસ્તાન શાને માટે લખ્યું હશે તે જણાતું નથી. પરંતુ બીજા ભાષાંતરોમાં સીલસ્તામ, સીલીસ્તામ, અને ઈટાલીની જુની પ્રતોમાં સીસ્તાન લખ્યું છે તેથી ઈરાનના પૂર્વ ભાગમાં આવેલા સિજસ્તાન અથવા સયિસ્તાનને વાસ્તે લખ્યું છે તેમાં શક નથી .

૬ સ્પધ્યાન, ઈસ્પિહાન, સ્પહાન અને અરબો જેને ઇસ્ફહાન કહે છે તે ઈરાની ઇરાકના દક્ષિણ ભાગમાં આવેલું છે. સફી વંશના ઈરાનના રાજાઓનું રાજ્યધાનીનું ભવ્ય નગર હતું. શાહ અબ્બાસ બીજાના સમયમાં એશીઆનાં તમામ નગરો કરતાં તે ચઢીઆતું થયું હતું. ઈ૦ સ૦ ૧૨૨૫ માં તે મોગલ રાજ્યને તાબે થયું અને ઈ૦ સ૦ ૧૩૮૭માં તૈમુરલંગે તેને સર કરી લુંટી ઘણે ભાગે પાયમાલ કર્યું હતું.

૭ શીરાઝ એ ખાસ ઇરાન અથવા ફાર્સનું મુખ્ય શહેર અને કેટલોક સમય આખા ઇરાનનું મુખ્ય શહેર, એટલું બધું મુસાફરોથી જાણીતું છે કે ઇસ્ફહાનથી બીજા દરજ્જાનું આ શહેર છે એટલુંજ કહેવું બસ છે.

૮ પૂર્વ તરફના ભૂગોળવેત્તાઓ જેને કોરકાન અથવા ગુરકાન કહે છે અને તેથી નિસ્સંશય પ્રાચીન લોક જેને હુરકાનીઆ કહેતા તેની સાથે સંબંધ ધરાવનાર છે. તેનો કાળાંતરે જુદા જુદા લોકોની ઉચ્ચાર ભ્રષ્ટતાથી સોનકારા નામ લખાયું છે. રામુશીઓની પ્રતમાં સોનકારા, બેલની પ્રતમાં સોકામ જુની લાટીન પ્રતમાં સોનતારા, બ્રીટીશ મ્યુઝીઅમની પ્રતમાં કોનકારા, બર્લીનમાં પ્રસિદ્ધ થએલી પ્રતમાં સોનકારા, ઈટાલીના ગ્રંથોમાં કોરકાદા, અને એક પુરાતન ઇંગ્રેજી ભાષાંતરમાં કોરકારા લખ્યું છે. આ શહેર ડામાઘાન પર્વતોની હારની અને કુમીસ અથવા કોમીસીન પ્રાન્તની ઉત્તરે કાસ્પીઅન સમુદ્રની અગ્નિકોણના કિનારા ઉપર આવેલું છે.

૯ ગ્રામ તથા દેશ વિગેરેનાં નામો ઘણી રીતે અનેક મળતાં આવે પરંતુ અત્રે લખેલું ટીમોકાઇન (જેને બેલની પ્રતમાં ટાઈમોકાઇમ અને જુની લાટીન પ્રતમાં થાઇમાકાઇમ લખ્યું છે) તે નિસ્સંશય ડામાઘાનને

નોકાર્દન આરમોર સેકો[૧૦] નામની જગાની નજદીક ઉત્તર દિશામાં આવેલુ છે આ દેશમાં ઉત્તમ જાતિના ઘોડા પેદા થાય છે, તેને માટે તે પ્રખ્યાત છે આ ઘોડા હિંદુસ્તાન તરફ મોકલવામા આવે છે અને તેમની કીંમત ઘણી ઉપજે છે ઓછામા ઓછા સરેરાસ બસે લીવરટુરનોઈ[૧૧] ઉપજે છે વળી આ દેશમા મોટા કદાવર તથા રૂપાળા ગધેડા ઘણા પેદા થાય છે જે દુનીઆમા સર્વથી ચડીઆતા તરીકે વખણાય છે આ દેશમાં ઘોડા કરતા પણ આ જાતિના ગધેડાની કીમત વધારે ઉપજે છે, કારણ કે તેમનો ખોરાક સાદો તથા સસતો છે, તથા ઘોડા અને ખચ્ચર કરતા બોજો તથા ચાર વધારે ખમી શકે છે, તથા ચાલવામા પણ વધારે છે તેથી જે મુસાફરોને એક દેશથી બીજે દેશ જતાં જ્યાં ઘાસ ચારો તથા પાણી લાંબી મજલ સુધી મળી શકતા નથી તેવાં ઘાડ જગનો તથા રેતીના રણો ઓળગવા પડે છે અને મુસાફરી લાંબી મજલે ઉતાવળ-

---

માટેજ લખ્યુ છે ઈરાનના ઇશાન કોણમા આવેલા કુમીસ નામના નહાના પ્રાન્તનુ મુખ્ય શહેર છે ઇરાનના દરબારમા રહેનાર વેનીસના એલચી જો સેફાટ બારબેરોએ આ શહેરનુ નામ ટેમીગાન અને ઇગ્રેજ ટોમસ હુરબર્ટે ડાંમરગુમેન્ટ લખ્યુ છે આવા અપભ્રંશો જુદા જુદા દેશના રહેવાશીઓના ઉચ્ચાર ભ્રમથી બહુ થઈ ગયા છે તે વિષે પાટ્રા ડીલા વ્હેલે પોતાના પત્રોમા સજજડ ફરીઆદ કરી છે, અને હુરબનીઆ અને ડીઅરગુમેન્ટના જેવા અપભ્રંશ ચાલ્યા છે તે વિષે આશ્ચર્ય બતાવે છે

૧૦ આરબોર સેકો પ્રાન્તનુ નામ એ નામના વૃક્ષ ઉપરથી પડયુ છે તે વિષે આગળ સહજ સૂચન કરવામા આવ્યુ છે, અને વધારે વિસ્તારથી હવેના એક પ્રકરણમા આવશે

૧૧ ઇરાની ઘોડાઓની જાતિ જે અરબી અને તુર્કી ઘોડા ઘોડીઓના સગમમાંથી ઉત્પન્ન થએલી છે તે સર્વત્ર વખણાય છે આ ઘોડાના ગુણ વિષે ચાર્દીને પોતાના પુસ્તકમા તથા માલ્કમે ઇરાનના ઇતિહાસમા વિસ્તારથી લખ્યુ છે લીવરટુરનોઈ નામનું ચલણી નાણુ હતુ ચૌદમા સૈકામા ચાલતા આ સીક્કા કરતા હાલના સીક્કાનું પ્રમાણ પચીસે એક હતુ તેથી જણાય છે કે હિંદુસ્તાનમા ઇરાની ઘોડાની કીમત લગભગ પદરસેંથી બે હજાર રૂપીઆ સુધીની ઉપજતી

ચી કરવી પડે છે તે ઘોડા ખચ્ચરો કરતા આ જાતિના ગધેડા પોતાની સાથે રાખવા વધારે પસંદ કરે છે, કારણ કે તે ચાલમા ઉતાવળા હોય છે અને ગમેતેવા સ્વલ્પ ખોરાકથી દિવસ ગાળી શકે છે ઉંટ પણ આ પ્રમાણે મુસાફરીમાં ઉપયોગમા લેવાય છે અને તે પણ ગધેડાની માફક બોજો વધારે ઉપાડી શકે છે તથા તેનું ખોરાકી ખર્ચ પણ ઓછું થાય છે તથાપિ ગધેડા જેટલું ઉતાવળે ચાલનારૂં નથી આ દેશના સોદાગરો ઘોડા લઈ કૈસી,[૧૨] ઓરમઝ, અને હિંદી મહાસાગરના કિનારાના દેશોમા વ્યાપાર અર્થે નીકળી પડે છે આ દેશોમા ઘોડાની ખરીદી લોકો કરે છે અને હિંદુસ્તાનમાં લઈ જાય છે આ ઘોડા હિંદુસ્તાનમા ગરમી ઘણી હોવાથી અને તેમની પેદાશ તથા ઉછેર સમશિતોષ્ણ પ્રદેશનો હોવાથી ઘણા વરસ જીવી શકતા નથી

આ પ્રાન્તના કેટલાક ભાગના લોકો કેવળ જંગલી છે અરસપરસ જખમ કરવામા તથા ખુન કરવામાં તેઓ કંઈ આચકો સમજતાજ નથી તેઓ ખુની અંતઃકરણના છે પૂર્વ તાર્તર[૧૩] લોકોનો ભય જો તેમને ન હોયતો તેઓ વ્યાપારીઓ અને મુસાફરોને મહા ઉપદ્રવ કર્યા સિવાય રહેજ નહીં તાર્તર લોકો તેમને સખત શિક્ષા કરે છે અહીં એક સરકારી કાયદો પણ કરવામાં આવેલો છે કે જે રસ્તાઓમા ભય છે તે તમામ રસ્તાઓ ઉપરના રહેવાસીઓએ વ્યાપારીઓ માગણી કરે કે તુરત તેમના રક્ષણ વાસ્તે તથા તેમને સહી સલામત પોચાડવા માટે ચાલાક અને વિશ્વાસુ ભોમીઆ આપવા જોઇએ તેમણે મુસાફરોને એક જગાએથી બીજી જગાએ પોચાડવા અને બીજી જગાએથી ઉપર પ્રમાણે નવા લેવા. આ મહેનત બદલ દરેક લાદેલા પશુ દીઠ બે કે ત્રણ ગ્રોટ[૧૪] તેમને મજલના

૧૨ કૈસી એ કિસ અથવા કેસ નામનો ટાપુ છે તે આગળ જણાવવામા આવ્યું છે ઇરાની અખાતમા આવેલા સિરાફથી વ્યાપાર ઉઠવી અહીં લાવવામા આવ્યો હતો ઓરમઝના નખ્યાત બદર વિષે હવે પ્રસગ આવશે ત્યાં કહીશુ

૧૩ પૂર્વ તાર્તરી લોકો તે કાસ્પીઅન સમુદ્રની પૂવતરફથી ઇરાનમા આવેલા મોગલ તાતરો સમજવા

૧૪ એ નામનું ઇટાલીનુ ચાલતુ રૂપા નાણું હતુ જુદે જુદે સમયે જુદી જુદી કીમત આ નાણાની ચાલી હતી

પ્રમાણમા મળતા હતા સર્વ લોક મુસલમાની ધર્મ પાળે છે શહેરોમા ઘણા વ્યાપારીઓ છે તથા કારીગરો ઘણા છે જે રેશમી તથા જરીઆની માલ બને છે[૧૫] આ દેશમાં રૂ પુષ્કળ પાકે છે, તેમજ ઘઊં, જવ[૧૬] બાજરી, અને બીજી અનેક જાતિનુ ધાન્ય પેદા થાય છે, દ્રાક્ષ અને બીજી દરેક જાતિના ફળ ઉત્પન્ન થાય છે મુસલમાની ધર્મમા દારૂ પીવાની મનાઈ છે. પરંતુ અહીંના લોક બીજી રીતે મન વાળી વસ્તુત દારૂતો પીએ છેજ તેઓ દારૂને દેવતા ઉપર ઉકાળે છે જેથી તેનો સ્વાદ ફરે છે તથા નામ પણ બીજુ આપવામાં આવ્યુ છે તેથી તે દારૂ નથી એમ ગણી પીએ છે, જો કે દારૂમા અને આવી રીતે ઉકાળેના દારૂમાં ગુણ તફાવત કઇ નથી[૧૭]



૧૫ પોટીંજર મશાનની બનાવટો વિષે લખતાં જણાવે છે કે "આ શહેરની ખરેખરી બનાવટની ચીજો ત્રાંબાનાં વાસણો, શેતરંજીઓ, તથા રંગીન અને બુટ્ટાદાર રેશમી કાપડ છે, જે અત્યંત સુંદર હોય છે આવા રેશમના કાશ્મીરી ઉમદા શાલના નમુના ઉપર બનાવેના દુપટ્ટા મેં ખરીદ કર્યા હતા જુવો બલુચીસ્તાનની મુસાફરી પાનુ ૨૪૪

૧૬ ઘઊં ઇરાનના ઉત્તર ભાગમા પેદા થાય છે દક્ષિણમા થાયછે પણ કઇક કમી થાય છે માલકમ કહે છે કે "ઇરાનમા જવ એક ફારસીગના એક રતન પ્રમાણે વેચાય છે ઘઊંની કીમત એક તૃતીઆંશ જાસ્તી છે" (ઇરાનનો ઇતિહાસ પુસ્તક ૨ પાનુ ૫૧૮)

૧૭ દારૂને ઉકાળવાની રીત પૂર્વ તરફના લોકોમાં સાધારણ થઈ પડી હતી પરંતુ ઉકાળવાનુ કારણ અહીં બતાવ્યુ છે તેજ છે કે પછી તે લોકોને સ્વાદ વધારે લાગે છે તે છે એમા શક રહે છે ધર્માંધ મુસલમાનો મરતા ઇરાનીઓ દારૂ પીવામા થોડા વેહેમી છે પીંટો ડીલા વ્હેલ લખે છે કે શાહ અબ્બાસે બે જુદા પ્રકારના હુકમો કાઢ્યા હતા એકતો જ્યારે ધર્મનુ બંધન ક્ષીણ થએલુ જણાયુ ત્યારે હુકમ કર્યો હતો કઇએ દારૂ વાપરવો નહીં પરંતુ જ્યારે તેના જાણવામા આવ્યુ કે લશ્કરના સીપાઇઓએ દારૂને બદલે અફીણનો કસુંબો પીવો દાખલ કર્યો છે (જેથી તેમનાં શરીર નબળા થઇ જાય) ત્યારે ઉપલો હુકમ રદ કર્યો હતો

## પ્રકરણ ૧૩.

### યઝદી શહેર તથા ત્યાંનો વ્યાપાર-આ શહેર તથા કીરમાનની વચલા પ્રદેશમાં પેદા થતાં પ્રાણીઓ વિષે.

યઝદી નામનું ઇરાનની સરહદ ઉપર આવેલું ભવ્ય શહેર છે. ત્યાં વ્યાપાર ધમધોકાર ચાલે છે.[૧] યઝદી નામનું રેશમી તથા જરઆની કાપડ અહીં બને છે જે વ્યાપારીઓ દુનીઆના ઘણા દેશોમાં લઇ જાય છે[૨] ત્યાંના રહેવાશીઓ મુસલમાની ધર્મ પાળે છે. આ શહેરથી આગળ જેમને પ્રવાસ કરવો હોય છે તેમને એક રણ પસાર કરવું પડે છે જે કરતાં આઠ દિવસ લાગે છે તથા જેમાં પ્રવાસીઓને આરામ વાસ્તે માત્ર ત્રણ જગાઓ આવે છે.[૩] ખંજુરીઓનાં ઘટ વનોમાં થઈ રસ્તો ચાલે છે, જ્યાં શિકાર પુષ્કળ મળે છે. પાર્ટ્રિજ અને કવેઇલ નામનાં પક્ષીઓ તથા પશુઓ પણ શિકારને માટે ઘણાં મળી આવે છે. શિકારના શોકીન પ્રવાસીઓ

---

૧ યઝદ એ ખાસ ઇરાન અથવા ફારિસ્તાન પ્રાંતની છેક પૂર્વે સરહદ ઉપર આવેલું શહેર છે. કેપટન ક્રીસ્તી જે ઇ. સ. ૧૮૧૦માં ત્યાં ગયો હતો તે એવું વર્ણન આપે છે કે "આ શહેર વિશાળ અને મોટી વસ્તી વાળું છે; એક રેતીના રણના કિનારા ઉપર આવેલું છે, જ્યાંથી પૂર્વ પશ્ચિમ વિસ્તાર પામેલા પર્વતની હાર શરૂ થાય છે. સટ્ટા કરનારાના તથા ત્યાંના રેહવાસીઓના માલ મીલકતના બચાવ માટે આ શહેર વ્યાપારીઓમાં પ્રખ્યાત છે. હિંદુસ્તાન, ખોરાસાન, બગદાદ અને ઇરાન વચ્ચે વ્યાપારીઓના મથકનું મુખ્ય બજાર છે, અને ઇરાનમાં એનાથી વ્યાપારની વધારે અગત્યતા ધરાવનારી કોઈ બીજી જગા નથી. જુવો-બલુચીસ્તાનની મુસાફરી પાનુ ૪૨૧.

૨ અબદુલ કરીમની તવારીખમાં જણાવવામા આવ્યું છે કે નાદીરશાહે એક એલચીને આવા યઝદી ભરત કાપડનાં પચીસ થાન બક્ષિસ કર્યાં હતાં.

૩ આ રણને કરમાનનુ રણ કહે છે

રસ્તે શિકારની સારી ગમત કરે છે. જંગલી[૪] ગધેડા પણ ઘણા મળી આવે છે જે દેખાવડા હોય છે. આઠ દિવસ પુરા થયે કીરમાનના[૫] રાજ્યમાં આવી પોહોંચાય છે.

## પ્રકરણ ૧૪.

### કરમાનનું રાજ્ય જેને પ્રાચીન સમયમાં કરમાનીઆ કહેના હતા તે–ત્યાંના ખનીજ પદાર્થો–વ્યાપાર કારીગરી–ત્યાં પેદા થતાં બાજ પક્ષી–અને આ દેશ છોડી જતાં આવતો નીચાણનો પ્રદેશ.

કીરમાનનું રાજ્ય ઇરાનની[૧] પૂર્વ સરહદ ઉપર છે. પ્રથમ ત્યાંના વંશપરંપરા હક ભોગવતા રાજાઓ રાજ્ય કરતા હતા; પરતુ તાર્તર લોકોને તાબે ગયા પછી તેમની ઈચ્છાનુસાર સુબાઓ નિમી ત્યાં મોકલે છે. આ

૪ શાહ અબ્બાસને અને બીજા ઇરાનના રાજાઓને જંગલી ગધેડા નવાઇની ચીજ દાખલ ભેટ કરવામાં આવ્યા હતા તે જાણીતું છે રેનલ લખે છે કે ઝેનોફને જે ગધેડાઓનું ઉતાવળી ચાલ માટે વખાણ કરી વર્ણન કર્યું છે તેનેજ મળતી આ જાતિ છે. ટેકસીરાએ ઇ. સ. ૧૬૦૬ માં મેસો પોટામીઆના રણની બરાબર સામે અરબસ્તાનના રણમાં આ ગધેડાનું એક ટોળુ જોયું હતું. ઝેનોફને મેસોપોટામીઆના રણમાં જોયા હતા.

૫ યઝદ અને કીરમાનના મુખ્ય શહેર વચ્ચે લગભગ ૧૬૦ માઈલનું અતર દરેક દિવસે વીસ માઇલની મજલ ગણતાં થાય છે. મેજર રેનલે ઊંટથી પદરથી સાડા પદર અને ખચ્ચરથી સત્તર અથવા અરાઢ માઇલની દરરોજ મજલ થઈ શકે છે તેવી સરાસરી કાહાડી છે. સમજવું જોઇએ કે, ખેતી તથા કઈક ભાગ સુદ્ધાત આ રણ પસાર કરતાં બરાબર આઠ દિવસ લાગ્યા હતા. કેટલાક લેખી ગ્રંથોમા સાત દિવસ જણાવ્યા છે.

૧ કિરમાન એ ઇરાનનો એક પ્રાન્ત છે. તથા એ રાજ્યની દક્ષિણ તથા પૂર્વ દિશા વચ્ચે આવેલુ છે. રાજધાનીનુ શહેર એજ નામનું છે. પરતુ તેને ઘણાકો ફારસી ઉચ્ચાર પ્રમાણે સિરગાન અને અરબી ઉચ્ચાર

દેશના પહાડોમાથી જેને આપણે ટરકોઇસ[૨] (પીરોઝા) કહીએ છીએ તે જાતનું જવાહીર નિકળે છે પૃથ્વીમા પુષ્કળ પોલાદ[૩] અને એન્ડીમની[૪] ધાતુનાં વળાં પણ છે. સંગ્રામને ઉપયોગી સર્વ જાતનાં હથિયારો સારામા સારાં પાણીદાર આ દેશમાં બને છે, જેવાકે ઘોડાના ખોગીર તથા લગામો, તરવાર, બાણ, ભાલા વિગેરે સ્ત્રીઓ અને છોકરાઓ રેશમી તથા

---

પ્રમાણે સિરજાન પણ કહેછે પોટીંજર લખેછે કે "કિરમાન શહેર એક વિશાળ મેદાનની પશ્ચિમકોર ઉપર આવેલુ છે જ્યાથી લગોલગ પહાડોની હાર લાગુ થાયછે, તે એટલે સુધી કે બે શિખરો તો આ શહેર ઉપર ઝઝુમી રહેછે. આ બે ટેકરીઓ ઉપર કિલ્લાઓ છે. ઇરાનમા એક સમયે એ ઘણુજ આબાદ હતુ અને માત્ર મુખ્ય શહેર ઇસ્ફહાન કરતાજ સહજ ઉતરતુ હતુ આ નગરની ઉપર જેટલી આફતો ગુજરી છે. તથા જેટલી-વાર આ નગર સ્વદેશી તેમજ પરદેશી ખુનરેજી લડાઇઓનુ સ્થાન થયુંછે, તે પ્રમાણે પૂર્વના કોઇપણ નગર વાસ્તે બન્યુ નથી" (પાનુ ૨૨૨) આપણો ગ્રંથકાર ઇરાનનો એક ભાગ કિરમાન છે તેમ ગણતો નથી કેમકે ઉપર ઇરાનનાં આઠ રાજ્ય ગણાવ્યા તેમાં તેનો સમાસ કર્યો નથી. ઇદ્રીસી જે બારમા સૈકાનો લેખક છે. તે પણ જણાવેછે કે "કરમાનનો દેશ ઇરાન અને મકરાનની વચ્ચે છે" તેથી તેપણ કિરમાનને ઇરાનનો ભાગ ગણતો હોય તેમ જણાતુ નથી.

૨ માલ્કમ લખેછે કે "પીરોઝા એટલે "ટરકોઇસ" જાતિનુ જવાહીર નિશાપુર આગળ નિકળે છે (ઇરાનનો ઇતિહાસ પુસ્તક ૨, પાનું ૨૨૦).

૩ ચાર્ડીને આ પોલાદનુ વર્ણન કર્યુ છે. તથા હિંદુસ્તાનના પોલાદ સાથે સરખામણી કરીછે. (મુસાફરી પાનુ ૨૩.)

૪ આ ધાતુ જેને રામુશીઓની પ્રતમા "એન્ડાનીમ" અને બેલની પ્રતમાં "એન્ડાનીકમ" લખ્યુ છે, તે શાને વાસ્તે છે તેનો અર્થ કોઇ કોષમાથી મળી આવતો નથી. તેમ ભાષાંતર કર્તાઓએ પણ તે ખોળી કાઢવા પ્રયત્ન કર્યો નથી. અત્રે જેમ અસલ નકલમા છે, તેમજ લખ્યુ છે. હુ ધારૂંછુ કે એન્ટીમોનીઓ" જેને વાસ્તે ચાર્ડીને પોતાની મુસાફ-રીમા નોધ લીધીછે અને લખ્યુ છે કે ઇરાનના પૂર્વ ભાગમા નિકળે છે, તેનો અપભ્રંશ હોય

જરીનું ભરત કામ કરે છે તથા વિવિધ પ્રકારનાં પશુ પક્ષીઓનાં ચિત્ર તથા સારો દેખાવ આપે તેવાં વચનો ભરી સારી કારીગરીથી માલ બનાવે છે.[૫] આવી રીતે ભરેલાં કપડાં શ્રીમંતોનાં શયનગૃહમાં પડદા, ચાદર, તથા તકીયા વિગેરેના ઉપયોગમાં આવે છે તથા ઘરનો એક શણગાર છે. તેમાં ભરતકામ ઘણું ઉમદા તથા ચતુરાઈથી કરેલું હોય છે પહાડી પ્રદેશમાં બાજ પક્ષી ઘણાં થાય છે જે આમ તેમ ઉડ્યા કરે છે. આ બાજ છાતી, પેટ અને પુંછડી આગળ લાલાશ પડતો હોય છે, તથા ઉડવામાં એટલો બધો ઝડપવાળો હોય છે કે, કોઈ પક્ષી એનાથી આગળ જઇ બચી શકતું નથી. કીરમાન છોડી આગળ ચાલતાં સાત દિવસ ઓળગતાં લાગે તેવું રણ આવે છે. રસ્તો આનંદજનક છે; તેમાં પાટ્રીજ અને બીજાં શિકારનાં પક્ષીઓથી સૌંદર્યમાં ઉમેરો થાય છે.[૬] રસ્તામાં ઘણાં ગામ અને કિલ્લા તથા છુટક છાપરાંનાં ગામડાં આવે છે. છેવટ એક પહાડ આગળ અવાય છે, જ્યાંથી ઉતરવાનો ઢોળાવ લાંબો છે, જે ઉતરતાં બે દિવસ લાગે છે, ફળનાં વૃક્ષો અત્યંત ઉગે છે. આ પ્રદેશ આગળ વસ્તીમાં સારો આબાદ હતો; હાલ રબારીઓ શિવાય બીજા કોઇની વસ્તી નથી. આ લોકો પોતાનાં ઢોરના ચારા માટે આમથી તેમ ફરે છે. ઢોળાવનો ભાગ આવતા સુધીમાં જે પ્રદેશ આવે છે તે એટલો બધો શીતળ છે કે, ઘણાં વસ્ત્ર તથા તે ઉપર મોટા ઝભ્ભાથી પણ મનુષ્યની ટાઢ ખમી શકતી નથી.[૭]

---

૫ પોટીંજર કહે છે કે "હીજરી સંવત ૯૦ માં થયેલી મક-રાન દેશની જીતના ઇતિહાસની લેખી નકલ ઉપરથી મને જણાય છે કે તે સમયે કિરમાન અતિ વિશાળ, સમૃદ્ધ તથા શાલ અને હથિયારો માટે પ્ર-ખ્યાત શહેર હતું. (પાનુ ૨૨૨). તે ઉંહીવારકુ ઉજ્જડ થયું ત્યાર પછી તે દિવસના જેવો ત્યાંનો વ્યાપાર કોઈ સમય ખીલ્યો નથી. જોકે હજુ પણ વ્યાપાર અહીં મોટા પાયાપર ચાલે છે. ત્યાંની બનાવટની શાલ, બંધુક અને કમાન આખા એશિયાખંડમાં વખણાય છે અને તેની બનાવટ ઉપર વસ્તીના એક તૃતિયાંશ ભાગની રોજી ચાલે છે. (પાનુ ૨૨૫).

૬ આ પક્ષીઓના શિકાર વિષે થાર્દીને પોતાની મુસાફરીને પાને ૩૦ મે સુચન કર્યું છે.

૭ કરમાનના શીત અને ઉષ્ણ પ્રદેશોની વચમાંના પ્રદેશ નજીક

## પ્રકરણ ૧૫.

### કમન્ડુ શહેર તથા રીઓબાર્લીનો પ્રાન્ત-ત્યાં માલમ પડતાં પક્ષી-બળદની એક વિચિત્ર જાતિની પેદાશ કેરોના જાતિના લુટારા વિષે.

આ પહાડ ઉતરી જતા કે તમે એક સપાટ પ્રદેશ ઉપર આવો છો. આ સપાટ મેદાનનો દક્ષિણ દિશા તરફ વિસ્તાર છે, જેના આ પારથી પેલે પાર જતા પાંચ દિવસ લાગે છે આ પ્રદેશમા પ્રવેશ કરતાં પ્રથમ કમન્ડુ[1] શહેર આવે છે પ્રથમ તો આ શહેર અતિ વિશાળ અને અગત્યતા ધરાવનારૂ હતું પરતુ હાલ તો તાતર લોકોની ચઢાઈઓથી વારવાર પાયમાલ થએલું

---

બામ અથવા બમ્મ ગામ આગળ થઈને કરમાનથી ઇરાનના અખાત સુધી જવાનો રસ્તો છે પોટીંજર લખે છે કે "નુર્માનશીરનો પ્રાન્ત" જે ઉજ્જડ ભાગ બલુચીસ્તાનથી તેને જુદો પાડે છે ત્યાથી તે બમ્મ શહેર સુધીનો પ્રદેશ છે તેની પશ્ચિમે કરમાન પ્રાન્ત છે જે હાલ બન્ને મળી ગયા છે, પૂર્વમા રણ આવેલુ છે, ઉત્તર તથા દક્ષિણમા ઉંચા પર્વતોની હાર છે, જેમના ઉપર સર્વદા સર્વ ઋતુમા હીમ જામેલો રહે છે મેં પ્રવાસ કર્યો ત્યારે જોકે નીચેના પ્રદેશોમાં અતિશય ગરમી હતી તથાપિ પર્વત ઉપર હીમ હતુ (પાનુ ૧૮૯) ઇબ્ન હૌકલ લખે છે તે "કિરમાનાના શીત પ્રદેશમા આવેલા મારેન પવતો છે" જેમના ઉપર બરફ રહે છે

૧ કિરમાન શહેર અને ઇરાની અખાત વચેના પ્રદેશ વિશે વધારે માહીતી મળી નથી પોટીંજરે નકશો આપ્યો છે જે છેલામા છેલો તૈયાર થએલો ગણાય છે, તેમા પણ આ આખા પ્રદેશમા ફક્ત એકજ નામ આપેલુ છે જોકે ડુંગરો બરાબર નિશાન પુર્વક જણાવ્યા છે, તેથી કમન્ડુ શહેરનુ સ્થળ નિશ્ચિત કરવુ મુશ્કેલ છે જોકે આ શહેર આપણા ગ્રંથ કર્તાના સમય પહેલા નામીચુ ગણાતુ બધ થયુ હશે અને હાલ પણ હશે બ્રીટીશ મ્યુઝીઅમ અને બર્લીનની પ્રતોમા આ શહેરનુ નામ કમન્ડી અને ઇટાલીન ગ્રંથોમા "એડગમાડ" લખ્યુ છે ડાનવિલના નકશામા બતાવેલુ મેમાઉન જેને ઇબ્ન હૌકલ મહાન આપે છે તે હોય કે પછી

હોવાથી તેટલુ આબાદ નથી એની પાસેના પ્રાંતને રીઓબાર્લા કહે છે [2] આ પ્રદેશની હવા ગરમ છે

આ દેશમા ઘઉં, ડાંગેર તથા બીજા અનેક પ્રકારનાં ધાન્ય પેદા થાય છે ડુંગર નજીકના પ્રદેશમા ખજુર, દાડમ વિગેરે અનેક પ્રકારનાં ફળ થાય છે તેમા 'બાવા આદમનુ બોર'' નામે ફળ થાય છે તે આપણા શીત પ્રાધાન્ય દેશોમા જાણીતુ નથી [3] નદાના ફગ પુષ્કળ પેદા થતા હોવાથી ટર્ટલ—ડવ જાતિના પક્ષી અસંખ્ય માલમ પડે છે વળી મુસલમાનો એ પક્ષીનો ધિક્કાર હોવાથી ખાતા નથી, તેથી પણ તેમની સંખ્યા વધી પડી છે [4] બીજા દેશમા આ જાતિનાં પ્રાણીઓને મળતા આ પ્રાણી નથી કેમકે તેમનો રગ સફેદ અને કાળો રગ મળીને જે ભુખરો રગ થાય છે તેવો છે, અને પગ તથા ચાચ લાલ હોય છે [5] ઢોરની પેદાશમા કેટલાક વિચિત્ર જાતિના પેદા થાય છે મુખ્યત્વે કરીને એક જાતના મોટા કદના ધોળા

---

૧ ઈબ્ન હૌકલ જેને કૌમિન કહે છે તે હોય, પરતુ આ માત્ર કલ્પના છે, ખાત્રી પૂર્વક જણાયુ નથી

૨ રીઓબાર્લા આ ઠેકાણે રૂદબારને વાસ્તે લખ્યુ છે તે સ્પષ્ટ છે ઇરાનના અને નજીકના દેશોમા ઘણાં શહેર અથવા પ્રાન્તોને સામાન્ય રીતે "રૂદબાર" શબ્દ લગાડવામા આવતો હતો, જેનો અર્થ "બે પહાડ વચ્ચેની ખીણમા વહેનારી નદી અથવા ઘણી નદીઓથી પ્રવાહિત પ્રદેશ" થાય છે આ ઠેકાણે જે પ્રદેશ વિષે લખ્યુ છે તે મારખમે તથા ડાનુવિલે આપેલા નકશામા બતાવેલી દિવરૂ નામની નદીના કાંઠાનો પ્રદેશ છે કિરમાનથી ઓરમઝ જતા આ નદી ઉતરવી પડે છે

૩ બાવા આદમનુ બોર તે જેને ઇરાની તથા અરબ લોકો નારજ (નારંગી) કહે છે તેને વાસ્તે લખ્યુ હોય એમ સભવ છે

૪ આ જાતિના કબ (કબુતર)નુ માસ ખાવાની મનાઈ લોકોનાજ વ્હેમને લીધે હશે કારણ કે સામાન્ય રીતે મુસલમાનો તેના માસને નાપાક ગણતા નથી

૫ આ પક્ષીને જુદી જુદી પ્રજાએ જુદા જુદા નામ આપ્યા છે ડાક્ટર રસલ કહે છે કે આ પક્ષીનુ માસ સ્વાદીષ્ટ હોય છે, શહેરથી એક દિવસની મજલ જેટલે દુર એ મળી આવે છે (અલેપ્પોનો ઇતિહાસ)

બળદ થાય છે તેમની રૂંવાટી ટુકી અને સુંવાળી હોય છે, જે ગરમ દેશની અસર છે તેમના શીંગડાં ટુકા, જાડા અને પહોળાં હોય છે બે ખભા વચ્ચે મામલ અને એક બે વેંતભર લાંબી ખુંધ હોય છે[૬] આ પ્રાણીઓ દેખાવડા હોય છે, અને ઘણા મજબુત હોવાથી ભારે બોજો ખેંચવાના ઉપયોગમા લેવાય છે બોજો લાદતી વખતે તેમને ઉંટની પેઠે ઘુંટણે બેસાડી દેવામાં આવે છે બોજો ભર્યા પછી તે ઉભા થાય છે અહીં ગધેડા જેવડા કદના ઘેટાં થાય છે, તેમની પુછડી લાંબી અને જાડી હોય છે, પુછડી તોલમા પોણો મણ અને તેથી ઉપરાતની હોય છે વળી તે ભાગમાં માસ પુષ્કળ તથા સ્વાદિષ્ટ હોય છે[૭] આ પ્રાતમા માગીના કિલ્લા બધી

૬ આ બળદની જાતિ સુરત અને બીજી પશ્ચિમ હિંદુસ્તાનની ઘણી જગોએ ગાડાં ગાડીઓ ખેંચવાના ઉપયોગમાં લેવાય છે, ત્યાથી આ જાતિ ઇરાનના પૂર્વ ભાગમા દાખલ થઈ હશે ઘણા લેખકોએ અને નીબુરે આ જાતના બળદનુ વિસ્તારથી વર્ણન આપ્યુ છે તેને માટે જુવો અરબસ્તાનની મુસાફરી પુસ્તક ૨, પાનુ ૫૨

૭ આ વિચિત્ર જાતિના ઘેટાની મૂળ પેદાયશ એશિયા અને આફ્રિકા ખંડની છે તેવુ ઘણીવાર કહેવામા આવેલુ છે અલેપ્પોના કુદરતી ઇતિહાસમા આ પશુનું ચિત્ર આપી સવિસ્તર વર્ણન નીચે પ્રમાણે કર્યું છે—

"અલેપ્પોની નજદીકમા બે પ્રકારના ઘેટાં થાય છે એક જેને "બેદુઇન" જાતિનું કહે છે તે બ્રીટનમાં પેદા થતાં ઘેટાને ઘણી રીતે મળતુ આવે છે, માત્ર તેમની પુછડી જરા વધારે લાંબી અને જાડી હોય છે બીજી જાતિનું ઘેટુ તેવી પુછડી વિગરે ઘણી બાબતોમા વિચિત્ર હોવાથી પ્રવાસીઓએ તેનુ ઘણુ વર્ણન કર્યું છે, આ જાતિના ઘેટાં અહીં અસખ્ય પેદા થાય છે તેમની પુછડી ઘણી પોહોળી અને લાબી તથા છેડાના ભાગમાં ઉપરથી વજેલી હોય છે માંસ સાથે એ ભાગની ચરબી મેળવી ખાવાના ઉપયોગમાં માંખણ તરીકે લોકો લે છે એક સાધારણ ઘેટું માથુ, પગ, ચામડી, અને આતરડા શિવાય તોલમા દોઢથી પોણા બે મણ સુધી તથા પુછડી ૫ ૨ શેર સુધીની હોય છે મોટા કદનાં ઘેટાનુ વજન ઘણી વાર પોણા ચાર મણ અને પુછડીનુ વજન સવા મણ સુધી થાય છે, જે કોઈના માન્યામા એકદમ ના આવે અલેપ્પોમાં તેમને વાડાઓ બાંધી

ગામો ઘણા છે.[૮] આ પ્રાંતમાં કરૌના જાતિના લોકો દેશમાં બહાર-વટે ફરે છે અને લાગ આવે તે ગામોમા લુટ ચલાવે છે તેમના ઉપદ્રવથી બચવાને વાસ્તે આ માટીની દીવાલો બાંધેલી છે આ લોકો કઇ જાતિના હશે તેથી વાચનારને માહીતી થાય માટે અત્રે જણાવવાની જરૂર છે કે

---

ઉછેરવામા આવે છે તથા તેમની પુછડી કાંટા વિગરેમા ભરાઈ ઇજા ન થાય માટે લોકો તેમની પુછડીના નીચલા ભાગમા એક પાટીઉં બાધી રાખે છે જે તેમની પાછળ ઘસડાય છે આ રીવાજ ઉપરથી અતિશયોક્તિથી એક કહેવત કહેવાય છે કે "ઘેટાની પુછડી ઉપાડવા ગાડુ જોઇએ" પાનુ ૫૧.

ચાર્ડીને ઈરાનનાં ઘેટાનુ વર્ણન આપ્યુ છે તેમા લખે છે કે આ પ્રાણીની પુછડી પોણો મણની હોયછે, જે ઉપલી હકીકતને બરાબર મળતુંછે.

૮ આવા માટીના કિલ્લાઓ વિષે હેમીલ્ટને ઘણી વાર લખ્યું છે. તે પોતાના રચેલા " પૂર્વ બેટો ( ઈસ્ટઇન્ડીઝ ) નો હેવાલ " નામે પુસ્તકમા પાને ૧૦૮ મે લખે છે કે—

" બલુચી લોકોએ એકદમ ગોમ્બુન ગામ આગળ ઝડપ સવારીએ ચઢી આવી દેખાવ દીધો, તેથી ઈરાનના સુબાને એટલો બધો ભય વ્યાપ્ત થયો કે તે એક ઉંચા માટીના કિલ્લામા હતો તથાપિ ઘોડેસ્વાર થઈ પલાયન કરી ગયો... .....બલુચીઓ પ્રથમ ગામના પશ્ચિમભાગ તરફ આવ્યા. જ્યાં હાલ આપણી કોઠી છે, અને ત્યાંથી માટીની દીવાલ કોચી રસ્તો કરવા લાગ્યા." પોટીન્જર લખેછે કે—

" બનપુર ગામ નહાનુ અને ખરાબ બાંધણીનુ છે એક સમયે તેની પાછળ માટીની દીવાલનો કિલ્લો હતો જેમા અંતરે અંતરે બુરજ બાંધ્યા હતા. હાલ આખી દીવાલ પડી ભાગી છે ( બલુચીસ્તાન અને સિંધની મુસાફરી, પાનુ ૧૭૮. )

૯ પુરાતની લાટીન પ્રતમા આ લોકોનુ નામ "ઝકરાનીમેલીન્ડીઆની" લખ્યું છે સિંધુ નદીની નજદીકથી કારાની આખાત તરફનો જે પ્રદેશ છે તેને " કરાન " કહે છે જેનો અર્થ કિનારો થાય છે આ દેશના નામ ઉપરથી " કરોના " લોકોનુ નામ પડ્યુ છે તેઓ તેમની પડોશના બલુચી લોકો જેવાજ દેખાવના છે કદાચ તેમની ઉત્પત્તિ જુદી હશે આપણા ગ્રંથકારે તેમની લુટારી ચાલ વિષે બરાબર વર્ણન આપ્યું છે ઇબ્ન હૌકલ કહે છે કે, કાફ પર્વતના જંગલોમા રહેનાર લોકો બલુચી છે. કાફ પર્વતને

જગતાઈનો ભત્રીજો નગોદર એ કુમ્લાખાન (ઓક્તાઈ)નો ભાઈ થતો હતો આ નગોદર તુર્કસ્તાનમા અમલ ચલાવતો હતો[10] જગતાઈના દરબારમા જ્યારે એ રહેતો હતો ત્યારે તેને કોઈ દેશ છતી સ્વતંત્ર રાજા થવાની ઇચ્છા થઈ એના સાંભળવામા આવ્યુ હતુ કે હિંદુસ્તાનમા

---

ફારસીમા કૌજો કહે છે, તેથી આ લોકોને બલુચી તેમજ કૌછ નામ અપાયા છે (પાનુ ૧૪૦) આ લોકોની લુટારી ચાલ વિષે લેફ્ટેનંટ પોટીં-જરે પોતાના ચોપાનીઆમાં સવિસ્તર હેવાલ આપ્યો છે તે લખે છે કે "નહારૂ લોકો બલુચી લોકોની એક જંગલી તથા લુટારી જાતિ છે તેઓ છુપી રીતે ચોરી કરવી હીણામા હીણું ગણે છે, પરતુ છચોક લુટ ચલાવી પરાક્રમ બતાવવુ એ ઉત્તમોત્તમ કર્મ ગણે છે તથા આવા વીર પુરુષનાં અત્યત વખાણ થાય છે આવે સમયે જે માણસોએ મદદ કરી હોય છે, તથા જે જે લુટો કરી હોય છે, પુરુષો, સ્ત્રીઓ અને છોકરાઓ કેદ કરી પકડી લાવ્યા હોય છે તે તથા જનાવરો વિગરે પકડી લાવ્યા પછી નિરૂ-પયોગી થવાથી કાપી નાખ્યા હોય છે, તે બધુ વારવાર ઉત્સાહથી ગણાવે છે (પાનુ ૫૮) બલુચીસ્તાનના એક રહેવાસીએ તેજ મુસાફરને કહ્યુ હતુ કે "આપણે હાલ "મકરાન"માં છીએ જ્યાનો દરેક જણ લુંટારો છે જે પોતાના પડોસીને અને ભાઇને પણ લુટતા પાછો હઠતો નથી" (પાનુ ૧૩૯)

૧૦ આ નગોદરનુ શુદ્ધ નામ નીકોદર ઓઘલાન છે તે હુલાગુ ખાનનો પુત્ર અને જગતાઇનો પિત્રાઈ ભત્રીજો હતો તે ઇરાનની પોતાના ભાઈ આબાકની ગાદી ઉપર બેઠો અને અહમદખાન નામ ધારણ કર્યું એના કુટુંબમા એ પ્રથમ પુરૂષ હતો જેણે મુસલમાની ધર્મ જાહેર રીતે સ્વીકાર્યો હતો આપણા ગ્રંથ કર્તાના જણાવ્યા પ્રમાણે આ નીકોદર જેણે હિંદુસ્તાન તરફ ચઢાઈ કરી, તે જો જગતાઇના દરબારમા રહ્યોજ હોયતો તેનો સમય એક પેઢી અગાઉ નિર્માણ થાય, કારણ કે જગતાઇ ઇ સ ૧૨૪૦ મા ગુજરી ગયો અને અહમદખાન નીકોદર ઇ સ ૧૨૮૨ સુધી ઇરાનનો રાજા થયો ન હતો પૂર્વ તરફ પરાક્રમ શરૂ કરવાને બેતાળીશ વર્ષનો સમય વીતે, એ અસંભવિત છે જંગીઝખાનના અનેક પ્રપૌત્રોમા કોઈ બીજો નીકોદર અગાઉ થયો હશે તેમજ આ ચઢાઇની વાત આ-પણા ગ્રંથ કર્તાના સમય પહેલા કંઇ અગાઉ બનેલી હોવી જોઇએ

મલબાર[૧૧] નામે પ્રાંત છે, જ્યાંનો અઝરૂદ્દીન સુલતાન[૧૨] નામે રાજા છે, આ પ્રાંત હજુ સુધી તાર્તર લોકોની સત્તામાં આવ્યો નથી, એમ સાંભળીને તેણે ગુપ્ત રીતે આશરે દશેક હજાર છટેલ અને સાહસિક માણસોનું લશ્કર તૈયાર કર્યું, અને પોતાના કાકાને કંઈ પણ ખબર કર્યા વગર બાલાશાનના[૧૩] પ્રદેશમાં થઈ કેસમરના[૧૪] રાજ્યમાં આવી લાગ્યો અહીં આગળ રસ્તાઓ ખરાબ હોવાથી તેના ઘણા માણસો તથા જાનવરો નાશ પામ્યા આખરે એણે મલબાર[૧૫] પ્રાંતમાં પ્રવેશ કર્યો. ત્યાંના રાજા અઝરૂદ્દીન ઉપર એકદમ ચઢી આવ્યો અને જબરાઈથી તેની રાજધાનીનું શહેર ડેલી (દીલ્હી) છીનાવી લઇ ત્યાં રાજ્ય કરવા લાગ્યો[૧૬] જે તાર્તરોને

૧૧ આ ઠેકાણે મલબાર અથવા ઘણી વાર લખાય છે તેમ મલવારને ઠેકાણે મૂલ પ્રતમાં લખ્યા પ્રમાણે "લહવાર" જેને લાહોર કહે છે તે જોઇએ કારણ કે દીલ્હી ઉપર ચઢી આવતાં લાહોર પ્રાંત૮ રસ્તામાં આવે અને મલબારતો હોયજ નહીં આ મારી કલ્પના જો કે ઉદ્ધત છે તથાપિ સભવિત છે

૧૨ અઝરૂદ્દીન, ગયાઝુદ્દિન અને મુઆઝુદ્દિન એ દીલ્હીના પઠાણ રાજાઓના તેમજ તેમના આધિરાજ્ય તાબાના પ્રાંતોના સુબાઓના સામાન્ય ઇલકાબ હતા

૧૩ બાલાશાન (બદખશાન) એ ઓક્સસ નદીના મૂળની નજદીક આવ્યો છે અને સિંધુ તથા ગંગા નદીઓના મૂળ તરફનો જે પ્રદેશ જગતાઇને તાબે હતો તે તરફ આવેલુ છે તેથી દીલ્હી ઉપર આવતાં તે રસ્તામાં આવેજ

૧૪ આ ઠેકાણે "કેસમર" તે 'કાશ્મીર' ને બદલે લખ્યુ છે બદખશાનથી લાહોર, સરહીંદ અને દીલ્હી તરફ આવવાના રસ્તામાં ઠે ગોરી રસ્તો કાબુલ ઉપરથી છે, પરંતુ આને તો ડુંગરોમાં રહી ગુપ્ત રીતે ચઢાઇ કરવી હતી, માટે આ રસ્તો તેણે લીધો હતો

૧૫ આ ઠેકાણે સ્પષ્ટ દીસી આવે છે કે જે ઉપર એ ચઢી આવી ઘુસી ગયો તે પંજાબ પ્રાંત હતો જેનું મુખ્ય શહેર "લહવાર" અથવા લાહોર હતું મલબાર ભ્રમથી લખાયું છે

૧૬ તૈમુરલંગે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી ત્યાર પહેલાં મુગલ તા-

એ પોતાની માથે લાવ્યો હતો તેઓ ગોરા વર્ણના હતા તેઓ હિંદુસ્તાનની શ્યામ રંગની સ્ત્રીયો સાથે ભળ્યા તેમની પ્રજા થઈ તેમને "કરોના" જેનો અર્થ "વર્ણસંકર" એટલે "મિશ્ર" એવો થાય છે[૧૭] આ લોકો જેમને લુટફાટ કરવાની ટેવજ પડી ગઇ હોય છે તેઓ માત્ર રીઓબાર્લીના પ્રદેશોમાજ લુટ ચલાવે છે એમ નથી. પરતુ જ્યાં તેઓ ફાવી શકે છે ત્યા સુધી જાય છે હિંદુસ્તાનમાથી તેઓ જાદુ અને મત્ર તત્ર શીખ્યા છે, જે વડે તેઓ એકદમ અંધકાર કરી નાખે છે તથા દિવસનુ અજવાળુ એટલુ બધુ ઝાખુ કરી નાખે છે કે ઘણો નજદીકથી પણ માણસ પરસ્પર દેખી શકે નહિ.[૧૮] જ્યારે તેઓ લુટ ઉપર નીકળી પડે છે

તેરોએ દીલ્હીની છત કરી હોય તેવો કોઈ ઇતિહાસ કે નોધ લીધી નથી. પરતુ "ફેરિસ્તા" નામની તવારીખ ફારસીમા છે અને જેનું "ઉ" એ ઇગ્રેજીમા ભાષાતર કર્યુ છે, તે ઉપરથી આપણને માલુમ પડે છે કે "દીલ્હીનો રાજા મુઆઝુદીન બૈરામશાહ ઇ સ ૧૨૩૯ મા ગાદીએ બેઠો અને ઇ સ. ૧૨૪૨ મા તેનો અત આવ્યો આ રાજાને તેના વજીર અને બીજા ઉમરાવો સાથે અણબનાવ થયો, તેથી તેમણે બડ ઉઠાવ્યુ આવા ગભરાટના સમયે સમાચાર આવ્યા કે, જગીઝખાનના મોગલોએ લાહોર ઉપર ઘેરો વાલ્યો છે એ પ્રાતના સુબાની પાસે તેના લશ્કરે બળવો ઉઠાવ્યો, તેથી તે રાત લઈ નાશી છુટયો છે અને દીલ્હી તરફ આવ્યો છે, લાહોર દુશ્મનોએ લુટયુ છે અને લોકોને કેદ પકડી તેઓ લઈ ગયા છે આવી ખબર આવી તે દરમ્યાનમા વઝીર રાજ્યધાની ઉપર ચઢી આવ્યો અને સાડા ત્રણ માસ સુધી ઘેરો ઘાલ્યો આખરે શહેરના માણસો પલટાયા અને શહેર વઝીરને હસ્તગત થયુ ઇ સ ૧૨૪૧ બૈરામને કેદમા નાખ્યો જ્યા તે કગાલ મોતે મરી ગયો મુગલ લોકો પંજાબ પ્રાત સુધી ગઝની પાછા ફર્યા" આ ઉપરથી જણાશે કે જગતાઇના મરણના લગભગ સમયમા એટલે ઇ. સ ૧૨૪૦ મા મુગલ લોકોનું લશ્કર ચઢી આવ્યુ હતુ અને દીલ્હીના તાબાના પ્રાતો ઉપર હલ્લો કરી લુટફાટ કરી પાછુ ગયુ હતુ

૧૭ સસ્કૃતમા "કરણ"નો અર્થ "મિશ્ર જાતિથી ઉત્પન્ન થએલો" થાય છે

૧૮ જત્ર મત્રના વહેમ અસલ સર્વ ઠેકાણે ચાલતા હતા આપણો

ત્યારે આ વિદ્યા અજમાવે છે. જેથી તેઓ ગુપ્ત રહી શકે છે. આ પ્રાંતમાં તેઓ ઘણીખરી વાર લુંટ ચલાવે છે, કારણ કે, દેશ પરદેશના વ્યાપારીઓ ઓરમઝ બંદરમાં ભેગા થાય છે તેમને જ્યારે હિંદસ્તાનમાંથી આવતા વ્યાપારીઓ ભેગા થવા રાહ જોઈ અહીં લાંબો વાર ટકવું પડે છે ત્યારે પોતાનાં ઘોડાં તથા ખચ્ચરો જે લાંબી મુસાફરી વિગેરે કારણથી નકામાં થઈ ગયાં હોય છે તેમને આ પ્રદેશમાં મોકલી દે છે, જ્યાં ચારો પુષ્કળ ખાઈ માતાં બને છે. કરૌના લોકોને આ ખબર પડે છે કે એકદમ ચડી આવી આ ઢોર સાચવનારાઓને પકડી કેદ કરે છે, જે કંઈ વળતરમાં અપાયતો છુટે છે. માર્કોપોલો પોતે[૧૯] પણ આવા જાદુના અંધકારમાં એક સમય સપડાઈ ગયો હતો, પરતુ કૌન્મલમીના[૨૦] કિલ્લામાં નાશી જઈ ભરાયો હતો. તેની સાથેનાં કેટલાક માણસો તે લોકોના હાથમાં પકડાઈ ગયાં હતાં જેમાંનાં કેટલાંકને વેચી દેવામાં તથા કેટલાકને મારી નાંખવામાં આવ્યાં હતાં આ લોકોનો એક રાજા હોય છે અને તેને કૌગોબર કહે છે.

---

ગ્રંથ કર્તા જાદુથી ધુમસ અંધકાર પસરાવવાનુ લખે છે તેનો દેખાવ જોકે જુદો છે; તથાપિ એ દેશમાં જણાતાં "મૃગતૃષ્ણા" વિશેષ્યુ હોય એમ સંભવે છે. એલ્ફીન્સ્ટને કાબુલની તવારીખમા આવાં મૃગતૃષ્ણા નજરે જોયાનું પાને ૧૬ મે લખ્યુ છે તથા તેનુ વર્ણન કર્યું છે

૧૯ આ વાત ઉપરથી એટલુજ જણાય છે કે, આ લુંટારાઓ ડુંગરોમાં રહેતા હતા. તેથી જે ધુમસ પડે છે તેનો લાભ લઈ વણઝારો લુંટી લેતા જે રસ્તા ઉપર થઈ વણઝાર તથા વ્યાપારીઓને જવુંજ પડે તે ઉપર સાંકડી ખીણોમાં તેઓ ભરાઈ રહેતા હતા

૨૦ કૌન્મલગી અને બીજા વાચન પ્રમાણે કનોસલીમ આપણા હાલના નકશાઓમા જડી આવતુ નથી પરતુ એમ સભવ જણાય છે કે, એ શબ્દ "ખાનુસલમ" (ગલામતીનુ ઘર) નો અપભ્રંશ લખાયો હશે એલ્ફીન્સ્ટન લખે છે કે "અમે ચાલતા હતા તે વખતે મેદાનમા એક નહાનો પરતુ સુંદર કિલ્લો અમે દીઠો; અમને કહેવામાં આવ્યું કે, લુંટારાઓથી મુસાફરોનો બચાવ થવા માટે આ કિલ્લો છે." (પાનુ ૧૭)

## પ્રકરણ ૧૬

### કિનારાથી થોડેકદુર હિંદી મહાસાગરમાં આવેલા એક ટાપુ ઉપર આવેલું ઓરમઝ નગર–ત્યાંનો વ્યાપાર–અને ત્યાં એક જાતિનો ગરમ પવન વાયછે તે વિષે

દક્ષિણ દિશા તરફ પસરેલું સપાટ મેદાન, જેને ઓળગતા પાંચ દિવસ લાગે છે એવું આગલા પ્રકરણમા આવ્યું છે, તેની હદ આવી રહીને આપણે લગભગ વીસ માઈલ સુધી ઢોળાવ પડતા રસ્તા ઉપર ચાલીએ છીએ આ રસ્તો ઘણોજ ભય ભરેલો છે કારણ કે લુટારાઓ મુસાફરો ઉપર હલ્લો કરી તેમને લુટી લે છે[1] આ ઢોળાવ ઉતરી રહ્યા કે પાછા એક બીજા મેદાન ઉપર આવીએ છીએ, જેને "ઓરમઝનુ મેદાન" કહે છે તથા જે ઘણું રમણીય છે આ સ્થળે નહાના નદના ઝરણ વહે છે અને જેમાં માર્ગિજ, સુડા, પોપટ અને આપણા દેશમા જાણીતા અનેક જાતિના પક્ષીઓ કલ્લોલ કરી રહ્યા છે એના ખજુરી વૃક્ષના ઘટ કુંજોથી છવાયલો પ્રદેશ દૃષ્ટિગોચર થાય છે એમ ચાલતા ચાલતા આખરે સમુદ્રનો કિનારો આવે છે, જ્યાથી થોડેક દૂર એક ટાપુ ઉપર ઓરમઝ[2] નામનુ નગર છે,

---

૧ "ઓરમઝની નજીકના પહાડી પ્રદેશમા ખેડાણ જમીન છે તથા ઢોર ઉછરેછે અને ઘણી મજબુત જગાઓ પણ છે દરેક પહાડ ઉપર એક મુખી હોય છે, તેને સુલતાન તરફથી દરમાયો મળેછે એમ છતા પણ તેઓ કીરમાનના પ્રગણામા અને ફારિસ્તાન તથા સજસ્તાનની સરહદ સુધી ચઢી જાય છે તેઓ લુટ કરતી વખત પ્યાદલ રહે છે સવારી કરતા નથી એવુ કહેવાય છે કે, તેમની ઉત્પત્તિ અરબોમાથી છે અને તેમણે અતિશય દ્રવ્ય સચિત કર્યું છે

૨ ઓરમઝનુ મૂળ શહેર ઇરાની અખાતના પૂર્વ કિનારા ઉપર વસેલુ હતુ જુદા બેટ ઉપર હતુ નહીં અને કિરમાનના રાજ્યના મોગોસ્તાન પ્રાંતમા હતુ દસમા સૈકાના પાછલા ભાગમા, ઇબ્ન હૌકલ સાફ જણાવે છે કે, આ શહેર કિનારા ઉપર વસેલુ હતુ તે લખે છે કે— કિરમાનમા ઓરમઝ વ્યાપારીઓનુ મોટુ મથક છે અને તેગનુ મુખ્ય બદર છે તેમા

જ્યાં હિંદુસ્તાનના તમામ ભાગોમાંથી તેજાનો, કરીઆણુ, હીરામાણેક, મોતી, નારકસબ, હાથીદાંત અને બીજી અનેક ચીજો લઇ વ્યાપારીઓ અહીં

---

મસજીદો અને બજારો છે. વ્યાપારીઓ પરાણા રહે છે " (પાનુ ૧૪૨) કિરમાનના રાજ્ય કર્તા કેટલાંકના કહેવા પ્રમાણે સલજુક વંશના અને કેટલાકના કહેવા પ્રમાણે મુગલ વંશના એક રાજાએ પાયમાલ કર્યું હતુ આ બનાવ પ્રસંગે ત્યાના લોકો પોતાની માલમતા લઈ આ શહેરથી આશરે તેર માઇલ દુર જેરૂન નામના ટાપુમા જઈ વસ્યા આ સમાણે નવા ઓરમઝ નગરનો પાયો નખાયો જે નગર હજુ પણ વધારે કીર્તિમાન થવાને નિમિત્ત થયુ હતુ અહીં જોકે પાણીની તંગાસ છે તથા જમીન ક્ષાર અને ગંધક મિશ્ર છે, તોપણ ઉપર પ્રમાણે દુ:ખને લીધે આ ફેરફાર થયો છે અબુલફીદા જે ચૌદમા સૈકાનો આપણા ગ્રંથકર્તાનો સમકાલીન લેખક છે તે પણ આ બેટ ઉપર વસેલા નગરનુ વર્ણન કરે છે આ બેટ ઇ० સ० ૧૫०૭માં આલ્ફોન્ઝો અલબુકર્કની સરદારી નીચે પોર્ટુગીઝ લોકોએ જીતી લીધો હતો. ગેમર્ટમન પોતાના " હીસ્ટોરીક ડીસ્ક્વીઝીશન " નામના ગ્રંથને પાને ૧૪० મે લખે છે :- "તેઓના (પોર્ટુગીઝોના) હાથમા આવ્યાથી ઓરમઝ અલ્પ સમયમા આખા ઇરાન અને હિંદુસ્તાનના તમામ ભાગોમા વ્યાપારની ચીજો પુરૂ પાડનાર મગરૂ બન્દર બની ગયુ ત્યા એક શહેર જામ્યુ જે આખા પૂર્વમા સમૃદ્ધ, ભવ્ય, અને મોજ શોખીલુ બની રહ્યુ." તેમની પાસેથી ઇ० સ० ૧૬૨૨ મા ઇંગ્રેજી લશ્કરની સહાયથી શાહ અબ્બાસે જીતી લીધુ તેના કિલ્લાની દીવાલો અને જાહેર મકાનોને શાહે જમીનદોસ્ત કરાવી નાખી તથા વ્યાપારનુ મથક ત્યાંથી બદલીને નજદીકના કિનારા ઉપર ગમ્રુન નામે જગાએ કરવામા આવ્યુ, જેનું નામ બંદર અબ્બાસી રાખ્યુ પરતુ તે દરમ્યાનમા કેપ ઓફ ગુડ હોપ આગળ થઈ યુરોપમાંથી આવવાનો રસ્તો જડી આવ્યો અને તેથી વ્યાપાર તે રસ્તે ખેંચાવાથી ઇરાની અખાત ઉપરના બંદરો મારફત ચાલતો વ્યાપાર ભાગી પડ્યો ઇ સ० ૧૭૬૫ મા નેબુર ત્યા ગયો હતો, તે સમયે જે બેટ ઉપર ઓરમઝ હતુ તે નાદીરશાહના એક નૌકાધિકારીના તાબામા હતુ. અને ગામ તદન નજીવુ હતુ

આવી રહે છે આ વ્યાપારીઓ બીજા વ્યાપારીઓને પોતાનો માલ વેચેછે જે આખી દુનીઆમા મોકલે છે આ નગર, ખરેખર, વ્યાપારનુ મોટુ મથક છે એને તાબે બીજા શહેરો તથા કિલ્લાઓ છે, તે કીરમાનના[3] રાજ્યનું મુખ્ય શહેર છે ત્યાંના હાકેમનુ નામ રૂકમેદીન અકોમક છે[4] આ હાકેમ સ્વતંત્ર સત્તા ભજાવે છે તથાપિ કીરમાનના રાજાના[5] રક્ષણ

---

૩ આ ઉપરથી એમ સમજવુ કે ઓરમઝ બીજા શહેરો કરતા સમૃદ્ધી અને વસ્તીમા ચઢીઆતુ હતો પરતુ કીરમાન પ્રાતનું મુખ્ય શહેર તો સિરગાન અથવા સિરજાન હતુ, જ્યા રાજા રહેતો હતો

૪ 'તુરાનશાહની તવારીખમા" ટેક્સીરાએ ઓરમઝના સુલતાનોની વશાવળી આપી છે તેમા રૂક્નુદ્દિન મહમદ નામ આપેલુ છે આનો સમય નિર્માણ ચોક્સ રીતે કર્યો નથી, પરતુ આપણો પ્રવાસી જ્યારે ઇરાની અખાતમા આવ્યો, તે સમયે આ રૂકનુદિન જેનુ નામ અત્રે રૂકમેદિન લખ્યુ છે, તે રાજા હશે જેમ "અહમદ' નામનો ઘણાક ભ્રમ કરી નાખે છે તેમ અત્રે 'આકોમક" લખ્યુ છે તે "આકિમત" ને ઠેકાણે છે પૂર્વ તરફના લેખકો વણીવાર અહમદ મહમ્મદ અને મહમુદ એ ત્રણ નામોમા ભ્રમ કરી નાખે છે

૫ અહીના વશના મલિક દીનારે છેલ્લા સલજુક વશના રાજાને ઈ સ ૧૧૮૭ મા ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો અને પોતે રાજા થયો ત્યાર પછીનો કિરમાનના રાજાઓનો ઇતિહાસ કઈ જાણવામા આવ્યો નથી, પરતુ હુલાગુ અને તેના વશજોએ ઇરાન જીતી લીધુ અને મુગલવશની સ્થાપના કરી ત્યાર પછી કિરમાન તેમના તાબાનો પ્રાંત થયો હતો હોબે રોસ જણાવે છે કે સમુદ્ર કિનારા ઉપર આવેલા મુગસ્તાનના મુખ્ય શહેર ઓરમઝના રાજાએ પોતાના પડોસી કાએઝના મલિક પાસેથી જેરૂન નામનો બેટ મેળવ્યો અને સામુદ્રધુની આગળના દરિયાની સાવચેતી રાખવાસારૂ એક નૌકા સેના સ્થાપી આ પ્રમાણે સત્તાધારી થવાથી લડાઈ ઉઠી તેમાં તેણે કાએઝ પણ જીતી લીધુ કાએઝનો મલિક ઇરાનના (ખરૂ જોતા કિરમાનના) રાજાનો ખંડીઓ હતો, તેથી ઇરાનનો રાજા ચઢી આવ્યો, અને કિનારા ઉપર વસેલા ઓરમઝ નગરના રાજાને એ જગા છોડી જેરૂન બેટમા જઈ રહેવાની ફરજ પાડી અહીં એણે નવુ ઓરમઝ નગર

નીચે છે. પોતાની હદમા જ્યારે કોઈ પરદેશી વ્યાપારી મરી જાય છે ત્યારે તેની સર્વ માલમિલ્કત આ હાકેમ સ્વાધીન કરી પોતાના ખજાનામાં લઈ લે છે. અહીં ગ્રીષ્મ ઋતુમા ગરમી અસહ્ય પડે છે તથા હવા બગડી જાય છે. તેથી તે ઋતુમા રહેવાસીઓ શહેરમા નહીં રહેતા તેઓ કિનારા ઉપર આવેલા બાગોમા અથવા નદીઓના કિનારા ઉપર જાય છે અહીં તેઓ નાની નાની ઝુપડીઓ પાણી ઉપર બનાવે છે એક બાજુ ઉપર પાણીમા ઉંડા સોટા ખોસી દે છે, ત્યાથી આડા લાકડા નાખી છેડા કિનારા ઉપર રાખે છે આ માચા ઉપર ઝુપડી બાધી છાયા માટે પાંદડાંનું છાજ કરે છે અહીં આશરે નવ વાગતાથી બપોર સુધી જમીન ઉપરથી એવો ગરમ પવન વહે છે કે તેના સપાટામા આવનાર મનુષ્ય ઘણુ ગુગળાઈ જાય છે અને મરી પણ જાય છે માટે આટલો વખત તેઓ પાણી ઉપર બાધેલી ઝુપડીઓમા ગાળે છે રેતાળ મેદાન[૭] ઉપર આવતા પવનના સપાટામાંથી કોઈ બચી શકતુ નથી. આ પવન વાવા માંડે છે કે તુરત લોકો દાઢી

---

બાધ્યુ. પરતુ ઇરાનના રાજાને જકાતની ઉપજમાથી ખડણી આપવાની સ્વીકારી, તેથી બન્ને નગર તેના હસ્તગત રહ્યા આ પ્રમાણે તેણે ત્રીસ વર્ષ રાજ્ય ભોગવ્યુ. ડીએરોએ આપેલી હકીકત ઘણે અશે આપણો ગ્રથ કર્તા અહીં અને મુખ્યત્વે કરી ત્રીજા વિભાગના પ્રકરણ ૪૩ મા કહે છે તેને મળતી છે, પરતુ આ પોર્ટુગીજ ઐતિહાસિક આ તમામ બનાવો ઓર્મજ રાજા ગોરદુનશાહ, જેણે જેરૂન ઈ સ ૧૨૭૩ મા જીતી લીધુ હતુ તથા જે ટેકસીરાએ આપેલી વશાવળી ( જેમા એનુ નામ અઝરુદ્દિન ગોરદુન શાહ લખ્યુ છે ) પ્રમાણે ઇ સ ૧૩૧૮મા ગુજરી ગયો હતો, તેના સમયમા બન્યા એવુ સૂચવે છે આ પ્રમાણે સમય નિર્માણમા એ ઐતિહાસ કે ચોકસાઈ કરી નથી. તથાપિ એણે જણાવેલા અગાઉના બનાવો આ રાજાના બાપ અથવા દાદા સૈફુદ્દિનના સમયમા બન્યા હશે એમ સભવ છે ખરો

૬ આવો ધિક્કાર પાત્ર રાજ્યહક્ક યુરોપમા પણ ઘણા થોડા સમય અગાઉ સુધી ચાલતો હતો, જે હકને ' ડ્રોઇટડીઓબેન " =બ્યાજબી હક કહેતા હતા

૭ આ જાતિનો ગરમ પવન, જેને ઇટાલીમા ઇલ સિરોકો તથા આફ્રીકામા હુરમાટાન કહે છે તે વિષે મુસાફરોએ ઘણુ લખેલુ હોય છે.

સુધી શરીર ડુબે તેવી રીતે પાણીમાં બેસી જાયછ, અને પવન બંધ થતા સુધી એમને એમ બેસી રહે છે ૮ ગરમી વણીજ પડે છે તે વિષે મારો પોતા અનુભવના જેવું છે. જ્યારે તે આ પ્રદેશમા હતો ત્યારે નીચે પ્રમાણે બનાવ બન્યો હતો

ઓરમઝના હાકેમે કીરમાનના રાજાને ખંડણી આપતા બંધ કરી તેથી જે સમયમા રહેવાસીઓ શહેર છોડી બહાર જાય છે તે સમયમા લશ્કર મોકલી વસુલ કરી લેવાનો ઠરાવ કર્યો આ ઉદ્દેશથી મોજસે સવાર તથા પાંચ હજાર પ્યાદલની એક લશ્કરી ટુકડી તે લોકના ઉપર એકદમ છાપો મારી ગભરાવવાના હેતુથી શાઓબાર્દનો પ્રાંતમા થઈ મોકલી પરંતુ એવું બન્યું કે ભોમીઆની ચુકથી તેઓ ધારેલી જગાએ રાત્રી પડતા પહેલા આવી પહોંચ્યા નહીં તેથી ઓરમઝથી થોડેક દૂર વૃક્ષની ઘટામા વાસો રહેવું પડ્યું બીજે દિવસે સવારમા તેમણે કુચ કરી કે ઉપર વર્ણવેલા ઉષ્ણ પવન એકદમ વહેવા લાગ્યો અને સર્વ ગુંગળાઈ મરણ પામ્યા, તેમની ખબર કહેવાને એકજણ પણ જીવતો ન રહ્યો ઓરમઝના લોકોને જ્યારે

---

ઇરાનની દક્ષિણના રણોમા તો આ પવન ઘણોજ નાસ વર્તાવી દે છે એ પવનને વાસ્તે પોટીંજર નીચે પ્રમાણે લખે છે —

આ રણોમા ગરમ પવન એટલો તો બાળી નાખે છે કે એના સપાટામા આવતા પ્રાણી તથા વનસ્પતીને ફના કરી નાખે છે જુનથી સપ્ટેમ્બર માસ સુધી આ પવન વહે છે આ સમયમાં જે રસ્તે મેં મુસાફરી કરી તે તદ્દન બંધ રહે છે મનુષ્યોએ આ પવનના જુદાં જુદા જુદા જુદા (જમાના) અને માટે સિમૂમ (નાશકારક પવન) એવા નામ આપ્યા છે એ એટલા બધો ઝેરી છે કે (ઉંટ સુધાતને પણ મારી નાખે છે આવો બનાવ બનતા નજરે જોનાર એક પુરૂષે મને હકીકત કહી) તે પ્રમાણે મનુષ્ય ઉપર પડે તેનું એટલું જોર છે કે એ પવન લાગતા માંસ સખત થઈ ખેંચાવા માંડે છે જાણે અગ્નિથી શરીર બળતુ હોય તેવી સર્વાંગે પીડા થાય છે, ચામડી બળે છે અને થોડી વારમા પ્રાણ જતા રહે છે (પાનું ૧૩૬)

૮ આ પ્રમાણે પાણીમાં બેસી રહેવા વિષે પીટો ડી લાવ્હેલ તથા સ્કીવીંજરે સ્વાનુભવની સવિસ્તર હકીકત ઉપર પ્રમાણેજ આપી છે

આ બનાવની ખબર પડી ત્યારે દવામાં બીગાડ થઈ મરણ આવે નહીં માટે મુડદાને દાટી દેવા તેઓ ત્યાં આવ્યા આ મુડદા એવા તો ગંધાઈ ગયાં હતાં કે તેમને ઉચકતાવાત જે ભાગ ઝાલે તે તુરત ખરી પડતો. તેથી જ્યાં પડ્યા હતા ત્યાંજ ખાડા ખોદી દાટવાં પડ્યાં હતાં."

## પ્રકરણ ૧૭.

### ઓરમઝ બંદરનાં વહાણ—જેમાં ફળનો પાક થાય છે તે ઋતુ—અને રહેવાશીઓનો ખોરાક તથા રીતભાત વિષે.

ઓરમઝના વહાણો ઘણીજ ખરાબ બાંધણીનાં છે તેથી મુસાફરીને વાસ્તે ભય ભરેલા છે જે વ્યાપારીઓ તથા બીજા માણસો આ વહાણોનો ઉપયોગ કરેછે તેમને ઘણું જોખમ આવી પડેછે મોટી ખોડ તેમા એ છે કે તેમની બાંધણીમા ખીલા બિલકુલ વાપરતા નથી તથા લાકડું વાપરેછે તે પણ બરડ તથા માટીના વાસણ પેઠે ભાગી જાય તેવું હોયછે આ લાકડામાં ખીલા મારવા જતા તે એકદમ ફાટી જાયછે પાટીઆંના છેડા ઉપર જેમ બને તેમ સાવચેતી રાખી સારડીથી છેદ પાડી લાકડાના ખીલાથી વહાણના મથાણ સાથે જડી લેછે પછી નાળીએરની કાથીનાં દોરડાથી પાટીઆ પરસ્પર જોડી લેછે આ કાથીના દોરડા પાણીમા ઘણો વખત ટકી રહેછે[૧] તળીયાના રક્ષણ વાસ્તે પીચ (ડામર) ઉકાળી બનાવેલો

૯ નગીની આવી હાલત થઈ જાયછે તે બાબત ચાર્ડીને ઉપર પ્રમાણેજ વર્ણન કર્યુંછે તે લખેછે કે આ પરથી મોત થાયછે, શેકાઈ જવાથી આકૃતીમાં ફેરફાર થઈ જાય છે તથા અવયવો જુદા પડી જાય છે વળી બીજી હાલની બનેલી હકીકતોના દાખલા પણ આપ્યા છે (ગ્રેમ પુ ૨ પાનુ૯)

૧ પોર્ટુગીઝ લોકોએ ઓરમઝ છીની લીધું ત્યાર પેહેલા ઈરાની અખાતમા ક્યા વહાણ વપરાતા હતા તે વિષે આપણને કાંઈ માહીતી નથી આ બનાવ પછી પોર્ટુગીઝ અને બીજા યુરોપીઅન લોકોના સમાગમથી તેમના વહાણો જોઈ ઈરાન અને હિન્દુસ્તાનના વહાણોની બનાવટમા ફેરફાર થઇ ગયો છે, તથાપિ આપણા ગ્રંથકારે આપેલું વર્ણન નિબુરે આપેલા વર્ણનને મળતુંજ છે કોરોમાન્ડલ કિનારા ઉપર વપરાતા મછવા

ચીકણો પદાર્થ ) વાપરતા નથી પરંતુ માછલીના તેલને ઓકમ સાથે મે ળવી પાટીઆ ઉપર ચોપડી દેછે વહાણોને એક મઢ, એક સુકાન અને એક તુતક માત્ર હોય છે[૨] આ વહાણોમા માલ ભરાઈ રહે છે કે તેના ઉપર ચામડા ઢાંકી દેવામા આવે છે પછી તે ઉપર ઘોડા ચઢાવે છે, જેમને હિંદુસ્તાનમા લાવે છે વહાણ થોભાવવાને તેમની ઉપર લોખડના લગર (બિલાડા) રાખતા નથી પરંતુ જમીનમા ખુપી જાય તેવા બીજી જાતિના લગર વાપરે છે,[૩] તેથી પરિણામ એ થાય છે કે હવામા તોફાન થાય છે ત્યારે ( કેમકે આ સમુદ્ર ઘણો તોફાની છે ) ઘસડાઈ જઈ નાશ પામેછે

આ સ્થળના વતનીઓનો રગ જરા શ્યામતા ઉપર છે અને તેઓ મુસલમાન છે ત્યા નવેંબર માસમા ઘઉં, ડાંગેર અને બીજા અનેક પ્રકારના ધાન્યની વાવણી થાય છે અને ફસલ માર્ચ માસમા લેવાય છે.[૪] ફળ પણ માર્ચ માસમાજ પાકે છે, ખજુર મે માસમા ઉતરે છે આ ફળોમાથી તેઓ બીજી વસ્તુઓ મેળવી દારૂ બનાવે છે [૫] જે માણસોને પીવાની ટેવ નથી તેઓ પ્રથમ જ્યારે આ આસવ પીએ છે ત્યારે તેમને એકદમ કેફ

જેને ફ્રેન્ચ લોકો ' ચેનગી " અને અગ્રેજો " મસુવા " કહેછે, તે બ રાબર આનેજ મળતા છે તેવુ ' લી જેન્ટીને " પોતાની મુસાફરીના પુસ્તક ૨ પાનુ ૫૪૦ મા જણાવ્યુ છે કાથી હિંદુસ્તાનમા આવી રીતે બન ણીતી છે જેના દોરડા અને વહાણના મજબુત દોર બનેછે

૨ છે પર્વ લગી સફર કરતા વહાણો ઘણા ખરા બે સુકાનથી ચાલે છે આવા વહાણ આપણા ગ્રથ કર્તાએ મનાબાની સામુદ્રધુની પસાર કરતા દીઠા હતા તેવુ તેણે જણાવ્યુ છે તે આગળ આવશે

૩ મલાયાના વહાણો ઉપર પણ લોખડના લગર રાખતા નથી. તેઓ એ જાડુ અને ભારે લાકડુ લઈ તેને જમીનમા ચોટવા વાસ્તે એક દાંતો રાખે છે અને ભારને વાસ્તે પથરા બાધે છે

૪ આવા ગરમદેશમા ઘઉ પાકે તે આપણને આશ્ચર્ય લાગે, પરતુ અહી ઘઉં પાકે છે તે વાત ખાત્રી પૂર્વક જણાવવી જે

૫ ખજુરીમાથી ઉત્પન્ન થતા મીઠી રસને તાડી કહે છે ખજુરીને મથાળે છેદ પાડી ત્યા વાસણ બાધે છે તેમા તે રસ ભરાય છે, જે પીવાના

ચઢી જાય છે. પરંતુ પાછળથી તેમને પુષ્ટીકારક થાય છે. ત્યાંના વતનીઓનો ખોરાક આપણા કરતાં જુદો છે, કારણ કે જો ઘઉંની રોટલી કે માંસ તેમના ખાધામાં આવે છે તો તેમની તનદુરસ્તી બગડે છે. તેઓનો ખોરાક ખજુર અને મીઠું દીધેલી માછલી છે. આ માછલી "થુનસ" તથા "સીઓલ" જાતિની તથા બીજી જે જાતિ તેમને ગુણકારી માલમ પડે તે જાતિની ખાવાના વપરાશમાં અહીંના લોકો લેછે. ગરમી અતિશય પડવાથી દરેક વનસ્પતી બળી જાય છે તેથી ભેજવાળી જમીન સિવાય ઘાસ ઉગેલું કોઈ જગાએ જણાતું નથી. અહીં જ્યારે કોઈ મબાવિત ગૃહસ્થ ગુજરી જાયછે ત્યારે તેની સ્ત્રીઓ લાગટ ચાર અઠવાડીઆ સુધી દરરોજ શોક કરી રૂવેછે; વળી આ પ્રમાણે રડવાને વાસ્તે પૈસા લઈ ભાડુતી રડનારા પણ મળી આવે છે, જેમને મરનાર સાથે કંઇ સબંધ હોતો નથી[૬]



---

કામમાં લેછે પરંતુ ખજુરનો દારૂ પણ અહીં બનાવે છે તે એવી રીતે કે ખજુરને પાણીમાં નાખી ખુબ ઉકાળે છે પોટીંજર કહે છે કે મકરાનના લોકો ખજુરને ઉકાળી કેફી દારૂ બનાવે છે જે ઘણોજ જલદ તથા નુકશાન કારી છે. "ઝેનોફનના સંધિ વિગ્રહ" મા જણાવ્યુ છે કે બાબીલોનીઆના ગામડાંમાંથી ગ્રીક લોકોને આવો દારૂ મળ્યો હતો.

૬ પૂર્વ ખંડના દેશોમા તેમજ કેટલાક યુરોપના દેશોમા મુવા પાછળ રોવા કુટવાનો તથા એવી કુટણી કરનાર મનુષ્યો ભાડે રાખવાનો રીવાજછે તે વિષે મુસાફરોએ ઘણીવાર લખેલછે ચાર્ડીન લખેછે કે "સ્ત્રીઓ લાંબા લાંબા પોકાર કરી રડવાનો દેખાવ કરેછે અને કંઇપણ લાગણી સિવાય કુટેછે." ઇસ્ટ ઇન્ડીઆ અને ઇરાનના હેવાલના પુસ્તકમા ફ્રાયર લખેછે કે "મરનાર પાછળ ભાડુતી રડનાર રાખવાનો રીવાજ પડ્યોછે. અને મરનારની વિધવા માસમા એકવાર ધણીની કબર આગળ જઈ રાણીઓ ગાઈ રૂવેછે. લાર્ડીન અને બીજી પ્રતોમા આ શોકવાળવાનો સમય ચાર અઠવાડીઆંને બદલે ચાર વર્ષ બતાવ્યા છે.

## પ્રકરણ ૧૮.

### ઓરમઝ મુકયા પછી જે પ્રદેશમાં મુસાફરી કરી અને બીજે રસ્તે થઈ કીરમાનમાં પાછા આવ્યા તે તથા પાણીના ગુણને લીધે રોટલી કડવી થાયછે તે વિષે

ઓરમઝ ફરી આવતું નહી, હિન્દુસ્તાન વિષે હું એક ઠેકાણે। વિભાગમાં આવતું વારી ઓરમાનના ઉત્તર પ્રે। તરફ પાછા આવીશ. ઓરમઝ છોડી કીરમાન તરફનો બીજો રસ્તો જોતા એક રમણીય મેદાન આવેછે અહીં ખેરા ના દરેક ધાન્ય પાકેછે, પક્ષીઓમા પાર્ટીજ પુષ્કળ થાયછે પરતુ આદેશમા પાકેલા ઘઉંની જે રોટલી બનાવવામા આવેછે તે જે લોકોને તે ખાવાનો મહાવરો પડયો નથી હતો તેમનાથી ખાઈ શકાતી નથી, કેમકે અહીંના પાણી મદન કર્વાં તથા ખારા હોવાથી રોટલી પણ કડવી લાગેછે દરેક બાજુએ ગરમ અને ખારાપાણીના ઝરણા માલમ પડે છે જે ખસ જેવા ચામડાનાં દરદો ઉપર બહુ ગુણ ક... છે અહીં ખજૂર અને બીજા વગી જાતિના ફળ પાકેછે

---

## પ્રકરણ ૧૯

### કીરમાન અને કોબીઆમના વચેના રણનો પ્રદેશ તથા ત્યાના પાણી કડવા છે તે વિષે

કીરમાન છોડી ત્રણ દિવસ ચાલ્યા પછી એક રણના કિનારા ઉપર અવાયછે આ રણ ઓળગતા સાત દિવસ લાગેછે ત્યારપછી કોબીઆમ આવેછે[૧] આ સાત દિવસ પૈકી પ્રથમના ત્રણ દિવસતો પાણી ઘણુજ

---

૧ કોબીઆમને લાટીન નાતમા ગોબીઆમ અને બીજામા કોમીયા નામ લખ્યુછે હાનિરા તેમજ પ્રદીમી એને કમીસ, તથા ઇબ્ન હોકલ અને પોર્ટીજર એને ખુબીસ લખેછે ઇબ્ન હોકલ કહેછે ક પાણીના ઝરણા તથા ખજુરીનાં વૃક્ષોવાળા એક રણના કિનારા ઉપર ખુબીસ શહેર આવેલુ છે અહીંથી દૂરાક સુધી જતા એક મરહિલા (એક જાતિન

કમતી મળેછે અને તે પણ એવુંતો ખારૂં, ઘાસ જેવું લીલુંછમ અને દુર્ગંધી હોયછે કે કોઇથી પીશકાતું નથી. એવું એક ટીપું જો પીવામાં આવે તો ઝાડા બહુ થાયછે. આ પાણીના બનેલા મીઠામાંથી એક રતિભાર જો લેવામાં આવેછે તો તેની પણ ઉપર પ્રમાણેજ અસર થાય છે.[૨] આ કારણથી આ પ્રદેશમાં થઈ જેમને મુસાફરી કરવી પડે છે તેમને પોતાની સાથે સારૂ પાણી સંઘરી રાખવાની જરૂર પડે છે. પરંતુ પશુઓને જેવું

---

લંબાઈનું માપ ) થાયછે. આ રસ્તો કાપનાં જ્યાં લગી દ્રષ્ટી પહોંચેછે ત્યાં સુધી ઉજ્જડ વેરાન નજર પડેછે. કારણકે ત્યાં કિંચિત પાણી માલમ પડતું નથી. (આઉસલેએ કરેલું ભાષાંતર પાનું. ૧૯૮ ) પોટીંજર લખેછે કે "પ્રથમ આ શહેર આબાદ હતું. અને ત્યાં સીસ્તાનના હાકેમ તરફથી કોઈ "બરખુરબેગ" નામે રહેતો હતો. પરંતુ હાલતો તે ઉજ્જડ, પાયમાલ અને નજીવું થઈ ગયુંછે ત્યાંના લોકો લૂટારા અને છટેલછે; અને ખુરાસાન તથા ઇરાનના દેશોમાં લૂટ ચલાવેછે, વણજારો લુંટીલેછે. ( પાનું. ૨૨૯.)

૨ ખારાપાણીમાં ઝરણ અને ક્ષારની પોપડી બાઝેલી જમીન જે પોટીંજરે કિરમાનમાં જોયાં હતાં તેનું આ પ્રમાણે વર્ણન કર્યુંછે. "એક નરદમ પ્રવાહી મીઠાની નદી પસાર કરી; પ્રવાહ મારા ઘોડાના ઘુટણ બુડી જાય તેટલો ઉંડો વહેતો હતો; નદીની બન્ને કિનારાથી હજારો વાર (યાર્ડ) સુધીની જમીન ફેરેલા બરફ જેવી, ક્ષાર ( મીઠા ) ની જાડી પોપડીઓ બાઝી હતી જે અમારા ઘોડાની ખરીઓ વચ્ચે કચ્ચડ કચ્ચડ બોલી ભાગી જતી ( પાનું ૨૩૭. ) કોહિસ્તાનના તમામ પહાડોમાંથી ઘણી જાતિના ખનિજ પદાર્થ ( ધાતુ, ઈત્યાદિ ) નીકળે છે. ઘણી જગાએ નરદમ ક્ષારનાં ઝરણાં વહેછે જેના ઉપર કાસ્પીઅન સમુદ્રના નાફ્યા અને બીટુમન જેવી પોપડી બાઝી હોયછે. ( પાનું ૩૧૨. ) ખીસસથી કુચ્છ ગંડાવા સુધીના ધોરી રસ્તા ઉપર એક પહાડની હારછે, જેમાંથી લાલ રંગનું મીઠું ખોદી કાઢવામાં આવે છે આ મીઠું ખાવામાં પાચનશક્તિ સારી ધરાવે છે. આ પહાડમાંથી ગંધક અને ફટકડી પણ નીકળે છે. ( પાનુ ૩૨૩ ) " અજમાયશ ઉપરથી જણાયછે કે આ રણમાં થતા મીઠામાં "સલફેટ ઓફ મેગનીશીઆ" છે અને લાલરંગ થાયછે તેનું કારણ કે "સલફેટ ઓફ આયરન" સાથે તે મિશ્ર થાયછે.

પાણી મળી આવે તેનુ પીવુ પડે છે અને પીએછે કે તે બિચારા છેરવા માંડે છે આ ત્રણ દિવસની મુસાફરીમા કોઈ મનુષ્ય સ્થાન જોવામાં આવતુ નથી સર્વ ઉજ્જડ અને ઉજમાન લાગે છે અહીં ઢોરનો માલમ પડતાજ નથી કેમકે અહીં તેમના ગુજરા વાસ્તે ઘાસ પાણી બિલકુલ છેજ નહિ[૩] ચોથે દિવસે એક મીઠા પાણીની નદી આવે છે, પરતુ તેનો પ્રવાહ જમીનની અંદર છે અને ના પ્રવાહના જોરથી એકદમ જમીન ફોડી કોઈ કોઈ સ્થળે પાણી નદીમા નીકળી આવેછે અને થોડાક અંતર સુધી પ્રવાહરૂપ રહેછે, જેથી અહીં પાણી પુસ્કળ મળી આવેછે આ સ્થળે થાકી ગએલો મુસાફર લાંબી મુસાફરી પછી આરામ લઈ તાજો થાય તથા પોતાના પશુને તાજા કરવા ઉતારો કરછે બાકીના ત્રણ દિવસની મુસાફરી પ્રથમના ત્રણ દિવસ જેવીજ છે, જે પુરી કરી રહ્યા કે કોબીઆમ આવેછે

—— ० ——

## પ્રકરણ ૨૦

### કોબીઆમ શહેર અને ત્યાંનો વ્યાપાર.

કોબીઆમ વિશાળ નગર છે ત્યાના વતનીઓ મુસલમાની ધર્મ પાળે છે આ દેશમા લોખંડ, અમારસ અને ઓન્ડાનીકમની ધાતુઓ પુષ્કળ નીકળે છે પોલાદને ખુબ પાલીસ કરી તેના મોટા કદના આરસા બને છે આ દેશમા જસત પુષ્કળ નીકળે છે તથા ટુટી નામની ધાતુને સ્પોડીઅમ જોડે મિશ્ર કરી ઉચ્ચ પ્રકારનો સુરમો બનાવવામા આવે છે તેની બનાવટ આ પ્રમાણે છે ઉપયોગમા આવે તેવી કાચી ધાતુ જે જગાએથી નીકળે છે ત્યાથી તે કાઢીને ધિકધિકતી ભઠ્ઠીમા મુકે છે ભઠ્ઠી ઉપર લોખંડના સળીયા પાસે પાસે ગોઠવેલા હોય તેવી જાળી ગોઠવે છે માટી

૩ ઇબ્ન હૌકલ લખેછે કે ' ખુરાસાનના જંગલનો પૂર્વ ભાગ મકરાન અને કંઈક સીસ્તાનની સરહદ ઉપર આવેલો છે, એ રણની દક્ષિણે કિરમાન અને ફારીસ્તાન તથા ઇસ્પહાનનો કઇક ભાગ છે આ રણ લુટારૂ અને ચોર લોકોનુ નિવાસ સ્થાનછે ભોમીઆ સિવાય આ જંગલમા પ્રવેશ થઈ શકતો નથી અને મુસાફરી પણ ધોરી રસ્તે થાયછે " ( પાનુ ૧૮૨-૧૮૪ )

ધાતુ બાળવા માંડે છે એટલે તેનો ધુમ્ર ઉપલા સળીયાઓને વળગે છે, જે ઠંડો પડતાં સખ્તાઇ પકડે છે. આ બનાવટને ટટ્ટી એટલે સુરમો કહે છે. તથા જે સખત ધાતુ બળી શકતી નથી તેનું સ્પોડીઅમ થાય છે. [1]

——→ooo←——

[1] પાને નોટ માં એન્ડાનીકો અને એન્ડમની ધાતુઓ એકજ હશે એવું અનુમાન કરવાના કારણ દર્શાવવામાં આવ્યા છે. પરતુ આ ઠેકાણે ટટ્ટી તથા સ્પોડીઅમ બનાવવાની રીત આપણા કર્તાએ જે જુદુ પ્રકરણ પાડી સ્પષ્ટ બતાવી છે તે ઉપરથી અનુમાન થાય છે કે એન્ડેનીકો કાંસાને વાસ્તે તેણે લખ્યું હોય. કાસુ અને એન્ડીમનીને સ્પષ્ટ ભિન્ન દર્શાવનારા અગર એકજ હશે તેવુ દર્શાવનારા કયા ગુણ આ ધાતુઓમા રહ્યા છે તે નિર્ણય કરવાનો ઢોંગ હુ કરતો નથી. પરતુ માર્કોએ કાસાને બદલે એન્ટીમની લખવામાં ભૂલ કરી હોય તો તે ક્ષમાવહ છે સુરમો બનાવવામાં કાંસુજ ઉપયોગમા આવે છે "ઇરાનની ચીકણી માટી વાળી ભૂમિમાં મુખ્યત્વે કરી કરમાન પ્રાન્તમા ટટ્ટી બનાવવાની ધાતુ પુષ્કળ નીકળે છે." (ઓન્ટીઅસની પૂર્વ દેશોમાં મુસાફરી) બલુચિસ્તાનથી કરમાનની મુસાફરીમાં પોટીંજર લખે છે કે પામેના પ્રદેશમા સુરમાસગ (સુરમાનો પાષાણ) પડેલું છે (પૃષ્ટ ૩૮) પૃથ્વીના પૂર્વ ખડમા ઇરાનીઓ જેને સુરમો કહે છે અને હિંદુસ્તાનના લોકો જેને અજન કહે છે તે પુષ્કળ વપરાય છે, અને તેની બનાવટમા મુખ્ય વસ્તુ ટટ્ટી છે એ વાત નિર્વિવાદ છે; પરતુ હિંદુસ્તાનના કોષ ગ્રથમા અજન અને સુરમો એ બન્નેને વાસ્તે એન્ટીમની શબ્દ આપ્યો છે. આ બનાવટની ચીજોનાં નામ ગમે તે હોય પરંતુ આપણો ગ્રંથ કર્તા કહે છે કે ટટ્ટી, જે સુરમો કે અજન તરીકે વપરાય છે, તે કિરમાનના પ્રાંતમાંથી નિકળતા ખનીજ પદાર્થમાંથી બનાવવામાં આવે છે તે વાત તો વાસ્તવિકજ છે.

## પ્રકરણ ૨૧ મું.

### કોબીઆમથી ઈરાનની ઉત્તર સરહદ ઉપર આવેલા ટીમોકાઈન પ્રાંત તરફ રવાનગી—તથા ત્યાંના એક વિચિત્ર જાતિના વૃક્ષ વિશે

કોબીઆમ છોડીને પસાર થતા આઠ દિવસ લાગે એવા એક શુષ્ક રણમાં આપણે પ્રવેશ કરીએ છીએ. કોઈપણ જાતનું ફળ કે વૃક્ષ અહીં જોવામાં આવતા નથી અને જે પાણી મળે છે તે સ્વાદમાં કડવું હોય છે આ કારણને લીધે રસ્તામાં પોતાનું પોષણ કરવાને મુસાફરો જે જે કંઈ જરૂરની વસ્તુઓ હોય છે તે સાથે રાખી લેછે, તેમના પશુઓને તો આ રણમાં જેવું પાણી મળી આવે છે તેવું પીને તરસ મટાડવી પડે છે આ પાણીમા આટો ભેળવીને કડવો સ્વાદ મટાડી મ્હોએ હેવાય તેવું મુસાફરો તેમના પશુને વાસ્તે કરે છે આઠમા દિવસને અંતે આપણે ટીમોકાઇન પ્રાન્તમા આવી પહોચીએ છીએ આ પ્રાન્તમાં ઈરાનની ઉત્તર સરહદ ઉપર આવેલો છે અને તેમા ઘણા નગર અને કિલ્લા છે [1] આ પ્રાન્તમા એક વિસ્તિર્ણ જંગલ છે તેમા "સૂર્ય વૃક્ષ" નામનું વૃક્ષ જેને ખ્રીસ્ત લોકો "આરબોર સેક્કો" [2] કહે છે, તેની પેદાશ ઘણી થાય છે આ

---

૧ અહીંઆ ટીમોકાઇન લખ્યુ છે તે ઇરાનની ઇશાન કોણની સરહદ ઉપર આવેલો દામાવાન પ્રાન્ત છે પુરાતન હરકાનીઆ એની દક્ષિણમા આવેલો છે, હરકાનીઆ અને આ પ્રાન્તની વચ્ચે ઉત્તર તરફ આવેલી પર્વતોની હાર તથા પુર્વ તરફ આવેલો ખુરાસાન પ્રાન્ત અને કુમીસનો નહાનો પ્રાન્ત જેનુ એ મુખ્ય શહેર છે તે તથા ક્ષારનુ રણ આવેલુ છે પોતો કુદુમ જ્યારે ચીનથી આવી પહોચ્યુ હતુ તે વખતે કાસપીઅનની આસુદ્રધુની અથવા તખાવર નો અગલનો માર્ગ રક્ષણ કરવાના હેતુથી ઈરાનના તખ્તનો વારસ આરઘુને પોતાનો કાકો તખ્ત બચાવી પડ્યો હતો તેની સામે લશ્કર લઈ આ શહેર આગળજ પડાવ નાખ્યો હતો, અને તેનો કુટુંબને કુબ્લાખાનના કુટુંબની કન્યા લઈ આરઘુનને અહીં આગળ આવીનેજ સોપવાનુ ફરમાન હતુ

૨ સેક્કો=ફળ વગરનું કહેવાનો હેતુ એ છે કે મુસાફર હીમાએોમા ફળ હમે એમ જાણીને લેવે પણ કોરે છે ત્યારે નિરાશ થાય છે

રબોર સેકકોનો અર્થ "શુષ્ક" અથવા "ફળ વગરનું વૃક્ષ" એવો થાય છે. તેનાં લક્ષણ અને ગુણ આ પ્રમાણે છે:—તે ઊંચું થાય છે; થડ ઘણું મોટું હોય છે; અને એનાં પાંદડાં ઉપલી બાજૂએ લીલાં અને નીચલી બાજૂએ ધોળાં અથવા ભુરાશ પડતાં હોય છે; એનું કાષ્ટ નક્કર અને મજબૂત તથા હળદરવાને (બૉક્સ વુડને) મળતા પીળા રંગનું થાય છે. એને જીંડવાં અગર ટીસીઓ થાય છે પણ તેમાં કઈ ફળ હોતું નથી.

૨ આ જંગલની નજીક સોસો માઇલ સુધી બીજી કોઈ જાતનું ઝાડ નથી, માત્ર એક ભાગમાં લગભગ દસ માઈલ સુધીમાં ઝાડ માલમ પડે છે.

આ પ્રાન્તના વતનીઓના કહેવાથી માલમ પડે છે કે માસીડોનના રાજા અલેકઝાંડર (સિકંદર) અને દારા વચ્ચે અહીં આગળ યુદ્ધ થયું હતું[૩] જીંદગીને જરૂરીઆતોની ચીજો શહેરમાં સારી રીતે મળી આવે છે. હવા સમશીતોષ્ણ છે અને તાપ કે ટાઢ હદ ઉપરાંત પડતાં નથી.[૪] લોકો મુસલમાની ધર્મ પાળે છે. તેઓ ખુબસુરત હોય છે અને મુખ્યત્વે સ્ત્રીઓ તો દુનીઆમાં સર્વેથી ખુબસુરત છે.

---

૩ સિકંદર અને દારા વચ્ચે છેલ્લું યુદ્ધ તો કુર્દીસ્તાનમાં તૈગ્રીસ નદિની નજીક આવેલા અરબેલા (અરખીલ) આગળ થયું હતું; પરંતુ પછીથી કમનસીબ દારાની પાછળ એક બેટના (હામાદન) આગળથી કાસ્પીઅન સામુદ્રધુની અથવા બાવરના માર્ગમાં થઇને સીકંદર પડ્યો હતો અને કૉમીસેની (કુમીસ) પ્રાન્ત જેનું મુખ્ય શહેર હીકાટોમપીલોસ (કદાચ દામાધાન હોય) છે ત્યાં સુધી આવી પહોંચ્યો હતો, અહીં આગળ કમનસીબ દારાને તેની પ્રજાએ જ મારી નાંખ્યો એટલે સિકંદરનું પાછળ પડવું અટકયું હતું માસીડોનના સિકંદર સંબંધી દંત કથાઓ દેશના આ ભાગમાં ઘણી ચાલેછે.

૪ હવાની નરમાશ અને કાસ્પીઅનના દક્ષિણ કીનારા ઉપરની બીગાડવાળી હવા વિષે ઓલીરીઅસ, ચાર્ડીન અને બીજા મુસાફરોએ લખ્યું છે; પરંતુ દામાધાનની આસપાસના પ્રદેશ અને આસ્રાબાદ તથા ફરહાબાદ વચ્ચે આવેલા પ્રદેશની વચમાં પર્વતોની હાર આવી રહી છે અને તે પ્રદેશ ઉંચાણ ઉપર છે. શાહ અબ્બાસ પોતાનો દરબાર આસ્રાબાદ અને ફરહાબાદમાં કરતો તેથી એના રાજ્યમાં યુરોપીઅનોએ આ શહેરોની સફર કરી હતી.

## પ્રકરણ ૨૨ મું.

### પર્વતનો શેખ—તેનો મહેલ અને બાગ, તેનું પકડાવું અને મૃત્યુ.

આ દેશ વિષે કહ્યા પછી હવે પર્વતના શેખ[1] વિષે કહેવામાં આવશે. જે પ્રદેશમાં એનો નિવાસ હતો તેને "મુલેહેત" નામ મળ્યું છે. જેનો અર્થ મુસલમાન લોકોની ભાષામાં "નાસ્તિકોની જગા" એવો થાય છે. અને એના અનુયાયીઓને "પમુલેહેતી"[2] એટલે નાસ્તિક મતને માનનારા એવો થાય છે. આ નામ ખ્રીસ્તીઓમાંના કેટલાક નાસ્તિકોને આપણે "પાપરીનાઇ"[3] લગાડીએ છીએ તેવુંજ છે. પર્વતોના આ રાજા વિષે નિચે

---

૧ અરબીમાં એનું ખરૂ નામ "શેખઅલ્‌જબલ" પર્વતોનો રાજા છે. શેખ એ શબ્દ કોઈ વૃદ્ધ, રાજા, ધર્મ ગુરુને લગાડવામાં આવે છે. આ પર્વતનો શેખ જે ધર્મ સંબંધી ઝનુની લોકો ઉપર સત્તા ભોગવતો હતો, તેનાં મુખ્ય સ્થળ અલામત, લમસીર, કર્દ, કુહ અને મન્ડીઝ તથા રૂદબાર પ્રાંત હતા, આ બધી જગાઓ ઈરાની લોકો ઈરાનના જે પ્રાંતને કોહિસ્તાન અને અરબ લોકો અલ્‌જબલ્ કહે છે તે પ્રાન્તમાં આવેલી છે.

૨ આપણા ગ્રંથ કર્તાએ "મુલેહેત" અથવા "મુલેહેદ" નામ વાપર્યુંછે તે શુદ્ધ છે. અને તેથીજ જણાઈ આવે છે કે પુર્વ તરફના દેશો તથા ભાષા વિગેરે સાથે તેનો પરિચય ઘાડો હતો, ઇરાનના સલજૂક વંશના ત્રીજા રાજા મલિકશાહ જલાલુદ્દીનના રાજ્યમાં આશરે ઈ. સ. ૧૦૯૦ અરસામાં હસનબિન સબાહ નામના સાહસિક પુરૂષના શિક્ષણથી ઇસ્માયલિયન પંથમાંથી એક ઝનુની પથ સ્થાપાયો હતો. આ પથના લોકોને "રફીક" મિત્રોએ નામ આપવામાં આવ્યું હતું. જેમને ધર્મના અસલ સુસ્ત મુસલમાનોએ "મુલેહેત" નાસ્તિક નામ આપ્યું હતું. મુસલમાન ધર્મના બે મોટા વિભાગો પૈકી તેઓ અલીના વશજોને ગાદીના ખરા વારસ માનનાર શીઆ મતના હતા. તેઓના પંથની પ્રણાલી પ્રાચીન કરામત અને અર્વાચીન વાહાબી લોકોને મળતી આવતી હતી.

૩ પાપરીનાઇ લોકોને સાધારણ રીતે વાલ્ડેન્સિઝ અથવા આલ્બીજન્સિઝ અને ફ્રેંચ લેખકો પેટેલિન્ઝ કહે છે.

પ્રમાણે હેવાલ જુદા જુદા માણસોથી માર્કોપોલોના સાભળવામા આવ્યો છે. એનુ નામ અલાઉદ્દીન* હતુ અને તે મહમ્મદનો ધર્મ પાળતો. બે પર્વતોની વચ્ચે આવેલી એક સુદર ખીણમા એણે એક મોટો બાગ બનાવ્યો હતો અને તે પ્રત્યેક જાતનાં સ્વાદિષ્ટ મેવાના વૃક્ષ તથા પ્રત્યેક સુગંધી વનસ્પતિ જે જે મળી શકી તેથી ભરપુર હતો. જમીન ઉપર જુદા જુદા ભાગોમા અનેક પ્રકારના કદના અને ઘાટના મહેલો ચણાવ્યા હતા. આ મહેલો સોનેરી કામથી, ચિત્રથી અને કીમતી રેશમના સાજવડે શણગાર્યા હતા આ મકાનોમાં નહાની નહાની નહેરોનો સબધ રાખવામા આવ્યો હતો, જેમાથી સર્વ બાજૂએ મધ, દૂધ, મધ અને કેટલીકમાથી નિર્મળ પાણી વહેતા નજરે પડતા હતાં. આ મહેલમાં નાજુક અને ખુબસુરત સુદરીઓ રહેતી હતી, જે ગીત, વાદિત્ર, નૃત્ય અને મુખ્યત્વે કરી વાક્પટુતા તથા મોહક્રીડામા પ્રવીણ હતી ભારે કીંમતના ભભકાદાર પોશાક પહેરી તે નિરતર બાગમા અને બાગના આરામ લેવાના માડવામાં વિહાર કરતી જણાતી હતી તેમનુ રક્ષણ કરનારી સ્ત્રીઓને ઘરમાં બંધ રાખવામા આવતી હતી અને બહાર દેખા દેવાને તેમને સખત મનાઈ હતી આવો મનમોહક બાગ બનાવવાનો આ રાજાનો હેતુ આ હતો —મહમદ એવુ વચન આપતો કે જે લોકો એની મરજી પ્રમાણે વર્તશે તેને સ્વર્ગનુ સુખ પ્રાપ્ત થશે, જ્યા સુદર સ્ત્રીઓ સગતમા ઇન્દ્રીય ભોગની કઈ પણ ન્યૂનતા રહેતી નથી આ પર્વતનો રાજા પેગબરીને દાવો કરતો. મહમ્મદનો હરીફ હોવાથી પોતાના અનુયાયીઓને એવુ મનાવવાને એણે આ યુક્તિ કરી હતી કે એની પણ જેના ઉપર કૃપા થશે તે લોકોને

---

૪ અલાઉદ્દીન ઇસ્માયલીઓનો રાજા હતો, અને તેણે લાબુ રાજ્ય ભોગવ્યુ હતુ આસરે ઇ સ ૧૨૫૫ના આખરના ભાગમા તેના છોકરા રૂકનુદ્દીને માત્ર એક વર્ષ રાજ કર્યું, અને આપણો ગ્રથકર્તા લખે છે, તે પ્રમાણે તેની સત્તાનો નાશ થયો હતો આપણો ગ્રથ કર્તા અલાઉદ્દીન નાશ થવાની હકીકત તથા તેના કારણ ભૂત જે વાતો લખે છે, તે વાતોમા કેટલેક દરજ્જે સત્ય છે માત્ર મોગલ સત્તાએ છોકરાના સામે ચઢાઈ કરી તેની સત્તાનો વિનાશ કર્યો હતો તે આપણા ગ્રથકર્તાની જાણમા હશે નહીં ચઢાઇની તૈયારીઓ બાપના સમયમા થઈ હશે તે ઉપરથી આ સહજ તફાવત થયો હશે એમ જણાય છે

સ્વર્ગ મળશે.[૫] એની પરવાનગી સિવાય આ સ્વર્ગ સમાન ખીણમાં કોઇ પ્રવેશ કરી શકે નહીં માટે તેના મ્હો આગળ એક અભેદ્ય અને પ્રવેશ થઈ શકે નહીં એવો કિલ્લો બાંધી દીધો હતો અને અંદર જવાને માત્ર એકજ ગુપ્ત રસ્તો હતો. પોતાના દરબારમાં પણ એવીજ રીતે બારથી વીશ વર્ષની ઉમ્મર સુધીના અનેક જુવાનીઆ રાખતો હતો. આ જુવાનીઆ યુદ્ધ કલામાં ઉમંગ બતાવતા હતા. તથા સાહસ ભરી હીંમતનો ગુણ ધરાવતા હતા. આ લોકો સાથે તે મહમદ પેગમ્બરે વર્ણવેલા સ્વર્ગ વિષે રોજ ચર્ચા કરતો અને પોતે પણ સ્વર્ગમાં કોઇને દાખલ કરવાને શક્તિ ધરાવે છે તેવું વિવેચન કરતો. કોઇ વખત દશકે બાર જુવાનીઆને અફીણ પુષ્કળ પાઇ કેફમાં ચકચૂર કરતો. જ્યારે તેઓ ઘેંઘટ થઇ જઈ અરધા મુડદા જેવા થઇ જતા કે તેમને બાગમાંના મેહેલોના જુદા જુદા ઓરડામાં ઉચકાવી મોકલી દેતા. કેફની હાલતમાંથી જ્યારે તેઓ જાગૃત થતા ત્યારે પોતાની આસપાસ આગળ કહ્યા પ્રમાણેનો ભવ્ય દેખાવ જોઇને અને રમણીય સુંદરીઓને સંગીત કરતી, ખેલતી, નાના પ્રકારની ચેષ્ટાઓથી મનમોહિત કરતી તથા નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજન અને મદિરા અર્પણ કરતી જોઇને ચકિત થતા. દુધ અને મદિરાની ખરેખરી નહેરોની મજામાં મશગુલ રહેતા ત્યાં સુધી તેઓ ખરેખર સ્વર્ગમાંજ છે એમ તેઓ માનતા અને આવી મજા છોડીને જવાનું મન કરતા નહીં. આ પ્રમાણે ચાર પાંચ દિવસ જતા કે ફરી પાછા નિદ્રાવસ્થ કેફમાં તેમને ચકચૂર કરી પાછા બાગની બહાર લઈ જવામાં આવતા હતા. જ્યારે શેખની નજીકમાં તેમને લઈ જવામાં આવતા ત્યારે તે પુછતો હતો કે "તમે ક્યાં ગયા હતા" તેઓ જવાબ દેતા કે "આપ નામદારની કૃપાથી સ્વર્ગમાં ગયા હતા" અને પછી જે જે દેખાવો તેમણે દીઠા હોય તેનું આખી દરબાર આગળ વિગતવાર વર્ણન કરતા, જે સર્વે ચકિત થઈ સાંભળતા હતા, પછી શેખ કહેતો કે "આપણા પેગંબરનું કહેવું સત્યજ છે

---

૫ આ વાર્તા એશિઆના લોકોમાં મશહુર છે. અને તેઓ પણ માનતા કે એક માલિકની સ્વેચ્છાચારી આજ્ઞાઓને આટલા બધા લોકો તાબે થાય તેમાં કંઇ દૈવી ચમત્કૃતિ હોવી જોઇએ. બીજા કેટલાક લોકોએ આ પંથીઓને "ખુની" નામ લગાડ્યું છે. પણ માર્કોપોલોનાં લખાણોમાં તેમ જણાતું નથી.

કે જે પોતાના ધણીનો પક્ષ રાખે છે તેને સ્વર્ગ મળે છે અને જો તમે મારી આજ્ઞા માન્ય કરશો તો તમારૂ નસીબ પણ તેવુજ થશે ” આવા પ્રકારના શબ્દોની ઝનુનથી અંકુરિત થઈ પોતાના માલિકના હુકમ ઉઠાવવામાં ભાગ્યશાળી સમજતા અને તેની નોકરીમા મરવાને તત્પર થતા. આ યોજનાનુ પરિણામ એ થયુ કે જ્યારે પાસેના દેશોનો કોઈ રાજા અથવા બીજા લોકો આ રાજાને કંઈ પણ ઉપદ્રવ કરતા કે તેમને આ ખુનીઓ મારી નાખતા પોતાનો પ્રાણ ખોવાનો ભય તો તેમને કિંચિત્ હતો જ નહીં અને જો તેમના ધણીની મરજી મચવાય તો પ્રાણની તેમને કિંમત જ હતી નહીં આથી કરીને આસપાસના દેશોમા એના જુલમનો ત્રાસ વર્તી રહ્યો હતો એણે પોતાના તરફના બે ઉપાધિકારી અથવા પ્રતિનિધિ નિર્માણ કર્યા હતા જેમાનો એક દમાસ્કસની નજીકમા અને બીજો [૬]કુર્દીસ્તાનમાં રહેતો હતો અને આ પ્રતિનિધિઓ પણ જેમ પોતાના જુવાન અનુયાયી ઓને તૈયાર કરવામા એણે સ્થાપિત કરેલી યોજનાનુંજ અનુકરણ કરતા હતા આ પ્રમાણે એવો કોઈ પણ શક્તિમાન પુરૂષ નહોતો કે આ પર્વતના શેખની સાથે વૈર બાંધી કતલમાથી બચે આ રાજાનો પ્રદેશ હુલાઉ (હુલાગુ[૭]) જે મહાનખાન (મગુ)નો ભાઈ થતો હતો તેના રાજ્યમા

૬ ઈસ્માયલિયન લોકોનું પ્રદ્રિતિસર રાજ્ય એક રાજાના હાથ નીચે કુર્દીસ્તાનમા સ્થપાયુ હોય તેવી કઈ નિશાનીઓ અને જણાતી નથી જો કે આ પથીઓના પાદરીઓને ધર્મ બોધને વાસ્તે આ વિભાગમા રાખવામા આવતા હતા, પરંતુ અહીંઆ એમ સૂચવ્યુ છે કે સીરિયામા એક ઉપરાજ્ય સ્થપાયુ હતુ તેનો તો આપણી પાસે વિસ્તીર્ણ પુરાવો છે (જુઓ ડી સાસી કૃત ઇતિહાસ પાનુ ૬૬ અને ડી ગાઈનીસ કૃત હુનલોકોનો ઇતિહાસ પાનું ૩૪૨) આ પ્રમાણે આપવામા મારો હેતુ માર્કોપોલો લખે છે કે મુળ રાજ્ય ઈરાનનુ અને તેના તાબાનું એક નાનું રાજ્ય સીરિયામા સ્થાપ્યુ હતુ તે સાબીત કરવાનુ છે સિરિઆની રાજ્ય શાખા યુરોપમા વધારે પ્રસિદ્ધમા આવી હતી અને તેથી તે વિભાગના તાબાના રાજાને શેખ એ નામ સાધારણ રીતે લોકો કહેતા હશે એમ જણાય છે

૭ જે પંથમાથી એક સ્વતંત્ર રાજ્ય સ્થપાયુ હતુ તે પથનો વિનાશ

આવેલો હતો. હુલાગુને આ શેખના ઉપર ભલા પ્રમાણોનાં ક્રૂર કર્મો વિરે તેમજ એના દેશમાં થઇને પ્રસાર થનારા મુસાફરોને લુટવાને એણે માણસો રાખેલાં તે વિશે ખબર થવાથી એણે ઇ સ ૧૨૬૧ના વર્ષમાં આ રાજાને તેના કિલ્લામાં ઘેરી લેવાને એક લશ્કર મોકલ્યુ એ કિલ્લો બચાવને વાસ્તે એટલો બધો મજબૂત હતો કે ત્રણ વર્ષ સુધી એના ઉપર એક ખસરકો પણ થઈ શકો નહીં આખરે ખોરાક ખુટી જવાથી તે તાબે થયો તેને કેદ કરી મારી નાખવામા આવ્યો એનો કિલ્લો જમીન દોસ્ત કરી એનો સ્વર્ગીય બાગ નાશ કરવામા આવ્યો અને ત્યાર પછી પર્વતનો શેખ (રાજા) કોઈ થયો નથી

---

થયા સબધી તમામ હકીકત અબૂલ્ ફરાજ કૃત ઇતિહાસને પાને ૩૩૦ મે આપવામા આવી છે તેમજ જગીઝખાનના વશજોની તવારીખ લખનારા પૂર્વ તરફના ઇતિહાસકારોએ પણ આપેલી છે પરતુ મીરખૂન્દે ઇશનના ઇસ્માવલિયન વશ ઇતિહાસમાં આપી છે તેવી બીજા કોઈ ગ્રથકારે આપી નથી મીરખુન્દન આ ઇતિહાસનું જાઉંદને ભાષાતર કર્યું હતુ, આપણો ગ્રથ કર્તા આ ચડાઈનુ વર્ષ ઈ મ ૧૨૬૨ આપે છે તેમા છ વરસની ભુલ થઈ હોય એમ સમજે છે કારણકે સર્વ ઇતિહાસકોના લખવા પ્રમાણે હુલાગુની મુલેહેદી લોકો સામે ચઢાઈ તેણે બગદાદ ઉપર કરી તે પહેલા થઈ હતી. હવે બગદાદની ચઢાઈ ઈ સ ૧૨૫૮ માં થઈ હતી તે સિદ્ધ છે વળી મીરખુન્દ જે સવિસ્તર હકીકત લખે છે તેમાં તેણે પણ મુલેહેદી લોકોના કિલ્લા ઈ સ ૧૨૫૬ અને ૧૨૫૭ મા લઈ લેવામા આવ્યા હતા એમ જણાવ્યુ છે આ અને એવા બીજા સહેજ તફાવત માર્કોપોલાના લખવામાઆવ્યા છે તે બાબત તેની દર ગુજર થવી જોઇયે કારણ કે આ બનાવો એણે પોતાનો પ્રવાસ શરૂ કર્યો ત્યાર પહેલા ઘણી મુદ્દત ઉપર બનેલા છે અને એણે પોતાની મુસાફરી વખતે સાભોની જે નોંધ લીધી છે તેનો બીજાઓ ઉપર આધાર રાખવો પડયો છ અને તેથી ખ્રિસ્તી વર્ષ ઠરાવવામા તફાવત રહે એ સહેજ છે

## પ્રકરણ ૨૩ મું.

### સાપુરગન શહેર જતાં રસ્તામાં જેને પ્રસાર કરતાં છ દિવસ લાગે તેવો સપાટ પ્રદેશ તથા ત્યાર પછી પ્રસાર કરતાં આઠ દિવસ લાગે એવું રણ આવે છે. તે વિષે—ત્યાં અત્યંત સ્વાદીષ્ટ તડબૂચ થાય છે તે વિષે—અને બલ્ખ શહેર વિષે.

આ કિલ્લો છોડ્યા પછી રસ્તો એ વીસ્તીર્ણ સપાટ પ્રદેશ ઉપર અને ત્યાર પછી ડુંગરા ડુંગરી અને નદી નાળાંથી ભરપૂર પ્રદેશમાં થઇને જાય છે. અહીંઆં લીલોતરી અને પશુનો ચારો તેજ મેવો પુષ્કળ પાકેછે. જે વડે ઉલાઉનું લશ્કર ટકી રહ્યું હતું. આ દેશ પ્રસાર કરતાં પુરા છમાસ લાગે છે. તેમાં શહેર ઘણાંછે. તેમજ કિલ્લા પણ ઘણા છે.[1] ત્યાંના વતનીઓ મુસલમાની ધર્મ પાળેછે. આ પ્રદેશ મુકયા પછી ચાળીસ પીસતાળીસ [2]મૈલ લાંબુ રણ શરૂ થાયછે. આ રણમાં પાણી બીલકુલ મળતુ નથી અને તેથી મુસાફરને પોતાની સાથે નિકળતી વખતે પાણીનો પુરતો સંગ્રહ રાખવો પડેછે. ઢોરને વાસ્તે પાણી આ રણ પસાર થતા સુધી બીલકુલ મળતુ નથી. તેથી મુસાફરી પાણીવાળી જગાએ જલદી પહોંચાય માટે ઉતાવળી ઉતાવળી કરવી પડેછે છઠ્ઠા દિવસની મુસાફરીને [3]અંતે મુસાફર [4]સાપુરગન નામના શહેર-

---

૧ આપણા મુસાફરનો રસ્તો દામાઘાનથી લગભગ પુર્વમાંજ હતો. અને તેથી એનો રસ્તો "જનજરમ" અને "નિશાપુર" ઉપર થઇને "મેરૂ-અરરૂદ" તરફ હશે. એમ જણાયછે. મુસાફરીના દિવસો લખ્યા છે, તે બહુ થોડા છે. અને તેથી આપણે એમ ધારવું જોઈએ કે સાધારણ વણઝારાના કરતાં બેવડી એટલે રોજની પુરા ચાળીસ મૈલ પ્રમાણે મુસાફરી એણે કરી હશે. અગર કેટલાક મુકામો એણે રસ્તામાં છોડી દીધા હશે.

૨ "અલામત" અથવા "દામાઘાન" થી "સાપુરગન" જતાં પુરા સાનના પ્રદેશમાં થઇને રસ્તો જાયછે. આ પ્રદેશ સામાન્ય રીતે સપાટ છે. અને તેમાં વચ્ચે વચ્ચે રેતીનાં રણ અને ઉંચા નીચી ડુંગરોની હાર આવેછે.

૩ છ દિવસની મુસાફરી લખીછે. તે ઉપર કહેલા રણની પુર્વ બાજુથી શરૂ થતી હોવી જોઇએ એમ સમજવું.

૪ આ શહેર તે "નિશાપુર" હશે એમ પ્રથમ વારકુંજ જણાય છે.

માં આવી પહોંચે છે. અહીં પ્રત્યેક જાતિનો ખોરાક મળી શકે છે. અને એ શહેર મુખ્યત્વે કરી દુનીયામાં સારામાં સારાં તડબુચ ઉત્પતિને માટે પ્રખ્યાત છે. આ તડબૂચને નીચે ચીરો કરીને સુર્યને તડકે રાખવામાં આવે છે. ને સુકાઈ ગયા પછી પુષ્કળ જથાબંધ વેચાણને માટે આસપાસના પ્રદેશમાં મોકલવામાં આવેછે. તે મધના જેવાં મીઠાં હોવાથી તેમની ખપત ત્વરાથી થઈ જાયછે. પશુને પક્ષીનો શિકાર પણ પુષ્કળ જડી આવેછે.

આ જગા વિષે કહ્યા પછી હવે આપણે બલ્ખ જે એક વિશાળ શહેર છે. તે વિષે [6]કહીશું. અગાઉ તો એ આથી પણ વધારે અગત્ય ધરાવનારૂં હતું, પરંતુ તાર્તરી લોકોએ વારંવાર હુમલા કરી તેનાં મકાનો ઘણે ભાગે તોડી નાંખ્યાં છે. તેથી તેને ઘણું ખમવું પડ્યુ છે. હજુ પણ આરસના બાંધેલાં ભવ્ય મકાનો અને ચોક નજરે પડે છે. જો કે તે હાલ તદ્દન

---

પણ હવે તે બાબત શક રહ્યો નથી. એ શહેર તે "નિશાપુર" ને માટે લખેલું નથી. શરીફુદીનનો ભાષાંતર કર્તા "પેટીસડીલક્રુઇક્સ" લખે છે કે "શેબુરગન" (સાપુરગન) ૧૦૦° અક્ષાંશ તથા ૩૬°—૪૫' રેખાંશ ઉપર આવેલુંછે. "નાસીરૂદીને" આ શહેરનું નામ "એસ્લર્કન" લખ્યું છે. ડાન્વિલના નકશામાં "શાલગી છે. મેકનાસ્ડના નકશામાં "સુબ્બર્ગન" અને એલ્ફિન્સ્ટનનામાં "શિબ્બર્ગાન" છે. એલ્ફિન્સ્ટન લખે છે કે એ શહેર બલ્ખના રાજ્યને તાબે હતું.

૫ ખુરાસાન પ્રાંન્તના મેવાની ઉત્તમતાને વાસ્તે પુર્વના સર્વ લેખકો એ ઘણાં વખાણ કર્યાં છે. અને આપણા મુસાફરે તડબુચની સરસાઇઅહીં લખીછે. તે વાસ્તવીક છે. અને તેને ચાર્ડિનના લખાણની પુષ્ટિ મળેછે. જુઓ રીલેશન ડેલ ઇજીપ્ટ પાનું ૧૨૬.

૬ બલ્ખ શહેર જેને "હૅાલમી" "બાક્ટ્રિઆ" કહે છે. અને તે રાજધાનીનું શહેર હોઇ જેના ઉપરથી આખા પ્રાંન્તનું નામ બાક્ટ્રીઆના પડ્યું છે. તે આક્સસ નદીના મુખ ઉપર અને ખુરાસાન પ્રાન્તની ઇશાન કોણની ઠેઠ સરહદ ઉપર વસેલું છે. પ્રાંતના પાદશાહી શેહેરોમાંનું એક છે. અને નિશાપુર, હિરાત, તથા મેર્ શાહજાન કરતાં પણ વધારે વખત રાજ દરબાર ત્યાં રાખવામાં આવેછે.

'ખંડેર થઈ ગયાંછે અહીંના વતનીઓના કહેવા પ્રમાણે અને એલેકઝાંડરે રાજા દારાની પુત્રીનું પાણી ગ્રહણ આ શહેરમાંજ કર્યું હતું. અહીંઆં પ-ણ મુસલમાની ધર્મ પ્રાળેછે. પુર્વે તાર્તરીના મહારાજાનો અમલ આ જગા સુધી છે. અને એની ઇશાન કોણમાં ઇરાનના રાજ્યની સરહદ ૧૦લાગેછે

૭ જગીઝખાનની તવારીખ લખનાર અબુલ ગાઝીના લખવા પ્રમાણે એ પાદશાહે આ શહેર ઉપર ઇ. સ. ૧૨૨૧ માં હલ્લો કરી તેને ખ્વરા-ઝમી લોકો પાસેથી છીનાવી લીધું હતું. અને ત્યાંના તમામ વતનીઓને ક-તલ કરી કિલ્લાની દીવાલો જમીનદોસ્ત કરાવી નાખી હતી. ઇ. સ. ૧૨૬૯ માં જગીઝખાનના વશજો પાસેથી તૈમૂરલંગે છીનાવી લીધું હતું. છે-વટ ઉઝબેક તાર્તરી લોકો અને ઇરાનીઓ વચે આ શહેર બાબત હમેશાં ટંટો જારી રહેતાં ઉઝબેક તાતરી લોકોના હાથમાં તે ગયું ત્યાં સુધી તૈમૂર લંગના વશજોએ ભોગવ્યું હતું. એલ્ફિન્સ્ટન લખે છે કે "એશિયાના સર્વે લોકોના મન ઉપર આ શહેર દુનીઆમાં સર્વથી પુરાતન છે. એવો વિશ્વાસ ચોટી રહ્યોછે. આ પુરાતન શહેર હાલ તદન પાયમાલ થઈ ગયું છે. તેનાં ખંડેરો ઘણા મોટા ભાગ ઉપર પથરાયલાં છે. તેની આસપાસ કિલ્લાની દીવાલો છે. પરંતુ વસ્તી માત્ર એકજ ખુણામાં છે.' ( પાનું ૪૬૪ ) ત્યાંના ઘર મેકડો નાલ્ડકિનિરના કહેવા પ્રમાણે ઇટની બાંધણીના છે. અને ખા-નનો મેહેલ જે ઘણો વિશાળ છે. તે તમામ પાસેના પર્વતોની ખાંણીમાંથી નીકળતા આરસ પહાણનો બાંધેલો છે.

૮ અલેકઝાંડરના દારાની પુત્રી બાર્સીન અથવા સ્ટેટાઇરા અને ઓ-ખસની પુત્રી પેરી સેટીસએ બન્ને ઇરાની કુમારીકાઓ સાથે "સુસા" શ-હેરમાં પર્યા હતાં. એમ ઘણે ભાગે જાણવામાં આવેછે.

૯ અબુલગાઝી લખે છે કે જગીઝખાને બલ્ખ શહેરનો નાશ કર્યો તે વખતે ત્યાં ૧૨૦૦૦ કરતાં પણ વધારે મસજીદો હતી, તે જો કે અતિ શયોકિત હશે. તોપણ એ શહેરમાં તે વખતે ઇસ્લામ ધર્મનો પ્રસાર કેટલો થયો હતો. તેનો કાંઇક વિચાર આવશે.

૧૦ ખુરાસાન પ્રાન્ત ઘણી વાર ઇરાની રાજ્યના તાબામાં આવ્યો હ-તો. અને મુખ્યત્વે કરી આપણા મુસાફરના પ્રવાસ વખતે હુલાગુના વશ-જોના તાબામાં હતો. તેથી તેણે ઇરાની રાજ્યનોજ એ ભાગ હશે એમ

બલ્ખ મુક્યા પછી બે દિવસની મુસાફરી કર્યા બાદ એક ઉજ્જડ પ્રદેશમાં આપણે આવી લાગીએ છીએ. ખુની લુટારના વારંવાર હુમલાથી પોતાનું રક્ષણ કરવા લોકો પહાડોમાં સંતાઈ બેઠાછે. આ લુટારનો આ દેશમાં અંદાન ઉપદ્રવ છે. અહીં પાણી પુષ્કળ મળી આવેછે. અને શિકાર પણ નાના પ્રકારના ઉત્પન થાયછે. મોટા મોટા કદના [11]સિંહ પણ આ ભાગમાં ઘણા છે. એમ છતાં પહાડી પ્રદેશમાં ખોરાકની ઉપલા બે દિવસ ઘણી તંગી પડેછે. અને તેટલા માટે મુસાફરે પોતાને તેમજ પોતાના પશુને માટે ખોરાક સાથે રાખવો પડેછે.

---

## પ્રકરણ ૨૪ મું.

### ટૈકાનનો કિલ્લો ત્યાંના રાજ વતનીઓની રીતભાત અને ક્ષારના ડુંગરો.

ઉપર કહેલા બે દિવસની મુસાફરી કર્યા પછી તમે ટૈકાન નામના કિલ્લામાં આવી પહોંચ્યો. તે સુંદર અને ફલદ્રુપ પ્રદેશમાં આવેલું હોવાથી અહીં દાણાનું બચાર બહુ મોટું ભરાય છે. એની દક્ષિણે જે ડુંગરાઓ આવેલા છે તે વિસ્તાર પામેલાને ઉંચા છે આ તમામ ડુંગરોમાં સફેદ ક્ષાર

---

ધાર્યું છે. એ સ્વાભાવિક છે. આપણા મુસાફરે ઇશાન કોણની સરહદ ઉપર એ શહેર આવ્યું છે. એમ જણાવ્યું છે. તે વાસ્તવિક છે.

૧૧ ચારડીને પણ ઇરાનના જંગલી પ્રાણી બતાવ્યાં છે. તેમાં સિંહ પણ છે. અને તે લખે છે કે સિંહ સરહદ ઉપરના પ્રાંતોમાં થાયછે.

૧ ટૈકાન અથવા ટેકાન જેને લેખી પ્રતોમાં "કેકાંમ" અને ઈટાલિયન પ્રતો માં "ટેયામ" લખ્યું છે તેનું આપણા મુસાફરે બહુ સારી રીતે વર્ણન આપ્યું છે. ઈબ્ન હોકલ લખે છે કે "ટોખારિસ્તાનનું મોટામાં મોટું શહેર ટૈકાન છે. ડુંગરોની નજીકમાં સપાટ મેદાન ઉપર આ શહેર વસેલું છે. જે મેદાનનું મોટી નદીના પાણીથી સેચન થાય છે અને તેમાં વાડીઓ અને બાગો ઘણા છે. ટેકાનથી બદક્ષાન જતાં સાત દિવસની મુસાફરી લાગે છે." (પાનું ૨૨૪, ૨૩૦) અબુલ ફિદા પણ આજ પ્રમાણે કહે છે. આ લેખકો "બલ્ખની" નૈરૂત કોણમાં "મેર અરરૂદ"ની નજીક ઉંચા ખડક ઉપર વસેલું"

ભરેલો છે. આક્ષાર ઘણોજ કઠણ હોય છે. અને તે દુનીઆમાં સર્વથી શુદ્ધ હોવાથી ત્રીસ દિવસની મુસાફરી જેટલા દૂર પ્રદેશના લોકો આવીને આ ક્ષાર લઈ જાય છે. પણ તે એટલો શખત હોય છે કે લોઢાના ઓજાર સિવાય તેને ખોદી કઢાતો નથી.[1] અહીં તેનો એટલો બધો જથો છે કે તેથી આખી દુનીઆની તંગી પુરી પાડી શકાય. બીજા ડુંગરોમાં બદામ અને પીસ્તાંની ઉત્પત્તિ થાયછે,[3] જેનો ત્યાંના વતનીઓ મોટા વેપાર ચલાવે છે. ટેકાન મુકીને ત્રણ દિવસ ઈશાન કોણમાંજ મુસાફરી ચલાવ્યા બાદ તમે એક સારા વસ્તી વાળા સુંદર મેવો, અનાજ, તથા દ્રાક્ષથી ભરપુર દેશમાં આવી પહોંચો છો. અહીંના લોકો મુસલમાનો છે. અને તે લોહીના તરસ્યા ખુની અને ઘણા દગલબાજ છે. તે લોકો ઘણા વ્યભીચારી અને દારૂડીઆ છે. એમના દેશમાં દ્રાક્ષ[4] ઘણીજ મિષ્ટ પાકે છે તેથી મદિરા પાનને ઉત્તે-

---

"હાલકાન" શેહેર છે. તે "ટેકાન" નથી એવું સ્પષ્ટ જણાવે છે. પરંતુ ઈદ્રીસી "ટૈકાન"ને પણ "ટાલકાન" નામ આપે છે. અને અર્વાચીન ભુગોળ વેત્તાઓએ અને મુખ્યત્વે કરી કાનીબલ, જેના નકશામાં બન્ને શહેરોનાં નામ એકજ જોડણીથી લખ્યાં છે. તેણે ઈદ્રીસીનું અનુકરણ કર્યું છે. "ઓકસસ નદીના ઝરણ" જેમના સંગમ ઉપર ટાલી કાન ( ટૈકાન ) વસેલું છે. તે વિષે વર્ણન કરતાં કહે છે કે આ ઝરણો ડુંગરી પ્રદેશમાં થઈને વહે છે. એ પ્રદેશમાં ઘણીજ ફળદ્રુપ ખીણો છે. જેમાં સર્વ જાતના મેવા પુષ્કળ પાકે છે. એલ્ફિન્સ્ટન કૃત કાબુલનો હેવાલ, પીરશિષ્ટ, (પાનું ૬૫૦)

૨ આ કઠણ ક્ષાર ઘણા ભાગોમાં માલમ પડે છે. એલ્ફિન્સ્ટન અફ્ગાનોના મુલકની એક જગા વિષે કહેતાં લખે છે કે "તે પછીનો રસ્તો નક્કર ક્ષારના ડુંગર આગળ થઈને જતો હતો. જે ડુંગરો ઘણે ઠેકાણે નદીથી સો ફૂટ પણ વધારે ઉંચા હતા. આ ક્ષાર કઠણ સ્વચ્છ અને શુદ્ધ હોય છે." ( કાબુલનો હેવાલ પાનું ૩૭ )

૩ ઈરાનના પુર્વ અને ઉત્તર તરફના ભાગની પેદાશ ચારડીને ગણાવી છે. તેમાં બદામ અને પિસ્તા પણ છે.

૪ આ દેશ ઉપર ત્યાર પછી ઘણી જાતના લોકોએ ચઢાઇઓ કરી છે. એલ્ફિન્સ્ટન લખે છે કે 'ઉઝબેક" લોકોએ ઈ. સ. સોળમા સૈકાની શરૂઆતમાં જકજારટીસ નદી ઓળંગી અને તૈમૂરલગના વંશજોના તાબાની

જન મળે છે. લોકો માથા ઉપર કંઈ પેહેરતા નથી. પરંતુ આશરે દશ વેંત લાંબુ આમળેલું દોરડું માત્ર માથે વિંટાળે છે. તે સારા શિકારી છે. અને જે પશુઓનો તે શિકાર કરે છે. તેનાજ ચાંમડાનો પોશાક તથા જોડા માત્ર પહેરીનેજ જંગલી પ્રાણીઓનો શિકાર કરે છે. તે સર્વ લોકો ચાંમડાં તૈયાર કરવાનું સારી રીતે જાણે છે.

---

## પ્રકરણ ૨૫ મું.

### સ્કાસેમ શહેર અને ત્યાં શાહુડી જનાવરની પેદાશ વિષે.

ત્રણ દિવસની મુસાફરી કરીએ છીએ તે દરમ્યાન કેટલાંક શેહેરો આવેછે. અને આખરે સ્કાસેમ[1] નામનાશહેરમાં આવી પહોંચાય છે. અહીં

---

જગાઓ ઉપર ચઢી આવ્યા અને તેમ બુખારા; ખ્વારિઝમ અને ફરઘાનમાંથી કાઢી મુક્યા, તથા તેમના વિસ્તાર પામેલા રાજ્યના દૂર પ્રદેશો સુધી ત્રાસ વર્તાવી મુક્યા તે ઉઝબેક લોકોના કબજામાં હાલ બદખ સિવાય ખ્વારિઝમ ( ઓરગંજ ) બુખારા તથા ફરઘાનનાં રાજ્યો અને કદાચ બેલુત તાઘની આ બાજુ ઉપરનો થોડોક પ્રદેશ છે. મને કહેવામાં આવ્યું છે કે એ લોકો બેલુતતાઘની પેલી તરફ અને પૂર્વ તરફ ખુતન શહેર સુધી માલમ પડે છે, પણ આ વાત ખાત્રીથી હું કહી શકતો નથી. તે મનુષ્ય જાતિના મહાન વિભાગ જે એશિયામાં 'તુર્ક' નામે ઓળખાય છે, અને જેમની મુગલ અને મનચુર લોકો સાથે ભળી જઈને તાર્તરી પ્રજા ઉત્પન્ન થઈ છે. આ દરેક ભાગોની ભાષા પોતપોતાની જુદી છે અને તેમાં તુર્કી ભાષા તો એશિયાના પશ્ચિમ ભાગમાં સર્વત્ર પ્રસરેલી છે. (કાબુલનો હેવાલ પાનું ૪૬૫)

[1] લેટિન તેમજ રામોશીઓની પ્રતોમાં "સ્કાસેમ" અને ઈટાલિયન પ્રતોમાં "ઈકાસેમ" અને એરિફ્રન્સ્ટનના નકશામાં આવેલું કિસ્મબાદ શહેર તેજછે. તે ઓકસસ નદીને મળનારી ઘોરી નદીની નજીક અને કાબુલના રૈખ્યશથી સહેજ પુર્વ તરફ વસેલું છે. ઈબ્ન હાઉકલ દૈકાનનું વર્ણન આપ્યા પછી તરત જ અને બદક્ષાનનું વર્ણન કરતાં પેહેલાં એનું વર્ણન કરેછે. ત્યાં એનું નામ "ખેશ" આપ્યું છે. અને કહેછે કે તે ડુંગરી પ્રદે-

એક સરદારનું રાજ્ય છે જેનો હોદ્દો આપણા બેરન કે કાઉન્ટના જેવોછે પહાડોમા તેને તાબે બીજા કેટલાક શહેર અને કિલ્લા છે. શહેરના મધ્ય-ભાગમાં થઇને એક સાધારણ કદની નદી વહેછે અહીંઆં શાહુડીની પૈદાશ છે જ્યારે શિકારીઓ આ પ્રાણી ઉપર પોતાના કુતરા છોડી મુકે છે ત્યારે તે ગોળ લોટ પોટ થઈ જાય છે અને તેમના ઉપરનાં શિહોળીઆં છોડી મુકેછે અને કુતરા તથા માણસોને ઈજા કરેછે આ દેશનાલોકોની ભાષા ખાસ આ-ગવીછે ઢોરના પાળનારા ભરવાડો ડુંગરોમાથી ગુફાઓ ખોદી પોતાનો નિવાસ કરી રહેછે. આ ગુફાઓ ખોદવી એ મુશ્કેલ નથી. કારણ કે ડુંગરો પથ્થરના નથી માટીના હોય છે આ જગા મુકીને ત્રણ દિવસ મુસાફરી કરીએ છીએ તેમાં કોઈ પણ જાતનુ મકાન અથવા પાણી સિવાય મુસા-ફરને જરૂરી કોઇપણ ચીજ નજરે પડતી નથી, પરતુ ઘોડાને વાસ્તે ચારો પુરતો મળે છે. આ કારણથી તમારે રસ્તામાં જરૂરીઆતની ચીજો સાથે રાખી લેવી પડે છે ત્રીજા દીવસને અતે તમે બાલાશાનર પ્રાન્તમાં પ્રવેશ કરો છો

---

શમા મોટામા મોટુ શહેર છે આરૂસ્મિથ "ઉત્તરની મુસાફરી"ને પાને ૧૨૫ મે એવી ધારણા બતાવે છે કે શિર્હ અથવા જગઝારીમ નદી ઉપર આ વેલું "અનુશ્ટાશ" તે શમેમ છે પણ તેનીજ સાથે તે બદ-ક્ષાનથી ઘણુજ દૂર છે એમ બતાવે છે માટે એની ધારણા સભવીત જણાતી નથી અને "કેશેમ" અથવા "કિશ્મ" તેની નજીકમા છે એ-ટલુંજ નહીં પણ ખાસ ત્યા જવાના રસ્તા ઉપરજ છે

૨ આ જગો તે બદક્ષાનજ છે ઈબ્ન હાઉકલ અને બીજા ભુગોળ વેત્તાઓ એને બદક્ષાન લખેછે, જો કે ઘણીવાર બલક્ષાન પણ કહેવામા આવેછે એલ્ફિન્સ્ટન કાબુલના હેવાલમા લખે છે કે "બદક્ષામ જો કે એક વિસ્તીર્ણ પ્રદેશ છે તથાપી તે હિંદુકુશ પવતની હાર અને [illegible] જોડાયલા બેરોની વચ્ચે બદખાન પ્રાન્તથી તે બેલુર [illegible] સુધીની [illegible] વિશાળ ખીણ છે" (પાનુ ૬૨૮)

## પ્રકરણ ૨૬ મું.

### બાલાશાનનો પ્રાન્ત—એ પ્રાંતમાં નિકળતી ઝવેરાત જે તેના રાજાની મિલકત ગણાય છે—એ દેશમાં થતા ઘોડા તથા શકરાબાજ—પહાડોની તનદુરસ્ત હવા તથા ત્યાંની સ્ત્રીઓના પોશાક.

બાલાશાન પ્રાન્તના લોકો મુસલમાન છે. અને તેમની ખાસ ભાષા છે. બાર દિવસની મુસાફરી જેટલું લાંબું એ વિસ્તાર પામેલું એક રાજ્ય છે. અને ત્યાં ઇરાનના રાજા દારાની દીકરીને પેટે ઉત્પન્ન થયેલો અલેક્ઝાંડરનો વંશ રાજ્ય કરે છે. આ તમામ રાજાઓએ મુસલમાની ભાષામાં ઝુલકરનૈન ખેતાબ ધારણ કર્યો છે. જેનો અર્થ સિકંદરની[1] વ્યંજનાનો છે. આ દેશમાં કિંમતી માણેક જડી આવે છે. તેમને દેશના નામને અનુસરીને બાલાશ

૧ અબુલફઝલ, સેવાદ, અને બીજોર પ્રગણાં વિષે કહે છે કે "આ પ્રદેશ ડુંગર અને જંગલથી ભરપૂર છે તથા ત્યાં યુસુફઝી જાતિના લોકો વસે છે" વળી તે આગળ લખે છે કે "મિરઝાં ઉલૂધ બેગના સમયમાં (ઇ. સ ૧૪૫૦) સુલતાનની જાતિના લોકો, જે સુલતાન સિકંદર ઝુલકરનૈનની પુત્રીના વંશજો હોવાનો દાવો કરતા હતા તે; કાબુલથી અહીં આવી વસ્યા અને આ દેશનો કબજો પોતે કર્યો. લોકો કહે છે કે સિકંદરે કાબુલમાં પોતાના કોઈ સંબંધીઓને મોટો ખજાનો સોપ્યો હતો અને આ સંબંધીઓના વંશજો, જેમની પાસે વશાવળીઓ છે તે; આ પહાડી પ્રદેશમાં વસે છે." (જુઓ આઇન અકબરી—જીલદર) લેફટેનન્ટ મેકારટને પણ આ સગાઈ હોય તેમ સૂચવે છે અને પોતાના "કાબૂલના હેવલ" ને પરિશીષ્ટ પાને ૬૨૮ મે કહે છે કે "દરવાઝનો સુલતાન સિકંદરનો વંશજ હોવાનો દાવો કરે છે અને તેના આસપાસના તમામ લોકો સ્વીકાર કરે છે. દરવાઝ ઑક્સસ નદીના મૂળ તરફ છે." સિકંદરને ઝુલ્કરનૈન=સિંગડાવાળો કહેતા હતા, કારણ કે યુનાની સિક્કા ઉપર તેનું માથુ પડાવેલું હતુ અને તે સિક્કા ઘણાજ લંબગોળ હતા, ઇરાનમા પણ પાછળથી આવાજ ઘાટના સિક્કા પડાવવામાં આવ્યા હતા.

[२]માણેક કહે છે. તે સુંદર ગુણ ધરાવે છે. અને ઘણા કિમતી હોય છે. આ માણેક ઉંચા પહાડોને તળીએ હોય છે. પણ ઘણું કરીને [३]સીકીનાનના પહાડોમાં એની શોધ ચલાવાય છે. આ પહાડમાં સોના રૂપાની ખાંણોની પેઠે રાજા ખાણો ખોદાવે છે અને રાજાની મારફતજ માણેક મળી શકે છે. રાજાના ખાસ પરવાના સિવાય જો કોઈ પણ એ ડુંગરમાં ખોદાણ કરે તો તેને મોતની સજા ફરમાવામાં આવે છે. કોઈ કોઈ વખતે પોતાના રાજ્યમાં થઈને પ્રસાર થતા પરદેશીઓને રાજા આ માણેક ભેટ આપે છે. કારણ કે એની રજા સિવાય તેનું કોઇથી વેચાણ થઈ શકતુ નથી. તેમજ કોઇથી પરદેશ મોકલી શકાતું નથી. આ પ્રમાણે શખ્તાઈ રાખવામાં તેના

---

૨ જે જે લેખકોએ આ દેશ વિષે લખ્યું છે તે સર્વેએ આ દેશની બે મોટી પેદાશ વિષે લખ્યું છે. ઇબ્ન હોકલ લખે છે કે " બદખ્શાનમાં બાલાસરૂબી (માણેક,લાલ) અને લેપીસ લેઝુલી (લજવર્દ) નીકળે છે. એની ખાણો પર્વતમાં છે. (પૃષ્ટ ૨૨૫) એલફીન્સ્ટન લખે છે કે "બદખ્શાન પ્રાન્તના બેલુત તાઘના વિભાગમાં લોહુ, ખાર, ગંધક અને લજવર્દ ( લેપીસ લેઝૂલી ) નીકળે છે; પરતુ જે ઉપરથી ફારસી કવિઓ વારવાર બદખ્શાનનું વર્ણન કરવામાં ઉદયુક્ત થએલા છે તે માણેક ( લાલ )ની ખાણો ઑકસસ નદીની નજીક આવેલા નીચા ડુંગરામાં છે.

૩ આ રત્નો જે પહાડમાંથી નીકળે છે તે પહાડનું સ્થાન હાલ મુકરર કરવું મુશ્કલ છે. પરંતુ જે સિકીનાને મળતો આવે છે તેવો એક પહાડ આપણે વર્ણન કરીએ છીએ તે જગાઓની નજીકમાં છે ખરો. ઇબ્ન હોકલ લખે છે કે "જીહૂન (ઑકસસ) નદી બદખ્શાન પ્રદેશમાંથી નીકળે છે અને તેને બીજી અનેક નાની નદીઓ મળે છે. તુર્કસ્તાનમાં થઇને વેક્ષ નદી આવે છે અને વેક્ષ પ્રાન્તમાં થઇ ચાલી જાય છે વેક્ષ એક પર્વતની નજીક આવેલો પ્રદેશ છે, આ પર્વત આગળ ખોટલાન અને વેશ્કર્દ ( ડાનવીલ જેને વેશગાર્ડ કહે છે)ના સીમાડા વચ્ચેનો પૂલ છે. વેક્ષની પડોશમાં દેકહાન અને સીકાનેના દેશ છે અને તે કાફરો (મુસલમાની ધર્મ નહી માનનારા તમામ લોકો)ને તાબે છે, જેમની રીતભાત વિષે તથા જેમના દેશ વિષે એલ્ફીન્સ્ટને કાબૂલના હેવાલને પાને ૫૧૭મે વર્ણન કર્યુ છે અને કેટલાકના ધારવા પ્રમાણે જેઓ બાકટ્રીઆનના ગ્રીક (યુનાની) લોકોના વશજછે

રાજાનો હેતુ એવો છે કે જો આ ખાણોનું ખોદાણ છુટથી ચલાવવામાં આવે અને જો એ માણેક બહાર જતાં થાય તો આ દેશમાં તેની છત પુષ્કળ હોવાથી તેની કિંમત અને તેથી દેશની કિંમત ઘટી જાય. આ માણેકોમાંથી કેટલાંક રાજા તરફ્ બીજા રાજા અને રાજકુમારોને બેટ તરીકે મોકલવામાં આવે છે; અને કેટલાંક ખંડણી તરીકે ઉપરી રાજ્યને મોકલવામાં આવે છે અને કેટલાંક સોના રૂપાને બદલે વેચી દેવામાં આવે છે. આ પ્રમાણેનાજ માણેક માત્ર રાજા દેશની બહાર જવા દે છે આ દેશમાં બીજા કેટલાક એવા પણ પહાડો છે કે જેમાંથી [4]આસમાની રંગના રત્ન (જેને આપણામાં શોન કહે છે) તે જડી આવે છે. આ રત્ન પણ દુનિયામાં સર્વથી શ્રેષ્ટ ગણાય છે. રૂપું, ત્રાંબુ, અને સીસુ એની ખાંણો પણ પુષ્કળ છે. આ દેશ શીત છે, અહીંઆં [5]ઘોડાની ઘણી ઉંચી જાત ઉછેરવામાં આવે છે. આ ઘોડા દોડવામાં ઘણા ચપળ હોય છે. તેમની ખરીઓ એટલી સખત હોય છે કે તેમને નાળ જડાવવાની જરૂર પડતી નથી. ત્યાંના વતનીઓ એવી ઉભી ટેકરીઓ ઉપર છુટથી દોડાવે છે. કે જ્યાં આગળ બીજું કોઈ પણ પ્રાણી જવાને હીંમત ધરે નહીં ત્યાંના લોકોએ ખાત્રીથી કહ્યું હતું, કે સિકંદરના બ્યુસેફિલસ નામના ઘોડાની આલોદ અત્યાર સુધી આ દેશમાં હતી. તેની નિશાની એકે દરેકના કપાળમાં સફેદ ચંદ્રો હતો.

---

૪ અબુલફિદા બદખ્શાનં વિષે કહેતાં કહે છે કે માણક અને લાજવર્દ અહી ઘણાં નીકળે છે. (ભૂગોળ પૃષ્ટ ૩૫૨). ઇબ્નિ હૌકલમાં પણ આજ મતલબનો એક પેરેગ્રાફ છે, જૂઓ પૃષ્ટ ૮૩ ની નોટ ૨.

૫ એલ્ફીન્સ્ટન લખે છે કે કાબૂલ તાબાના પ્રદેશમાં ઘોડાની ઉત્તમ જાતિ ઉછેરવાને વાસ્તે વખાણાએલા ભાગ બલ્ખ છે. ઘોડાનો ઘણો ભાગ જે બીજા દેશોમાં લઈ જવામાં આવે છે તે આ પ્રાંત, જે બદખ્શાનની સરહદ ઉપર આવેલો છે ત્યાંથી અને ઑક્સસ નદીના નીચાણ પ્રદેશ તરફ આવેલા તુર્કસ્તાન દેશમાંથી રવાના થાય છે (પૃષ્ટ ૨૯૬) જે દેશમાં જમીન સખ્ત કે પથરવાળી હોતી નથી ત્યાં ઘોડાને નાળ જડવાની જરૂર રહેતી નથી. સુમાત્રા અને જાવામાં ઘોડાને નાળબિલકુલ જડતા નથી, માત્ર જ્યાં પથ્થરની ફરસબંધી કરેલા રસ્તા હોય છે ત્યાં તેટલાજ ખાસ વપરાના ઘોડાને જડવામાં આવે છે.

આ જાતના તમામ ઘોડા રાજાના કાકાના કબજામાં હતા. તેની રાજાએ માગણી કરી તે ન સ્વીકારવાથી તે કાકાને મારી નાંખવામાં આવ્યો. આથી ગુસ્સે થઈ તેની વિધવાએ આ તમામ ઘોડા મારી નાંખ્યા. અને આ પ્રમાણે આ ઓલાદ દુનિયામાંથી નાબુદ થઈ. પહાડોમાં સકરાબાજ થાય છે. જે ઘણા ચપળ અને ઉડવામાં મજબુત હોય છે. તેમજ શાહાબાજ તેમજ ચીડીઆ બાજની ઉત્પત્તિ પણ થાય છે. આ દેશના લોકો પણ તેમજ પક્ષીનો શિકાર કરવામાં ઘણા ચપળ છે. અહીં [1]ઓલવાઈનું તેલ વપરાતું નથી. પણ બીજાં કેટલાંક તેલ વાળાં બીજ અને તલમાંથી કાઢવામાં આવે છે. આ તેલ સર્વ કરતાં સારૂ છે. અને બીજાં કરતાં સ્વાદ પણ વધારે સારો હોય છે. તાર્તરી લોકો અને આ ભાગના બીજા વતનીઓ આ તેલ વાપરે છે. આ રાજ્યમાં પર્વત વચ્ચેના રસ્તાઓ ઘણા સાંકડા છે. અને રહેઠાણો ઘણા મજબુત છે. તેથી કરી વૈરી સત્તા ચઢી આવવાનો ભય ઘણો થોડો રહે છે. અહીંના પુરૂષો તીર વાપરવામાં અને ઘોડે સ્વારી કરવામાં ઘણા ચપળ હોય છે. પોશાકમાં તેઓ ઘણું કરી જંગલી જાનવરોનાં ચામડાં પહેરે છે. બીજા પોશાક બનાવવાનાં સાધન ત્યાં મળતાં નથી. પહાડોમાં અસંખ્ય ઘેટાંને વાસ્તે ચારો પુષ્કળ મળે છે. આ ઘેટાં ચારસેં પાંચસેં છસેં છસેંના ટોળાબંધ રખડતાં ફરે છે. અને જો તેમાંથી અનેક મારી નાંખવામાં આવે છે. છતાં ઓછાં થતાં નથી. આ પહાડો એટલા બધા ઉંચા છે કે તળાટીથી શિખર ઉપર જતાં સવારથી તે સાંજ સુધી માણસને ચાલવું પડે છે. આ પહાડોની વચ્ચે ઘાસથી અને વૃક્ષોથી છવાયલાં વિસ્તીર્ણ મેદાનો છે. અને ખડકોની ફાટોમાં થઈને પાણીનાં ઝરણ પડતાં રહે છે. આ ઝરણમાં "ટ્રાઉટ" અને બીજી ઘણીક નાજુક જાતની માછલીઓ થાય છે. પહાડોની શિખર ઉપર હવા એટલી સ્વચ્છ અને તનદુરસ્ત છે કે જે લોકો શેહેરોમાં અને પહાડોની ખાણોના મેદાનો ઉપર વસે છે. તેમને જ્યારે તાવ અથવા બીજી કોઈ બિમારી આવે છે. ત્યારે તેઓ તુરત પહાડો ઉપર ચઢી જાય છે અને ત્યાં ત્રણ

---

[1] હિંદુસ્તાનમાં તેલ તલના દાણામાંથી કહાડે છે. આ તેલ જે બીજમાંથી કહાડવામાં આવે છે તે બીજની ઉત્પત્તિ ઇરાનના ઉત્તર ભાગમાંછે.

ચાર દિવસ[૭] રહે છે કે તેમની તનદુરસ્તી સુધરી જાય છે. હવાની આ સરસાઈ વિષે માર્કોપોલો પોતાની જાતનીજ અનુભવની ખાત્રી આપે છે. કારણ કે જ્યારે આ દેશમાં તે હતો ત્યારે લગભગ એક વરસ સુધી માંદો રહ્યો હતો અને તેને પહાડ ઉપર હવા ફેરને વાસ્તે જવાની સલાહ આપવામાં આવી હતી. જે પ્રમાણે કરતાંજ તેની તનદુરસ્તી સારી થઈહતી ત્યાંની ઉંચી પક્તિની સ્ત્રીઓનો પોષાક ખાસ જુદોજ છે. આપણા ઘાઘરા જેવા ઘાઘરા પહેરે છે. પરંતુ તેમાં સુતરાઉ કપડુ સો, એંશી અને સાઠ હાથ સુધી સમાવી દે છે. વળી તેને ઘણી બારીક ચેણ રાખવામાં આવે છે. જેથી તેમના નિતંબની પ્રૌઢી જણાય છે. આ દેશમાં જે સ્ત્રીઓના નિતંબ જેમ મોટા હોય છે. તેમ તે ખુબસુરત ગણાય છે.

---

## પ્રકરણ ૨૭ મું.

### બાલાશાનની દક્ષિણે આવેલો બાશીઆ પ્રાન્ત—ત્યાંના લોકો કાનમાં સોનાનાં ઘરેણાં પેહેરે છે તે તથા તેમની રીતભાત વિષે.

બાલાશાન છોડીને દક્ષિણ તરફ જતાં દશ દિવસની મુસાફરી કર્યા પછી બાશીઆ[૧] પ્રાન્તમાં તમે જઈ પહોંચશો. અહીંના લોકોની ખાસ પોતાની

---

૭ અહીં જે આપણા ગ્રંથ કર્તાએ મુકામ કરવા વિષે લખ્યું છે તે પ્રથમ પ્રકરણના પાછલા ભાગમાં બતાવ્યા પ્રમાણે કુબ્લાખાને એને ખુરાસાન અથવા ખ્વારા ઝમીઆ તરફ કામગરીએ મોકલ્યો હતો તે તે વખતે કરેલા મુકામનો ઇસારો કર્યો છે.

૮ બલુચી સ્ત્રીઓના પોશાક વિષે વર્ણન કરતાં પોર્ટિંજર કહે છે કે "તેમના સુરવાળ અત્યંત પહોળા હોય છે, તે રેશમના અથવા ગભ સુતરાઉ કાપડના બનાવે છે.

૧ બદખ્શાનથી દક્ષિણ, અને વધારે સ્પષ્ટતાથી કહીએ તો અગ્નિ કોણમાં આ જગા આવેલી છે તથા આશરે બસેં માઇલને અંતરે છે. તેથી તથા આસપાસની બીજી બાબતોથી એમ અનુમાન થઈ શકે છે કે બાશીઆ

ભાષા છે. તેઓ મૂર્તિ પૂજા પાળે છે. તેમનો રંગ કાળો છે અને તેઓ સ્વભાવમાં દુષ્ટ છે. તે જાદુમાં ઘણા હોશીઆર છે તથા આસુરી દેવોની ઉપાસના કરવામાં તથા તેમને બોલાવવાની ક્રિયામાં તેઓ નિરંતર અનુરક્ત રહે છે. મોતી તથા હીરાથી જડેલી સોના રૂપાની વાળીઓ તેઓ કાનમાં પહેરે છે.[૧] દેશના કેટલાક ભાગમાં હવા ઘણી જ ગરમ છે.[૩] ત્યાંના વતનીઓનો

---

તે સિંધુ નદીની શાખાઓના મુખ્ય સંગમથી થોડેક દુર આવેલું પેશાવર શહેર છે. તે શહેર ઘણું મોટું અને વસ્તી વાળું છે તથા તે સારા સ્થળે વસેલું હોવાથી વ્યાપારનું મથક તથા વ્યાપારીઓનું નિવાસ સ્થાન છે એમ ફોર્સ્ટર લખે છે. તે વળી લખે છે કે પેશાવર ઈ. સ. ૧૫૫૬ માં અકબરે તખ્ત ઉપર બેઠા પછી સ્થાપ્યું હતું; પરંતુ તે પ્રતાપી રાજાએ એ શહેરની સ્થિતિ સુધારી હશે અને તેથી નજીક સહજ દક્ષિણમાં અટક શહેર વસાવ્યું હશે તો પણ પેશાવર શહેર તેનાથી પણ અગાઉ હસ્તિમાં હશે એમ અકબરના રાજ્યના ઇતિહાસથી સાબીત થાય છે. આઇને અકબરીના પુસ્તક બીજામાં લખ્યું છે કે "બકરામ જેને સાધારણ રીતે લોકો પેશાવર કહે છે તેમાં નિરંતર વસંત ઋતુના જેવી હવા ચાલુ રહે છે; આ ઠેકાણે " ગોરખ ક્ષત્રો " નામે મોટું દેવલ છે જ્યાં ધર્મિષ્ટ લોકોની અને મુખ્યત્વે કરી પોગી લોકોની યાત્રા ભરાય છે " આ વર્ણન કાંઈ આધુનિક સ્થાપિત થએલા શહેરનું નથી; વળી જો પોતાના માલીકે (અકબરે) એ શહેર વસાવ્યું હોત તો અબુલ ફઝલ આવી સાદી રીતે તેની નોંધ લેત નહીં. અનુમાન એમ થાય છે કે ફોર્સ્ટરે જે અટક વારતે સાંભળ્યું હશે તે એ પેશાવરને માટે સમજ્યો હશે.

૨ આ ઠેકાણે જે લોકોનું વર્ણન લખ્યું છે તે ખાસ હિંદુસ્તાનના નહીં હોય તો પણ તેમની સાથે સંબંધ ધરાવતા હશે તે તો ખુલ્લું છે. "રહેવાનાં ઘર, ખોરાક અને આચાર વિચાર પુરુષોની લોકોને મળતા છે તથા પોશાક પણ હિંદુસ્તાનના લોકો અને અફગાનોના પોશાકના મિશ્ર રૂપનો હોઈ તેમને સહજ મળતો છે" ( એલ્ફીન્સ્ટન કૃત કાબૂલનો હેવાલ પૃષ્ટ ૩૫૫)

૩ ફોર્સ્ટર કહે છે કે "હિંદુસ્તાનના ઉત્તર વિભાગમાં હું જ્યાં જ્યાં ફર્યો ત્યાં સર્વના કરતાં પેશાવરમાં ગરમી ઘણી જ સખ્ત પડે છે. ઉત્તરાયણના સૂર્ય હોય છે ત્યારે વાતાવરણ એકદમ સળગી ઉઠે એવું ગરમ થઈ

ખોરાક ચોખા અને માંસ છે.[४]

---

## પ્રકરણ ૨૮ મું.

### બાશીઆથી અગ્નિ કોણમાં આવેલો કેસમરદેશ—જાદુમાં પ્રવીણ ત્યાંના લોકો—હિંદિ—મહાસાગરમાં તેમનો વ્યવહાર—એક જાતના જોગીઓ, તેમના આચાર વિચાર તથા તેમના વૈરાગ્ય—વિષે.

બાશીઆથી સાત દિવસ મુસાફરી કર્યા પછી [૧]કેસમરનો દેશ આવે

---

જાય છે. (ફોર્સ્ટરની મુસાફરી પુસ્તક ૨ પૃષ્ટ ૫૦) એલ્ફીન્સ્ટન કહે છે કે "પેશાવરની પૂર્વ દિશા સિવાય ત્રણે બાજૂએ ડુંગર આવેલા છે અને તે વચ્ચલા મેદાનમાં તે વસેલું હોવાથી હવા ઘેરાયલી રહે છે અને તેથી ગરમી ઘણી લાગે છે ઈ. સ. ૧૮૦૯ના ઉન્હાળામાં કર્ત્રીમ રીતે ઠંડા કરેલા તંબુમાં ગરમીનુ માપ ૧૧૨ અને ૧૧૩ હતું."

૪ ફોર્સ્ટર લખે છે કે "અહીંના બજારમાં ખોરાકની ચીજો ઘણી ઉત્તમ મળે છે અને તેમાં મુખ્યત્વે કરી લાબી પુછડીનાં બકરાંનું માંસ ઘણું સારૂં મળેછે."

૧ કેસમર એ બેશક કાશ્મીરને વાસ્તે જ લખ્યુ છે. પેશાવરથી કાશ્મીર બસેં માઈલથી ઓછું નથી અને રસ્તો પહાડી હોવાથી મુસાફરી સાત દિવસ કરતાં વધારે હોવી જોઇએ. આવી બાબતોમાં ચોકસાઈથી માપ આપવુંએ મુશ્કેલ છે. આ રમણીય દેશનું વધારે ખુલાસાવાર વર્ણન જેને વાંચવાની ખુસી હોય તેણે આઇનિ અકબરી, બર્નીર અને ફોર્સ્ટરની મુસાફરી, રેનલકૃત હિંદુસ્તાનના નકશાનો હેવાલ અને એલ્ફીન્સ્ટન કૃત કાબૂલનો હેવાલ વાંચવાની ભલામણ કરવામાં આવે છે. જે સમયમાં આપણો ગ્રંથ કર્ત્તા ગયો હતો અને જે સમયની વાત એ લખે છે તે સમયમાં વસ્તી મોટે ભાગે હિંદુની હતી. ઘણા પુરાતન સમયથી આ દેશ હિંદુ ધર્મ સસ્થા તથા સંસ્કૃત વિદ્યાનાં મુખ્ય સ્થાન તરીકે પ્રસિદ્ધ છે. ત્યાંની પ્રખ્યાત કારીગરીથી ઉશ્કેરાઈને મુસલમાનોએ હુમલો કર્યો હતો, પરતુ તે જંઘીઝખાન કે તેના વારસોના કબજામાં નહીં આવવાથી અને તે સ્વતંત્ર રાજ્ય છે એમ દર્શાવ્યુંછે.

છે. અહીંના લોકોની પણ પોતાની ખાસ [1]ભાષાછે. તે જાદુની ક્રિયામાં ઘણા કુશળ છે, તે એટલા સુધી કે તેમના દેવની કુદરતથી મુગી મૂર્તિઓને તેઓ બોલાવી શકેછે, દિવસે અંધારૂં પ્રવર્તાવે છે તથા બીજા ઘણા ચમત્કારો દર્શાવે છે. મૂર્તિ પૂજક પ્રજાઓમાં આ લોકો અગ્રેસર છે અને બીજા ભાગોમાં પૂજાને વાસ્તે મૂર્તિઓ અહીંથી મોકલવામાં [3]આવેછે. આ દેશમાંથી હિંદીમહાસાગરમાં જવાનો સબંધ હોય તે તરફ તેમનો સમુદ્ર [4]વ્યવહાર ચાલેછે. ત્યાંના મુળ વતનીઓ જરા શ્યામ વર્ણના હોયછે પરંતુ તદ્દન કાળા નથી; ત્યાંની સ્ત્રીઓનો વર્ણ શ્યામ છે. તથાપિ ઘણી સુંદર છે. ખોરાકમાં તેઓ ભાત અથવા બીજા અનાજ સાથે માંસ રાંધીને [5]ખાયછે.

---

૨ ફોર્સ્ટર કહે છે કે "આ લોકોની ભાષા સસ્કૃત જન્ય છે અને ઉચ્ચારમાં મરાઠા લોકોને મળતા છે" (પૃષ્ટ ૨૨) વળી એલ્ફીન્સ્ટન કહે છે કે "કાશ્મીર લોકો હિંદુ જાતિની એક ખાસ જુદી જ પ્રજા છે અને તેમની રીત ભાત તેમના પાડોશીઓથી જુદી પડે છે.

૩ આઈન અકબરી પુસ્તક બીજામાંથી લખ્યું છે તેને આ લખાણ બરાબર મળતું આવે છે. ત્યાં લખ્યું છે કે હિંદુઓ આખા કાસ્મીરની ભૂમિ પવિત્ર ગણે છે અને ત્યાં મહાદેવના પીસતાળીસ, વિષ્ણુનાં ચોસઠ, બ્રહ્માનાં ત્રણ અને દુર્ગાનાં બાવી સંસ્થાન છે" આ ઉપરથી આ દેશમાંથી બીજા દેશમાં દેવની પાષાણ કે તાંબાની મૂર્તિઓ મોકલવામાં આવતી હશે એ ધારવું અયોગ્ય નથી. સાધારણ રીતે પોતાના દેશમાં બનેલી મૂર્તિઓ કરતાં બીજે દેશથી આણેલી મૂર્તિઓનો મહિમા વધારે ગણાય છે.

૪ આઈન અકબરીમાં લખ્યું છે કે આ દેશનો વ્યાપાર ઘણે ભાગે જળ માર્ગે ચાલે છે. કાસ્મીર દેશની ખીણમાં થઈને ઝલમ અથવા બીદૂત નદી વહે છે અને તેમાં પાણી નાવ ચાલી શકે તેટલું રહે છે. આ નદીમાં મુલતાનની નજીક ચીનાબ અને રાવી નદીઓ આવી મળે છે ત્યાથી આગળ જઈ તે સિંધુ નદીને મળે છે પરંતુ કાસ્મીરમા તે નદી ઘટપહાડોમાં થઈ વહી જાય છે તેથી નૌકાગમન ઘણે ઠેકાણે અટકાવ પામતું હશે એમ ધારી શકાય.

૫ કાસ્મીરની વસ્તી હિંદુની હોય તો માંસાહાર વિષે અત્રે લખ્યું છે તેની શંકા ઉત્પન્ન કોઈ વાંચનારને થાય. પરંતુ હિંદુઓની ધર્મ ક્રિયાઓમાં

તેઓ સાધારણ રીતે કરકસરીઆ સ્વભાવના છે. અહીંની હવા બહુ ગરમ નહોતાં સમશીતોષ્ણ [1]રહેછે. આ દેશમાં રાજ્યધાનીના નગર શિવાય બીજાં ઘણાં નગર અને મજબૂત જગાઓ છે. વળી એ દેશમાં જંગલો,—રણ, તથા પર્વતગામી સાંકડા રસ્તાઓ છે જેથી ત્યાંના વતનીઓનું બાહરના હિલાથી રક્ષણ [2]થાયછે. ત્યાંનો રાજા કોઈ બીજી સત્તાનો ખંડીઓ રાજા નથી. તે લોકોમાં એક પ્રકારના સાધુઓ હોયછે. આ [3]સાધુઓ મડજ

---

માંસની સખત મનાઈ કરી નથી તે જાણી તુ જ છે તેમાં કાશ્મીરી લોકો ઘણા આનંદી અને વિષયાસકત સ્વભાવના હોવાથી તેઓ વેદની આજ્ઞાઓ બરાબર પાળે નહીં તે ધાર્યું અનુચિત નથી.

૬ આ દેશની હવાને માટે સર્વત્ર વખાણ જ થયાં છે. હિંદુસ્તાનના મોગલ પાદશાહો ઉન્હાળામાં અહીં આવી રહેતા હતા. આઈન અકબરીના બીજા પુસ્તકમાં લખ્યું છે કે આ સુબા (પ્રાંત)નો તમામ પ્રદેશ નિરંતર વસંત ઋતુમાં ખીલેલો કોઈ બાગ હોય તેવો દેખાય છે.

૭ કાસ્મીરની ખીણ હિમાલયના હૃદયમાં આવેલી છે અને તે ચારે તરફ અત્યંત ઉચ્ચા પર્વતોથી વીંટલાયલી છે તેથી લશ્કરને પસાર કરતાં ઘણીજ મુશ્કેલી પડે છે. પરતુ ત્યાંના વતનીઓ યુદ્ધોત્સાહી નહીં હોવાથી તેમના ઉપર ઘણીવાર હુમલા થયા છે. અબુલફઝલ કહે છે કે 'કુદરતે જે કિલ્લા આ દેશને બક્ષીશ કર્યા છે તે આશ્ચર્ય કારક ઉચા છે.'

૮ આ સાધુઓ આવા અને સિયામના તાલા પુંઈન અને તિબેટના જીલોંગ સાધુઓને મળતા આવે છે આ લોકો મંડળ બધ એક ગુરૂની સત્તામાં રહે છે. આ ગુરૂને આવા અને સિયામમાં શંકર કહે છે. અને તિબેટમાં લામા કહે છે. તેઓ બુદ્ધ ધર્મના છે. બૌદ્ધ સાધુઓ આસપાસના બીજા દેશોની પેઠે કાસ્મીરમાંથી નાબૂદ થયા હતા, પરંતુ અબુલફઝલ, જેણે આઈન અકબરી ઈ. સ. ના સોળમા સૈકામાં લખી છે તે પોતાના સમયમાં બૌદ્ધ ધર્મનાં ચિન્હ કંઈક એ દેશમાં રહ્યાં હતાં એમ બતાવે છે એ લખે છે કે "જ્યારે હું ત્રીજી વખત પાદશાહ સાથે કાસ્મીરના રમણીય પ્રદેશમાં ગયો હતો તે વખતે આ ધર્મના કેટલાક વૃદ્ધ પુરુષો મને મળ્યા હતા." વળી બીજે ઠેકાણે તે કહે છે કે "આ દેશમાં ઘણાજ માનને પુરુષો જોઈએ તો

બધ એકઠા રહેછે અને જે દેવની તે પૂજા કરેછે તે નારાજ થાય નહીં માટે ખાવા પીવામા ઘણી પરહેજી પાળેછે, સ્ત્રીગમન તેઓ કરતા નથી, ટુંકામા વિષયને ઉત્તેજન આપનાર કોઈ પણ વ્યવહાર તેઓ કરતા નથી. આ સાધુ લોકો આયુષ ઘણુ લાબુ ભોગવે છે તેમના તાબામા ઘણા મઠ હોયછે, તેમા એક જાણુ ઉપરી હોય ખ્રીસ્તીઓમા જે કામ એ બટ કરેછે તે કામ તેઓ બજાવે છે અને લોગ તેમના ઉપર ઘણી શ્રદ્ધા રાખેછે આ દેશના વતનીઓ કોઈ પ્રાણીની હિસા કરતા નથી તથા કોઈ પ્રાણીનો રૂ-ધિર સ્રાવ કરતા નથી; પરતુ જ્યારે તેમને માસ ખાવુ હોય છે ત્યારે પ્રા-ણીનો વધ મુસલમાનને જ કરવો પડેછે[૯] આ દેશમા મુસલમાનો પણ વસેછે યુરોપમાથી આ દેશમા પરવાળા લઈ જવામા આવેછે તે દુનીઆના સર્વ ભાગો કરતા અહીં સારી કિમ્મતે ખપેછે.

જો એની એ દિશામા મારે પ્રવાસ કરવાનો હોત તો અહીંથી હુ હિ-દુસ્તાનમા પ્રવેશ કરત, પરતુ હિંદુસ્તાન દેશનુ વર્ણન આ પુસ્તકના ત્રીજા વિભાગમા આપવુ મે ઠીક ધાર્યુ છે તેથી બાલાશાન પાછા ફરી કેથે જ-વાનો સીધો રસ્તો ગ્રહણ કરી તેનું વર્ણન આ ગ્રથની શરૂઆતથી જે પ-દ્ધતિથી કરતો આવ્યો છું તે રીતે કરીશ અને રસ્તામા આવતા દેશોનું વ-

---

ર્ણવીએ છે, આ લોકો પુરાણની વાતોને માનતા નથી અને બેશક ઈશ્વરના સાચા પૂજકો છે, તેઓ બીજા પથની નિદા કરતા નથી, કોઈની પાસે કઈ માગતા નથી, પ્રવાસીઓને છાયા મળે તે હેતુથી પરોપકાર બુદ્ધિએ રસ્તા ઉપર તેઓ વૃક્ષ ઉછેરે છે, અને સ્રી ગમન તેઓ કરતા નથી કાશ્મીરમા આ પથના સાધુઓ લગભગ બે હજાર છે" (આઈન અકબરી પુસ્તક બીજુ)

૯ અબુલફઝલ કાશ્મીરના બુદ્ધ ધર્મી સાધુઓ વિષે કહેતા કહે છે કે "આ લોકો જો કે પ્રાણીની હિસા પોતે કરતા નથી તથાપિ ખોરાક તરીકે જે-વો તેમને આપવામા આવે તેવો ખાય છે જે પ્રાણી તેની મેળે મરી જાય છે તેને પરમેશ્વરે મારી નાખ્યુ છે એમ ગણી તેનુ માસ તે ખાય છે." (આઈન અકબરી પુસ્તક બીજુ) હિદુઓમા ઘણી નાતોમા માસ ખાવાને પરવાનગી છે જો કે તેમને પ્રાણીનો ઘાત જાતે કરવાની મનાઈ છે

ર્ણન કરીશ એટલુંજ નહીં પણ તે સાથે ડાબી તથા જમણી બાજૂએ આવેલા પડોશના દેશોનું પણ વર્ણન કરીશ.[૧૦]

—:o:—

## પ્રકરણ ૨૯ મું.

### વોખાનનો દેશ—એક ઉંચા પહાડ ઉપર ત્રણ દિવસનો ચઢવાનો રસ્તો—ત્યાં ઉત્પન્ન થતાં વિચિત્ર જાતનાં ઘેટાં—ઘણી ઉંચાઇને લીધે અગ્નિ ઉપર થતી અસર—ત્યાંના વતનીઓની જંગલી સ્થિતિ—

બાલાશાન દેશ મુકયા પછી પૂર્વ અને ઈશાન કોણતરફ પ્રવાસ કરતાં નદી ઉપર વસેલા ઘણા કિલ્લા અને ઘણાં ગામોમાં થઈ રસ્તો જાયછે. આ કિલ્લા તથા ગામો ત્યાંના રાજાના ભાઇને તાબે છે. આ પ્રમાણે ત્રણ દિવસ પ્રવાસ કર્યા પછી આપણે વોખાનદેશમાં પ્રવાસ કરીએ છીએ. એકથી બીજી તરફ જતાં ત્રણ દિવસ લાગે એટલો આ દેશ લાંબો તથા પહોળો છે.[૧]

---

૧૦ આપણા ગ્રંથ કર્તાએ દેશોનું વર્ણન આપવામાં ક્રમ બાંધ્યો છે. તે વાસ્તવિક અને ચાતુર્ય પ્રેરિત છે, તથાપિ દિલગીરી એટલી છે કે કયા દેશો એણે નજરે જોયા અને કયા દેશોનું વર્ણન એણે સાંભળીને લખ્યું તે એણે સ્પષ્ટ કર્યું નથી. મારા મનનું વળણ એવું થાય છે કે એ પંજાબમાં આવ્યો નહીં હોય; અને પેશાવર સબંધી જે એણે લખ્યું છે તે બદખ્શાનમાં પોતાના લાંબા નિવાસ સમયે ત્યાં આવી રહેલા વેપારીઓ તરફથી મળેલી ખબરોને આધારે હશે.

૧ વોખાન જે ખીણમાં આવેલું છે તે ખીણ વિષે ઇદ્રીસી અને આપણો ગ્રંથ કર્તા લખે છે તે લેફ્ટેનંટ મેકાર્ટનેના કાબૂલના હેવાલ સાથે આપેલા નકશાની સમજૂતીમાં બતાવ્યું છે તેને મળતું આવેછે. ત્યાં લખ્યું છે કે "આમુ અથવા ઓક્સસ નદીનું મૂળ પામીરના ઉચ્ચ પ્રદેશમાં છે. તે ખસેં ત્રણસે વાર પહોળી ખીણમાંથી નીકળે છે. આ ખીણ વોખાનના પ્રદેશમાં છે અને પામીરની ઠેક દક્ષિણ સરહદ ઉપર છે. આ ખીણની દક્ષિણ પુર્વ અને પશ્ચિમ ત્રણ તરફ બરફથી છવાયલા પુશ્તી ખર નામના પહાડો આવેલા છે. નદી બરફની તળેથી નીકળતી દેખાય છે." (પરિશિષ્ટ પૃષ્ટ

અહીંના લોકો મુસલમાન છે, તેમની ભાષા ખાસ પોતાની છે તે રીતમા તમા સુધરેલા તથા સગ્રામમા શરા ગણાય છે તેમનો રાજા બાલાશાનના રાજા તરફથી મળેની જાગીર ભોગવે છે જગલી પ્રાણીઓને પકડવાને તેઓ અનેક યુક્તિઓ કરે છે

આ દેશ છોડી પૂર્વ અને ઈશાન કોણની વચ્ચે પ્રવાસ ચાલૂ રાખતા તથા પહાડ ઉપર પહાડ ચઢતા ત્રણ દિવસને અતે આપણે એક ઊંચા શિખર ઉપર આવી પહોચીએ છીએ અહીં આપણને એમ લાગે છે કે આ-મપાસના શિખરોની જગત્મા ઊંચામા ઊંચી જમીન છે અહીં બે પહાડની હાર વચ્ચે એક મહા સરોવર આવેલુ છે આ સરોવરમાથી એક નદી વહે છે, જે લીનોતરીથી તર એક વિસ્તીર્ણ મેદાનમા થઇ વહી જાય છે તેજ પ્રમાણે આ જગોની હવાનો ગુણ પણ એવો છે કે દુબળામાં દુબળું પ્રાણી અહીં આણ્યુ હોય તો દસ દિવસમા પુષ્ટ થઈ જાયછે ઉપર કહેના મેદા નમા જગલી પ્રાણીઓ પુષ્કળ થાય છે મુખ્યત્વે કરી ઘેટાની એક જાતિ થાય છે આ ઘેટા મોટા કદના હોય છેતથા તેમને ત્રણ,ચાર અને છ વેંત લાબા શિગડા હોય છે આ શિંગડાને ભરવાડ લોકો ખાવાની વસ્તુ ભરી મૂકવાના વાસણ તરીકે ઉપયોગમા લે છે વળી પોતાના ઢોરનો વરૂના હુમ લાથી બચાવ કરવાના હેતુથી ભરવાડ લોકો આ શિગડાની વાડ કરે છે લોકો કહે છે કે અહીં વરૂનો ઉપદ્રવ બહુ છે અને આ વરૂ જગલી ઘેટાને બહુ મારી નાખેછે આ દેશમા રસ્તો જ્યારે બરફથી છવાઈ જાય છે ત્યારે પ્રવાસીને રસ્તાની સૂચના માટે રસ્તાની બાજૂએ આ ઘેટાના શિંગડાના તથા હાડકાના ઢગલા કરી મૂકવામા આવે છે અહીંથી રસ્તો બાર દિવસ સુ-ધી [૩]પાંમીર નામના મેદાન ઉપર થઇ જાય છે અને રસ્તામા કોઈ વસતી

---

૬૪૬) આપણા પ્રવાસીએ જે લખ્યુ છે તેના ખરાપણાની સારી ખાત્રી આપે છે

આ ઘેટા વિષે એલ્ફીન્સ્ટને કાબૂલના હેવાલને પાને ૧૪૪ મે લખ્યુ છે કે "દેશના પહાડી ભાગમા આ ઘેટા બહુ થાયછે અને સપાટ પ્રદેશમા પણ કંઈ ઓછા થતા નથી આમાની કેટલીક જાતિને ઘણાજ લાબા અને વળદાર શીંગડા હોય છે

૩ ઇરાન અને તે પાસેના દેશોના તમામ નકશામા પામીરનો

આવતી નથી માટે નિકળતી વખતે ખોરાક ખરચી રાખી લેવી પડે છે. આ પહાડો એટલા બધા ઉંચા છે કે તેના શિખર આગળ કોઈ પક્ષી ઉડતું નજરે પડતું નથી. વળી આપણને આશ્ચર્યકારક લાગે છે તથાપિ એ નિશ્ચિત વાત છે કે અહીં હવા ઘણી પાતળી થએલી હોવાને લીધે અગ્નિ સળગાવીએ છીએ ત્યારે જેટલી તળાટીના ભાગમા તેની ગરમી લાગે છે તેટલી અહીં લાગતી નથી અને તેટલી અસર આગ્ન રાંધવામાં પણ કરી શકતો નથી.

આ બાર દિવસની મુસાફરી કર્યા પછી પણ એની એજ દિશામાં મુસાફરી જારી રાખવી પડે છે રસ્તો એક ઉપર એક આવતા પહાડો ઉપર થઈને તથા વિશાળ વેરાનમાં થઈને તથા નદીઓ અને ખીણોમાં થઈને જાય છે અને વચ્ચે વસતીનું કે લીલોતરીનું તો નામ પણ જણાતું નથી તેથી આખી મુંસાફરામાં જરૂરી ચીજો સાથેજ રાખી લેવી પડે છે આ દેશનું નામ બેલોરો છે. [1]આટલા બધા ઊંચા પહાડોમાં પણ જંગલી મનુષ્યો રહેછે. તે જંગલનાં પ્રાણીઓ મારી તેમના ખોરાકથી પોતાનું પોષણ કરે છે અને ચામડાનાં લુગડાં પેહેરે છે.

---

ઉચ્ચ પ્રદેશ આપણા જોવામા આવે છે. મેકડોનાલ્ડ કીનીઅરના નકશામાં આપણા ગ્રંથકારે વર્ણન કર્યું છે તેવી જગા આગળ એને નિર્દિષ્ટ કર્યો છે

[1] પહાડી પ્રદેશ જેને પૂર્વ તરફના ભૂગોળ વેત્તાઓ લૂર અથવા બેલોર કહે છે તે, સ્ટ્રેલ્હેનબર્ગના નકશામાં નિર્દિષ્ટ છે. આ નકશા ઉપરથીજ ડાનવીલે પોતાના નકશામાં નિર્દિષ્ટ કર્યો છે. પરંતુ પામીર અને બદખ્શાનના નકશા સંબંધમાં આપણા ગ્રંથ કર્તાએ જે નિર્દેશ કરયો છે તેને મળતુ કીનીઅર મેકાર્ટનેના નકશામાં સ્થાન બતાવ્યું છે. આ દેશના સ્વરૂપ વિષે આપણા ગ્રંથ કર્તાનું લખવું એલ્ફીન્સ્ટન લખેછે તેનાથી સહજ જુદું પડેછે ને લખે છે કે "હિન્દુકુશ આ દેશમાં પડતી ટાઢ અને ઉચ્ચ પ્રદેશની ઉજ્જડતાનું ભયંકર સ્વરૂપ વર્ણન કરે છે. આ ઉચ્ચ પ્રદેશ યારકંદ અને લદ્દુ (લાડક) વચ્ચેના ઉંચામાં ઉંચા ભાગમાં ત્રણ મજલ લાગે એટલો લાંબો છે. (નોટ પૃષ્ઠ ૧૧૩.)

## પ્રકરણ ૩૦ મું.

### કાશગર શહેર અને ત્યાંના લોકોનો વ્યાપાર.

છેવટ આપણે કાશગર નામની જગાએ જઈ પહોંચીએ છીએ. એવું કહેવાયછે કે પ્રથમ એ એક સ્વતંત્ર રાજ્ય હતું, પણ હાલમાં તે કુબ્લાખાનને તાબે છે.[1] ત્યાંના લોકો મુસલમાની ધર્મના છે. આ દેશ વિશાળ છે અને તેમાં ઘણાં શહેર અને કિલ્લા છે, જેમાં કાશગર શહેર સર્વથી મોટું અને અગત્ય ધરાવનારૂં છે.[2] અહીંના લોકોની ખાસ પોતાની ભાષા છે તેઓ વ્યાપાર ઉપર અને મુખ્યત્વે કરી સુતરાઉ કારીગરી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. આ લોકો સુંદર બાગો, વાડીઓ, અને દ્રાક્ષના મંડપો ઉછેરેછે. અહીં કપાસ તથા સણ પુષ્કળ પાકે છે. અહીંના વેપારી દુનીઆના ઘણા ઘણા દેશો તરફ જાય છે; પરંતુ સાચુ કહીએ તો તેઓ ઘણા લોભી અને દંભી સ્વભાવના છે.[3] ખાધે પીધે તેઓ કંગાલીથી રહે છે. મુસલમાન સિ-

---

૧ કાશગર શહેર હિંદુસ્તાન, તાતાર અને ચીન વચ્ચે ચાલતા વ્યાપારનું મુખ્ય મથક છે. યુરોપીઅન લોકો તુર્કસ્તાનના જે ભાગને લેસર બુખારીઆ કહેછે તે ભાગમાં વસેલુ છે કાશગરના રાજ્યની રાજધાનીનું નગર તે પ્રથમ હતું. જંગીઝખાને એના ઉપર પણ ચઢાઈ કરી હતી. જ્યારે અધિરાજ્યના વિભાગ થયા ત્યારે તે તેના પુત્ર જગતાઇના ભાગમાં આવ્યું હતું. આપણા પ્રવાસીના સમય પછી આશરે એકે સૈકા બાદ તેને તૈમૂરલંગે જીતી લીધું હતું. પછી ઈ સ ૧૬૮૩માં કોન્તાઇ લોકોએ અથવા -કાલમક લોકોના ખાને જીતી લીધું. આખરે પૂર્વ બુખારીઆનો ભાગ તેમની પાસેથી ચીના લોકોએ ઈ. સ. ૧૭૫૮ માં જીતી લીધો

૨ મેકડોનાલ્ડ કીનીઅર લખેછે કે "સારા ફળદ્રુપ સપાટ પ્રદેશમાં એ વસેલું છે. તેની નજીકમાં એક નદી વહેછે પરંતુ તેમાં નૌકાગમન થઈ શકે તેવી નથી. વળી તે તીરૂકદુઆન નામના પહાડોની હારની દક્ષિણ સીમા ઉપર છે.

૩ એશિયાના મધ્ય ભાગમાં આવેલા બુખારીઆના લોકો તેમની વ્યાપારની રીતભાત તથા કરકસરીઆ પ્રકૃતિમાં હિંદુસ્તાનના ઘણા ભાગોમાં

વાય નેસ્ટોરીઅન ક્રીસ્તીઓ પણ અહીં છે તેમને પોતાના કાયદા અને રીત રિવાજ પાળવાની તથા પોતાના ધર્મનાં દેવળો બાંધવાની પરવાનગી મળી છે આ દેશનો વિસ્તાર પાચ દિવસની મુસાફરી જેટલો છે

---

## પ્રકરણ ૩૧ મુ.

### સમરકદ શહેર તથા ત્યાં સેઈન્ટ જહૉન ધિ બાપટિસ્ટના દેવળના ચમત્કારી સ્તંભ વિષે.

સમરકદ એક ભવ્ય શહેર છે તે રમણીય વાડીઓથી શણુગારાયલું છે અને તેની આસપાસ સુંદર સપાટ પ્રદેશ છે જેમા મનુષ્યની જે ઈચ્છા થાય તે સર્વ ફળ પાકે છે ત્યાંના વતનીઓ મુસલમાન તથા ક્રીસ્તી લોકો છે આ લોકો કુબ્લાખાનના ભત્રીજાને તાબે છે આ ભત્રીજાને કુ

---

ફગના આરમીનીઅન લોકોને મળતા આવેછે વળી ફ્રોરસ્ટર પોતાની મુસાફરીના ગ્રથમા કહેછે કે 'આ લોકો ઉદ્યાગી ખુશામતીઆ તથા અપ્રમાણિક છે તેઓ અનેક તરેહના વ્યાપાર ખતથી કરેછે અને પોતાનું દ્રવ્ય વધે તેમ તેમનુ સુખ વધ્યુ એમ તેઓ માને છે' પુસ્તક ૨ પૃષ્ટ ૨૧૭)

૧ અને વર્ણન આપવામા આપણા ગ્રથકારે પોતાનુ કતાયા તરફના રસ્તાનુ વર્ણન કરવુ બાજૂ ઉપર રાખી એને જ્યાં હોદ્દાસર કોઈ વાર જવુ પડ્યું હશે તે નહાના બુખારીઆનુ તથા સમરકદનું વર્ણન આપે છે તે આ શહેરની અગત્ય લક્ષમા રાખી આપે છે તે ઉઘાડુજ છે આ પ્રખ્યાત શહેર પ્રથમ આરાનીઓ પાસેથી ખલીફ વલીદે ઈ સ ૭૦૪મા જીતી લીધું હતુ ત્યાર પછી ખ્વારીઝમના સુલતાન પાસેથી જગીઝખાને ઈ સ ૧૨૨૦ મા લઈ લીધુ તથા તેને લૂટાવી દઈ ત્યાંની ઈમારતોનો ઘણો ભાગ નષ્ટ કરાવ્યો હતો આ પછી આપણા પ્રવાસીના સમય સુધીમાં જે પચાસ આઠ વર્ષનો વખત મળ્યો તેમા તે પાછુ આબાદ થયું હશે ઈ સ ૧૩૭૦મા તૈમૂરલંગે તેની પુરાતન ભવ્યતામા અણ્યુ અને પોતાની વિશાળ રાજ્ય ધાની ત્યાંજ રાખી પરતુ ત્યાર પછી ઉઝબેકતાર્તરી લોકોના તાબામા ગયા સૈકાના અત સુધી રહ્યુ જે અરસામા તેની કેટલીક પડતી થઈ છે

ક્લાખાન સાથે બનતુ નથી એટલુજ નહીં પણ તે બન્ને વચ્ચે વારવાર લડાઈ થયા કરે છે[૨] આ શહેર વાવ્ય ખુણુ તરફ આવેલું છે અહીં એક ચમતકાર થયેલો કહેવાય છે તે નીચે પ્રમાણે —

થોડાક વખત ઉપર એવુ બન્યુ કે કુબ્લાખાનના સગા ભાઈ જગતાઇએ ખ્રીસ્તી ધર્મ અગીકાર કર્યો આથી ત્યાના ખ્રીસ્તી લોકો ઘણો હર્ષ પામ્યા અને તેની મહેરબાની તથા તેના આશ્રયનો લાભ લઈ તેમણે સેઇન્ટ જહૉન ધિ બાપટિસ્ટનું એક દેવળ બધાવ્યુ તે એવી રીતે બાધ્યુ હતુ કે આખુ છાપરૂ માત્ર એકજ સ્તંભને આધારે રહે અને આ સ્તભને તળીએ પાયા તરીકે એક પત્થર મુકેલો હતો આ પત્થર ખ્રીસ્તી થયેલા રાજાની પરવાનગી લઇને મુસલમાનોના દેવળમાથી આણ્યો હતો અને મુસલમાનો તેની ધાકથી કશુ કહી શકયા નહોતા પરતુ જગતાઇના મરણ પછી તેના પુત્રે ખ્રીસ્તી ધર્મની કઈ દરકાર બતાવી નહીં, અને મુસલમાનોને તેની વગ થઈ તેથી ખ્રીસ્તીઓએ મુસલમાનોના દેવળમાંથી લઈ લીધેલો પત્થર પાછો મળવા પરવાનગી મેળવી ખ્રીસ્તીઓએ તે પત્થરને બદને નાણું આપવા કહ્યું, પરતુ મુસલમાનોને એવી આશા હતી કે પત્થર ખમેડતા આખુ દેવળ તૂટી પડશે તેથી તેમણે નાણુ નહીં સ્વીકારતા પત્થરજ પાછો લેવાની માગણી કરી આ વખતે ખ્રીસ્તીઓને આખમા અશ્રુ સાથે સેઇન્ટ જહૉનની પ્રાર્થના કરી રક્ષણ માગ્યા સિવાય બીજો ઈલાજ સઝયો નહીં જ્યારે તે પત્થર પાછો આપવાનો દિવસ આવ્યો ત્યારે સેઇન્ટ જહૉનની પ્રેરણાથી સ્તભ એની મેળે પાયામાથી ત્રણ વ્હેંત ઉચો થયો જેથી પાથર કહાડી

---

૨ છેલ્લી જગો કાશગર છે તેથી એમ સમજવામા આવે કે સમરકદનો રસ્તો ત્યાથી આપણા પ્રવાસીએ લીધો છે, પરતુ ખરી દિશા વાવ્ય ખુણમા નહીં જતા નૈઋત્ય ખુણ અને દક્ષિણ દિશા વચ્ચે થઇને તેણે લીધી હશે માટે આપણે તે રસ્તો બદખ્શાન તરફજ ધારવો જોઇએ, કેમકે ત્યાથી કતાયા તરફ જવાનુ આપણો પ્રવાસી લખે છે તૈમૂરલગના પૌત્ર ઉલુગબેકના પ્રસિદ્ધ તુરીયક યત્ર પ્રમાણે માપ લેતા સમરકદ ૩૯–૩૭' ઉત્તર અક્ષાસ ઉપર છે, અને ગ્રેનવચના અનુમાન પ્રમાણે ગ્રીનીચના ૬૪–૧૫' પૂર્વ તથા કાશગરના ૭૬° પશ્ચિમ રેખાશ ઉપર છે ડાન્વીલે તેથી કાઇ લાક અશ પૂર્વમા આગળ મુક્યુ છે

લેતાં કશી હરકત થઈ નહીં. હજુ પણ કંઈ આધાર શિવાય તે સ્તંભ એ-મનો એમ અદ્ધરજ રહેલો છે [૩]

આ વિષે જોઇએ તેટલું કહેવામાં આવ્યું છે અને હવે આપણે આ શહેર છોડી કાશ્કન પ્રદેશ તરફ વળીએ.

---

## પ્રકરણ ૩૨ મું.

### કાશ્કન પ્રાંત તથા ત્યાંના લોકોને પગ સુજી જવાનો તથા ગલસુણાનો રોગ થાય છે તે વિષે.

ત્યાંથી નિકળ્યા પછી તમે કાશ્કનના પ્રાંતમાં પ્રવેશ કરોછો. આ પ્રાંત પસાર કરતાં પાંચ દિવસની [૧]મુસાફરી કરવી પડે તેટલો વિસ્તારમાં છે. ત્યાં-ના વતનીઓનો ઘણો ભાગ મુસલમાન છે તથા થોડાક લોકને સ્ટોરીઅન

---

૩. જે વડે આપણા પ્રવાસીના ગ્રંથને કંઈ કંઈ લાંછન લાગ્યું છે તેવી વાતોમાંની આ એક વાત છે. એ કહે છે તેમ જગતાઈ ઓક્તા-ઇનો ભાઈ હતો અને ઓક્તાઈ તેના બાપની ગાદીએ મોગલોના ખાન તરીકે બેઠો હતો તે વાત ખરી છે, પરંતુ તેણે ખ્રીસ્તી ધર્મ અંગીકાર કર્યો હોય તે બાબત કંઈ પ્રમાણ નથી. જો કે ખ્રીસ્તીઓને જંગીઝખાન અને તેના પછી ગાદીએ આવનારામાંના કેટલાકના સમયમાં સારી છૂટ મળી હતી અને તેના પૌત્ર તથા જગતાઈના ભત્રીજાને રૂબ્રુકવીસ અને હૈટોને ખ્રીસ્તી ધર્મના સંસ્કાર કર્યા હતા. માર્સડને જે પ્રતમાંથી ભાષાંતર કર્યુંછે તેમાં કહે છે કે આ બનાવ આ પુસ્તક લખાયું તે પહેલાં સવાસો વર્ષ ઉપર બન્યો હતો. હવે જગતાઈ ખ્રીસ્તી થયો હતો તે ઉપર પ્રમાણે કાળ ભિન્નતાને લીધે સંભવતુ નથી, કારણ કે જગતાઈ ઈ સ. ૧૨૨૭માં ગાદી ઉપર બેઠો અને ઈ. સ. ૧૨૪૦માં મરણ પામ્યો આ પ્રમાણે માર્કોપોલોએ પોતાનો પ્રવાસ લખ્યો તે સમય પહેલાં આશરે સીત્તેર વર્ષ વીત્યાં હોવાં જોઇએ; અને સવાસો વર્ષ પ્રમાણે તો જગતાઈના સમયની સાલ ઈ. સ. ૧૧૭૦ હોવી જોઇએ, જે વખતમાં તેનો પિતાજ માત્ર નવ વર્ષની વયનો હતો અને એનું કુળ જરા પણ પ્રસિદ્ધિમાં આવ્યું નહોતું તેથી રામુશીઓની નકલમાં વર્ષ લખતાં ચૂક થયેલી સંભવે છે

૧. આપણો મુસાફર સમરકંદ ગયો, તે જે સીધો રસ્તો લીધો હતો તે છોડીને આડે રસ્તે જવાથી પાછો અત્રે આપણને અંતર બુખારીયામાં

ખ્રીસ્તીઓ છે અને તે ખાનને તાબે છે. અનાજ તથા કપાસ પુષ્કળ પાકે છે, લોકો કારીગરીમાં ચપળ હુનરી છે. ત્યાંનું પાણી પીવામાં આવે છે તેથી ત્યાંના લોકોને પગ સૂજી જવાનો તથા ગલસૂણાનો રોગ થાય છે.[૨] આ પ્રાંતમાં કંઈ જાણવા જોવા જેવું વધારે કંઈ નથી.

---

આણે છે. જેને આપણો મુસાફર કારકન કહે છે તે જુદા જુદા દેશોના અશુદ્ધ ઉચ્ચારણ પ્રમાણે છે. પરંતુ તે હિંદુસ્તાનના લોકો જેને યારકંદ (ચીનાઈ તાતારનું શહેર) કહે છે તે છે.

આપણો ગ્રંથકર્તા લખે છે તે સમયે એ શહેર કાશગરના રાજ્યના તાબામાં હતું. કાશગર વિષે ગયા પ્રકરણમાં હકીકત આપી છે. લેફ્ટેનન્ટ મેકાર્ટને કાબુલના હેવાલમાં પૃષ્ઠ ૬૪૬ પરિશિષ્ટમા લખે છે કે "કાશમીરના ઈશાન કોણમાં પાંચ દિવસની મુસાફરી કર્યા પછી એક ઘણાજ ઉંચા ચઢાવ ઉપર રસ્તો જાય છે. આ ચઢાવ ત્રણ દિવસની મુસાફરી સુધીનો ઘણોજ મોટો છે, ત્યાર પછી જરા નીચો છે તે લાહ (લાડક) સુધી જાય છે. આ ચઢાવ ચઢતો ચઢતો દેહ જે ડુંગરથી તીબેટ અને યારકંદ જુદાં પડે છે તેની ટોચ સુધી જાય છે.

૨. પગ સૂજી જવાનો રોગ પૂર્વ તરફ ઘણો જાણીતો છે. આવા પગને સાધારણ રીતે લોકો (કોચીન પગ) કરીને કહે છે. આ રોગ વિષે કૅર્ડીનરે લખેલા "સીલોનના વર્ણન"ના પ્રથમ વિભાગને પાને ૧૮૨ મે વધારે સ્પષ્ટ વર્ણન આપ્યું છે. ગળું સૂજી જવાના કારણમાં એવુ બતાવવામાં આવે છે કે તે દોષ પાણીનો છે, અને વળી એમ પણ કહેવાય છે કે બરફનું પાણી થાય છે તે પીવાથી એ રોગ થાય છે

"મારા ધારવા પ્રમાણે ઉંચા પર્વતોની ખીણમાં જે ધુમસ ભરાઈ રહે છે તથા ઘણો દિવસ ચઢતા સુધી જે ત્યા ભરાઈ રહે છે તેથી એ રોગ થાય છે" (સુમાત્રાનો ઇતિહાસ પૃષ્ટ ૪૮). વળી આ બાબત ડાક્ટર રીચ્ચે લખેલો ઘણીજ બુદ્ધિવાળો વિષય જુવો જે ૧૮૦૩ ના ફીલા-ડેલફીઆટ્રાન્ઝેકશનના પુસ્તક ૧૮ ને પાને ૧૧૧ મા પ્રસિદ્ધ થયો છે.

## પ્રકરણ ૩૩ મું.

## કોતન ( ખુતન ) શહેર તથા ત્યાં જીંદગીને જરૂરીઆતી તમામ ચીજોની પેદાયશ વિષે.

ઈશાન કોણુ અને પૂર્વ દિશાની વચલો માર્ગ લેતાં આપણે કોતન[1] પ્રાંતમાં આવી પહોંચીએ છીએ. આ પ્રાંત પ્રવાસ કરતાં આઠ દિવસ લાગે એટલો લાંબો પહોળો છે. એ પ્રાંત કુબ્લાખાનના રાજ્યને તાબે છે. વસતી મુસલમાનોની છે. આ પ્રાંતમાં ઘણાં નામાંકિત શહેરો તથા ઘણી કિલ્લાબંદી જગાઓ છે, પરંતુ તેમાં મુખ્ય કોતન છે, જેના ઉપરથી આખા પ્રાંતનું નામ પડ્યું છે. મનુષ્ય જીવનને જરૂરી તમામ ચીજો અહીં પુષ્કળ થાય છે. કપાસ, સણુ, મુજ, અનાજ, દારૂ અને બીજા ઘણા પદાર્થ અહીં થાય છે. ત્યાંના વતનીઓ અનાજનાં ખેતરાં ખેડે છે, તથા દ્રાક્ષના માંડવા ઉછેરે છે. અહીં વાડીઓ પુષ્કળ ઉછેરે છે.[2] વ્યાપાર અને ઉદ્યોગથી ત્યાંના લોકો પોતાનું પોષણુ કરી શકે છે, પરંતુ તે સારા યુદ્ધ ઉત્સાહી નથી. હવે આપણે પેન પ્રાંત વિષે કહીએ.

---

૧ 'કોતન' નામ બેશક 'ખુતન' શહેર જેને ચીના લોકો 'યુતેન' અને 'હોતેન' કહે છે તેજ છે. તેમની ભાષામાં તાર્તરી ઉચ્ચારને કોમળ કરી નાંખવાની રીત ઘણીજ પરિચિત છે, આખા એશીયાખંડમાં કસ્તૂરી આ શહેર પૂરી પાડે છે. કસ્તૂરીને એશિઆના લોકો સુગંધમાં સર્વોત્તમ ગણે છે અને ફારસી કવિઓએ તો તેની બેહદ સ્તુતિ કરી છે. આ શિવાય આ શહેર વિષે બીજી હકીકતો ઘણી અપૂર્ણુ મળી છે. માલ્કમ કહે છે કે "ખુતન અગાઉ કંઈક અગત્ય ધરાવનાર શહેર હતું અને તેના હાકેમો વિષે ઘણે ઠેકાણે લખાણુ જોવામાં આવે છે ચીના લોકોએ ઈ. સ. ૧૭૫૭માં એ પ્રાંતમાંની કાશગર, યાર્કંડ, અને બીજી જગાઓ જીતી લીધી તે સાથે આ શહેરને પણુ જીતી લીધુ હતું અને હાલ પણુ ચીનના રાજ્યનેજ તાબે છે. તાતાર દેશનો એક સંભાવિત ગૃહસ્થ આશરે વીશ વર્ષ ઉપર ખુતન ગયો હતો તે આ શહેર, જો કે યાર્કંડથી ઉતરતી પંક્તિનું તથાપિ સારૂ ઉદ્યોગી છે અને ૧૪૦ માઈલ ઉપર આવેલું છે એવું જણાવે છે. આજ પ્રવાસીના કહેવા પ્રમાણે ખુતન શહેર હજૂ પણુ ત્યાંની કસ્તૂરીને માટે પકાય છે" (ઈરાનનો ઇતિહાસ—પુસ્તક ૧ પૃષ્ઠ ૩૨૪ની નોટ જૂવો.)

૨ ખુતનમાં દ્રાક્ષની પેદાયશ કરવામાં આવે છે એવું સ્પષ્ટ જણાયું આપણુને મળ્યું નથી, તથાપિ એ બાબત કંઈ શક રહેતો નથી, કારણકે એની પૂર્વમાં હુમી અથવા 'ખમીલ' અને ઉત્તરમાં કાશગરમાં અને ખુતન પ્રાંતમાં દ્રાક્ષને ઉછેરવાની વાત આપણા વાંચવામાં આવે છે

## પ્રકરણ ૩૪ મું.

### પેન પ્રાંત;—નદીમાંથી નીકળતા કેલસીડોની અને જાસ્પર નામના પાષાણ;—લગ્ન સંબંધી એક વિચિત્ર રિવાજ.

વાયવ્યકોણ અને પૂર્વ દિશા તરફનો રસ્તો જારી રાખતાં પેન નામના પ્રાંતમાં અવાયછે, જેનો વિસ્તાર પાંચ મજલ કરીએ તેટલો છે. તે કુબ્લાખાનના રાજ્યને તાબેછે. તેમાં ઘણાં શહેરો તથા કિલ્લા બાંધી જગાઓ છે, જેમાં મુખ્ય પ્રાંતને નામે નામનું પેન છે. આ પ્રાંતમાં થઈ એક નદી વહેછે; જેના તળીઆમાથી કેલસીડોની અને જાસ્પર નામના પાષાણ નીકળેછે. ખોરાકની તમામ ચીજ અહીં મળી શકેછે; દેશમાં કપાસનો પાક પણ થાયછે અને ત્યાના લોકો વ્યાપાર અને ઉદ્યોગથી પોષણ ચલાવેછે. તે લોકોમા એવો રિવાજ છે કે, જો કોઈ પરણેલો માણસ ઘર છોડી વીશ દિવસ ઉપરાંત બહાર ગામ જાય તો તેની સ્ત્રીને બીજો ધણી કરવાનો હક છે, અને આ નિયમને અનુસરી ત્યાના લોકો જ્યાં જાયછે ત્યાં લગ્ન કરેછે. આગળ કહી ગયા તે તમામ પ્રાંતો, એટલે કે, કાસ્ગર, હોતન, પેન અને

---

૧. આપણો ગ્રંથકર્તા આપણને ખુતન શહેરથી પૂર્વ તરફ આવેલી અને મહારણની પાસે આવેલી જગાઓ વિષે કહેછે. પરંતુ એણે આપેલી નોંધ ઘણીજ સ્વલ્પછે તેથી વધારે ખુલાસો થઈ શકતો નથી. ડાન્વીલે પોતાના નકશામા પેનનું સ્થળ ખુતનથી સાત રેખાંશ ઉપર ચીનની સરહદની છેક નજીક નિર્દિષ્ટ કરેલું છે; આ વિષે મેજર રેનલે જે સૂચના કરી છે તે લખવી બસ થશે તે લખેછે કે "ચીન અને બુખારીયાની વચલા પ્રદેશના સ્થળો નિર્દિષ્ટ કરવામા આપણા નકશાઓમા મોટી ભૂલો રહેલી છે, કારણ કે, તે તમામ જગાઓ બુખારીયાથી દૂર અને ચીનની દક્ષિણની નજીકમા નિર્દિષ્ટ કરવામા આવીછે." (જુવો મેમોયર ઑફ એ મ્યાપ ઑફ હિંદુસ્તાન પૃષ્ટ ૧૯૧)

૨. જાસ્પર અથવા તેને મળતો સખત પાષાણ, તાતારના આ વિભાગમા પેદા થાયછે તે વિષે ઘણા ગ્રંથકારોએ લખેલું છે ગોએઝ કહેછે કે "ખુતન પાસેની નદીમાંથી નીકળે છે, જે નદી ઘણું કરીને પેન પ્રાંતમા વહી જાયછે તેજ હશે"

લૉપના રણ સુધીનો પ્રદેશ [1]તુર્કસ્તાનની સરહદમાં છે અહીંથી આપણે ચા રચાન પ્રાંતમાં આવીએ છીએ

## પ્રકરણ ૩૫ મું.

### ચારચાન પ્રાંત—નદીઓમાંથી નીકળતા પાષાણ—અને તાતાર લોકોનાં લશ્કરો આવે તે વખતે ત્યાંના લોકોને રણમાં જતાં રહેવાની અગત્ય વિષે.

પેનથી પૂર્વ અને ઇશાન કોણ વચલી દિશામા ચારચાન પ્રાંતછે, અને તે તુર્કસ્તાન ને તાબે છે અગાઉના સમયમાં તે આબાદ અને રસાળ હતો; પરતુ તે તાતાર લોકોએ વેરાન કરી દીધો છે ત્યાંના લોકો મુસલમાન છે. એનું મુખ્ય શહેર પણ ચારચાન[2] નામનુંજ છે આ પ્રાંતમા થઈ ઘણીક

૧ તુર્કસ્તાની પૂર્વ તરફની સરહદ વિષે અહીં બરાબર ચોકસાઇથી લખવામા આવ્યું નથી પરતુ એમ ધારી શકાય કે તે સરહદ તુર્કી અથવા તુર્કસ્તાની ભાષામાથી ઉત્પન્ન થયેલી ભાષા જ્યા બોલાયછે તેવા મધ્ય એશિયાના તમામ પ્રદેશનો સમાસ થઈ શકે ત્યા સુધીનો છે, અને બુખારી ભાષા જો કે ફારસી શબ્દોથી મિશ્રિત છે તથાપિ તે પણ આ ઠેકાણે બોલાતી હોવાથી અનુમાન થાયછે કે આ કારણથી ગ્રેરાઈ આપણો મ થકર્તા જે જગાઓને યુરોપીઅન ગ્રથકારો અતર અથવા નહાના બુખારીઆમાં અને પૂર્વ તરફના એટલે એશિયાના ગ્રથકારો કાશ્ગરના ગજ્યમાં ગણે છે, તે જગાઓ તુર્કસ્તાનના વિભાગમાં આવેલી છે એમ જણાવેછે, જે આખરે કોબી (ગોબી) ના રણ સુધી જઈ પહોચે છે ભૂગોળ નિર્દેશમાં અનુકુળતાને માટે તુર્કસ્તાનના સ્વતત્ર અને ચીનાઈ તુર્કસ્તાન એવા બે વિભાગ નિર્દિષ્ટ કરવામા આવ્યા છે, જે બેલૂરતાગ અને મૂશતાગ અથવા ઈમાસ પર્વતોની હારથી વિભક્ત છે આ બે વિભાગનું સૂચન કરતાં એલ્ફિન્સ્ટન લખે છે કે "જે વણઝારા ચીનાઈ તુર્કસ્તાનમા જાયછે તે પોતાના પ્રવાસનો પ્રારભ કાશ્મીર કે પેશાવરથી કરેછે, કાબુલ એ સ્વતત્ર તુર્કસ્તાનનું વ્યાપારનું મોટું મથક છે, (જુવો કાબુલનો હેવાલ—પૃષ્ટ ૨૯૩)

૨—ચારચાન તે સ્ટ્રાહલેનબર્ગના નકશામા બતાવેલુ 'શાચેન' છે, જો કે તેનું સ્થળ જ્યાં આગળ 'કરશાઇ' છે ત્યા આગળનું બતાવવામા આવ્યું છે લૉપના સરોવર પાસે અને હમીથી દક્ષિણમાં 'ચેનચેન' નામનો

મોટી મોટી નદીઓ વહેછે અને તેમાંથી પણ કેલસીડોની અને જાસપરના પાષાણ નીકળે છે. આ પાષાણો વેચાણને માટે કેથે[1] તરફ લઈ જવામાં આવેછે; અને એટલા બધા નીકળે છે કે તે દેશની તેઓ વ્યાપારની મુખ્ય ચીજ થઈ પડયો છે. પેનથી તે આ પ્રાંત સુધીનો અને આ પ્રાંતનો પણ પ્રદેશ સર્વત્ર રેતાળ[2] છે; ઘણે ભાગે પાણી કડવું અને ચાખી શકાય નહીં તેવું છે, જો કે અમુક જગાઓમાં મીઠું અને સારૂં પાણી મળી શકેછે.

જ્યારે તાતાર લોકોનું લશ્કર આ જગાઓમાં થઈ પસાર થાયછે ત્યારે જો તેઓ વિરોધમાં હોયતો ત્યાંના વતનીઓની માલમતા લૂટી લેછે અને જો તેમની વચ્ચે મસાહ ચાલતી હોય તો તેમનાં પશુઓને મારી નાખી ખોરાકમાં લેછે. આ ભયને લીધે ત્યાંના લોકો જ્યારે જ્યારે કોઈ પણ લશ્કર આવવાની તેમને ખબર મળેછે કે તુરત તેઓ પાસેના બે મજલ ઉપર આવેલા રેતીના રણમાં જ્યાં મીઠું પાણી મળીશકે તેવી જગાઓમાં નાશી જાયછે અને તેથી તેઓ બચી શકેછે. આજ કારણને માટે જ્યારે ખેતીનો પાક ઉતરે છે ત્યારે તેઓ અનાજનો મોટો ભાગ રણની રેતીમાં મોટા ખાડા ખોદી દાટી મૂકેછે અને તેમાંથી એક માસને માટે જોઈએ તેટલું અનાજ લાવેછે. આ કામને માટે તેઓ જંગલમાં કેઈ કેઈ જગાએ જાયછે તે વિષે બીજા લોકોને કંઈપણ ખબર પડતી નથી, કારણકે રેતીમાં તેમનાં પગલાંની નિશાનીઓ પવનને લીધે રહી શકતી નથી. ચારચાન મૂક્યા પછી રસ્તો પાંચ દિવસ સુધી રેતીમાં પસાર કરવો પડેછે, અને રસ્તામાં પાણી જોકે સર્વત્ર તો નહીં પણ ઘણી જગાઓએ ખરાબ છે. વધારે સૂચના કરવા જેવું બીજું અહીં કંઈ નથી. પાંચ દિવસ પ્રવાસ કર્યા પછી આપણે મહારણના કિનારા ઉપર આવેલા લૉપ શહેર આગળ આવી પહોંચીએ છીએ.

---

પ્રદેશ છે એમ ડી ગાઈનીઝ લખે છે તે આજ પ્રાંતને માટે હશે. (જુવો હીસ્ટરી—જેનીસીસ —ડી—હન્સ—પુ—૧ વિભાગ, ૨ જો પૃષ્ઠ ૧૧).

[1] જાસ્પરના પાષાણો જ્યાં લઈ જવામાં આવેછે તે જગાનું નામ રામુશીઓની પ્રતમાં કેથે ને બદલે ચીંકા જણાવવામાં આવ્યું છે, પરંતુ તે ભૂલ છે. બેસે પ્રસિદ્ધ કરેલી આવૃત્તિમાં કેથે અને લિખિત પ્રતોમાં કેતે લખેલું છે અને સાચપણ તેજ છે.

[2] —ઈટાલીયન પ્રતોમાં આ પ્રદેશનો પેનથી કેથે સુધીનો ભાગ એમ વધારે સ્પષ્ટ કર્યું છે.

## પ્રકરણ ૩૬ મું.

### લૉપશહેર—ધામેનું રણ—અને જે લોકો રણમાં થઈ પસાર થાય છે તેમના સાંભળવામાં વિચિત્ર અવાજ આવે છે તે વિષે.

લૉપ[1] શહેર એજ નામના મહારણના પ્રવેશ આગળ ઈશાન કોણમાં આવેલું છે તે કુબ્લાખનના રાજ્યમાં છે અને ત્યાંના લોકો મુસલમાન ધર્મના છે જે લોકોને આ રણમાં થઈ પસાર થવાનું હોય છે તે લોકો થાક ઉતારવાને અને રણના પ્રવાસમાં જોઈતી સામગ્રીની તયારી કરવાને મોટો વખત આ શહેરમાં રોકાય છે આ રણમાં પ્રવાસ કરવાને માટે પ્રવાસીઓ પોતાનો સરસામાન તથા વ્યાપારનો માલ મોટા મોટા ગધેડા અને ઊંટો ઉપર લાદે છે જો તેમનો ખોરાક રસ્તામાં ખુટી પડે છે તો તેઓ આ પશુઓને મારી ખાય છે ગધેડાના કરતાં ઊંટ તે વધારે ઉપયોગમાં લે છે, કારણ કે તે બોજો વધારે ઉપાડે છે અને થોડા ખોરાકથી નભવી શકે છે પ્રવાસમાં એક માસનો ખોરાક સાથે રાખવો પડે છે કારણ કે આ રણનો આકડામાં સાકડો ગલો ઓળંગતા તેટલો સમય થાને છે જો રણમાં ઉભે માર્ગે પસાર થવુ હોય તો તે કામ ઘણું મુશ્કેલ છે, કારણ તેમ કરતાં એક વર્ષથી ઓછી મુદત લાગતી નથી, અને તેટલા લાંબા સમયનો ખોરાક વિગેરે સામાન સાથે રાખવો એ અશક્ય છે[2] ત્રીસ દિવસના આ પ્રવાસમાં રસ્તો કોઈ જગાએ રેતીનાં મેદાન ઉપર થઈને અને કોઈ કોઈ જગાએ થોડા ડુંગરો ઉપર થઈને જાય છે, પરંતુ રોજ

---

૧—લૉપ નામને બદલે રામુશીઓની પ્રતમાં અને બીજા ભાષાંતરોમાં અને અગાઉની ઈટાલીઅન પ્રતોમાં 'લોપ' નામ જણાવ્યું છે અને લોકોની ના આ તફાવતથી તે 'ઢાબી' ના મૂળ તાર્તરી નામને માટે હોય એમ અટકળ થઈ શકે છે જેસુટ અને ડાનવીલના નકશામાં લૉપ નામે સરોવર બતાવેલું છે

૨ જેસુટનો નકશો જે ડુહાલ્ડેના ચીનના વર્ણનના ગ્રંથમાં પ્રથમ મૂકવામાં આવ્યો છે તેમાં આ રણ પેકિનથી ગણતાં પશ્ચિમના પાંત્રીસ રેખાંશ સુધી વિસ્તાર પામેલું જણાવવામાં આવ્યું છે, તેથી તે પસાર કરવાની અશક્યતા આપણો ગ્રંથકાર બતાવે છે તે યોગ્ય છે

મુકામ કરવાની જગાઓ રસ્તામાં આવે છે, જ્યાં પાણી મળી શકે છે. આ પાણી મીઠું છે ખરૂં પણ તે મોટા જથામાં મળતું નથી; માત્ર સો માણસોને પોતાનાં પશુઓ સાથે પુરૂં પડી શકે તેટલું મળી શકે છે. મુકામની ત્રણ કે ચાર જગાઓમાં પાણી ખારૂં અને કડવું છે, પરંતુ બીજી આશરે વીસ જગાઓમાં મીઠું અને સારૂં છે. આ રસ્તામાં કોઇ પશુ કે પક્ષી જોવામાં આવતું નથી કારણ કે અહીં તેમને માટે ચારો કાંઇજ નથી[1].

અહીં એક પ્રસિદ્ધ વાત લોકોમાં મનાય છે તે એવી છે કે આ રણમાં પ્રેત પિશાચો નિવાસ કરી રહ્યા છે અને તે અલૌકિક યુક્તિઓથી ભ્રમ પમાડી તેમનો વિનાશ કરેછે. દિવસને વખતે પ્રવાસ કરતી વખતે જો કોઈ પોતાના સાથથી ઉંઘ કે બીજા કોઈ કારણથી પાછળ પડી જાય છે, અને સાથની દૃષ્ટિએ પડે નહીં એટલો તે દૂર રહી જાય છે એટલે અચાનક તેનું નામ દઇ દઇ બોલાવતું હોય તેવા અવાજ તેના સાંભળવામાં આવે છે. અને વળી તે અવાજ જાણે તેના ઓળખીતા અને પરિચિત હોય તેવા નીકળે છે, ભૂલો પડેલો પ્રવાસી જાણે પોતાના સાથીઓ બોલાવતા હોય તેમ જાણી તે રસ્તે દોરાય છે અને પછી ભૂલો પડી દિશા દેશ નહીં સૂઝવાથી

[1]. આપણા ગ્રંથકર્તાએ પ્રદેશના વેરાન દેખાવનું અને મુકામ કરવાની જગાઓનું જે વર્ણન આપ્યું છે તે એક બીજા પ્રસિદ્ધ પ્રવાસી જૉન બેલ આવ એન્ટરમનીએ સીવીજીન-ટરફીથી પેકિન જતાં આ રણ ઓળંગ્યું હતું. તે વખતનું જે વર્ણન આપે છે તે ઘણેજ ભાગે મળતું છે, જો કે જૉન બેલે આ રણના બીજા ભાગમાંથી પ્રવાસ કર્યો હતો. એ પણ એક જાણવા જેવું છે કે આપણા ગ્રંથકારને આ રણ ઓળંગતાં ત્રીસ દિવસ થયા ત્યારે બેલને અઠ્ઠાવીસ દિવસ થયા હતા. એ બન્નેના પ્રવાસમાં તફાવત એટલોજ છે કે રણના પ્રવાસમાં બેલને ઘેટા, હરણા અને બીજાં જાનવરોનાં ટોળાં દીઠાં હતાં; ત્યારે આપણા ગ્રંથકારના જોવામાં પશુ કે પક્ષી કંઈ આવ્યું નહોતું; પરંતુ એ રણનો પશ્ચિમ ભાગ વધારે ઉજ્જડ અને મુસીબત ભરેલો હશે એ વાત અશક્ય નથી તેની સાથે એમ પણ ધારવું અનુચિત નથી કે ચીનાઈ સરકારે રૂમ સરકાર સાથે વ્યવહાર ચલાવવાનો રસ્તો આ રણના વધારે મહીનતાભ ભાગમાં થઇને રાખ્યો હોય. વળી એમ પણ ધારવું અનુચિત નથી કે આપણા ગ્રંથકારે પછી લગભગ સાઠ

આખરે ભટકી મરણ પામે છે. રાત્રીને સમયે જાણે આજુબાજુએ ઘોડે સવારો તથા માણસોનાં પગલાંનો અવાજ થતો હોય તેમ તેના સાંભળવામાં આવે છે, અને પ્રવાસી પોતાના કાફલાનાં પગલાંનો અવાજ છે એમ જાણી આડે રસ્તે દોરાય છે અને સ્હવાર થતાં ભય ભરેલી જગાએ આવી પહોંચે છે. ઘણીક વખતે દિવસે એમ પણ બને છે કે આ પ્રેત પિશાચો પ્રવાસીઓના સાથીઓનું રૂપ ધારણ કરી તેનું નામ દઈ બોલાવી રસ્તો ભૂલાવે છે. એવું કહેવાય છે કે આ રણ પસાર કરતી વખતે ઘણાક માણસોએ જાણે હથિયાર સજી માણસોની ટુકડી તેમના તરફ આવતી હોય તેવું દીઠું હતું અને તેઓ લૂંટી લેશે એવા ભયથી નાશી જઈ ભૂલા પડી એવે રસ્તે ચઢી ગયા હતા કે આખરે દેશ દિશા નહીં જણાતાં તેઓ અન્ન પાણી વગર નાશ પામ્યા હતા. આ પ્રેત પિશાચો વિષે ઘણીજ વિચિત્ર વાતો ચાલે છે અને લોકોમાં સર્વદા મનાય પણ છે તેમાં એવું પણ કહેવાય છે કે કોઈ કોઈ વખત ગાયનનો, વાજિત્રનો, ડંકા વગેરેનો તથા હથિયારો સામાસામી અથડાતાં હોય તેવો અવાજ સંભળાય છે, જેથી પ્રવાસીઓ ચાલતાં અટકે છે,[1] અને ઘણી સંભાળથી ચાલે છે. વળી રાત્રે મુકામ કરતા પહેલાં પણ પ્રવાસીઓને ઘણી સાવચેતી રાખવી પડે છે, જે રસ્તો તેમને લેવાનો હોય છે તે રસ્તો સૂચવનારા નિશાન આગળથી મૂકી છોડવાં પડે છે અને જનાવરોને કોટે ઘંટડીઓ બાંધે છે જેથી તે ભૂલાં પડી આડે રસ્તે દોરવાઈ જવાનો ભય રહે નહી. આ રણ પસાર કરતાં આવા આવા અનેક પ્રકારના ભય સહન કરવા પડે છે.

---

ચારસેં વર્ષના અરસામાં ઘણા ફેરફાર થયા હોય અને જ્યાં વનસ્પતિ ઉગતી હોય તેવી જગાઓમાં પાછળથી ઘોડાંની જાત ઉછેરવામાં આવી હોય.

[1] ચીનાઈ ભૂગોળ વેત્તાઓના ગ્રંથોમાંથી આપણને માલમ પડેછે કે આ ગપ જેવી વાતો તાતારમાં સર્વત્ર ખરી તરીકે મનાય છે.

## પ્રકરણ ૩૭ મું.

### તાનગટ પ્રાંત—શહેર—પુત્રના જન્મ વખતે પાળવામાં આવતો રિવાજ—અને મરણ પામેલાના શરીરને દહનક્રિયા કરવા વિષે.

ત્રીસ દિવસનો પ્રવાસ પૂર્ણ કર્યા પછી આપણે સાચન[1] નામે શહેરમાં આવી પહોંચીએ છીએ. આ શહેર કુબ્લાખાનને તાબે છે. પ્રાંતનું નામ

---

૧ કાશ્ગર રાજ્યનાં શેહેરોમાં થઇને ચીન દેશની નજીકમાં નજીકની સરહદ તરફ જતાં આપણો ગ્રંથકર્તા મહારણનો સાંકડામાં સાંકડો માર્ગ ઓળંગી ફ્રેંચ લોકોના ઉચ્ચાર પ્રમાણે 'ચાચ્યુ' અને આપણા ભૂગોળ ગ્રંથો પ્રમાણે 'શાચ્યુ' આગળ આવી પહોંચે છે ડી ગાઇનીઝ લખેછે કે "લૉપના કિનારા ઉપર મોનશુ પૉસ જેને 'સાચન' કહેછે તે ચાચ્યું, નામે ગામ છે" ( પૃષ્ટ ૧૨ ). આવાં નામોમાં ખરૂં શું છે તે નક્કી કરવાની મુશ્કેલી મૂળ લિખિત ગ્રંથમાં અનેક તરેહનાં લખેલાં હોવાથી પડે છે. આ શહેર શેનસાઈ પ્રાંતની પશ્ચિમ સરહદ ઉપર આવેલા લશ્કરના મથકના શહેર 'સોચ્યુથી' ચાર અક્ષાંસને અંતરે છે. યાંગકુઆંગ પર્વતોમાં થઇને પસાર થવાના રસ્તા ઉપર આવેલું છે. પેટિસ ડી લા ક્રોકસે લખેલી જંગીઝ ખાનની તવારીખમાં લખ્યું છે કે "આ જગો તેણે કબજે લઈ લેવાથી તેની ચીન ઉપરની તમામ ચઢાઈઓમાં ઘણી ઉપયોગી થઈ પડી હતી" ( પૃષ્ટ ૪૮૧ ). સાચન અને શાચ્યુ એકજ ગામનાં નામો છે એમ આપણા ગ્રંથકારે કરેલા પ્રવાસના અનુક્રમથી માનવામાં શકા રહે, પરંતુ તેણે લખ્યું છે કે કેટલીક જગાઓ જે આ પ્રવાસ પછી ખાનની નોકરીમાં હતો તે વખતે તેના જોવામાં આવી હતી, તેમનો પણ સમાસ પુસ્તકમાં કર્યો છે. તેથી આ પ્રદેશ વિષે લખતાં જો કે એ જગાએ આ પ્રવાસમાં તે ગયો નહી હોય તથાપિ અહીં તેની હકીકત દાખલ કરી છે. વળી ગ્રંથકાર પોતેજ કહેછે કે 'રણના મસ્તક ઉપર આવેલી જગાઓ' નું વર્ણન કરીએ. તેથી જગાઓ વચ્ચેના મુકરર અંતર વિષે તે કંઈ કહેતો નથી. આ કારણોથી તેવી શંકા લેવાનું કારણ નથી

તાનગટ છે[1] લોકો મુનિપૂજક[2] છે થોડાક તુર્કી લોકો અને થોડાક ને સ્ટોરીઅન ખ્રીસ્તીઓ તથા મુસલમાનો પણ વસેછે મૂર્તિપૂજક લોકોની ભાષા બીજાઓથી તદ્દન[3] ભિન્ન છે આ શહેર પૂર્વ અને ઈશાન ખુણામા આવેલુ છે લોકો વ્યાપાર ઉત્સાહી નથી પરતુ ખેતીના વધારે ઉત્સાહી છે ઘઉંનો પાક પુષ્કળ થાયછે આ દેશમા સાધુના મઠ અને દેવળો ઘણા છે

---

૧ તાનગટ એ તિબેટનુજ નામ છે બને નામો મોગલ લોકોને અનુ સરીને ઈંગ્લીની લેકોએ વાપર્યા છે પરતુ તાનગટ ચીનના રાજ્યના પશ્ચિમ પ્રાતોની સરહદ ઉપર આવેલા તાતારના મોટા ભાગને લાગુ પડે છે અને તિબેટ, જે દક્ષિણ ભાગમા છે તેનો પણ તાનગટમા સમાવેશ થાયછે આ પણો ગ્રથકર્ત્તા ઉત્તર વિભાગ વિશે કહેછે એમ છતા પણ ડુ હાલ્ડેએ જે સીમા બતાવી છે ને આધારે જેસુટ નકશામાં ચાસ્યુનું સ્થાન મુકરર કર્યું છે તે મુજબ એટસેમઘે પૂર્વ તરફ વિસ્તાર પામેલી નથી

૨ લૉપ અથવા કોબીના રણના પશ્ચિમ ભાગના દેશોના વતનીઓ મુસલમાન છે એમ આપણો ગ્રથકર્ત્તા લખેછે, પરતુ તે ભાગ પસાર થયા પછીના એટલે તાનગટ કે તિબેટના લોકો મૂર્તિપૂજક છે એમ જણાવે છે તે વાસ્તવિક છે મૂર્તિપૂજા શબ્દથી એમ સમજવું કે બુદ્ધ ધર્મના લામા વિષે તે ઈસારો કરે છે લામાને તેના પથના લોકો અમર ગણેછે અને તે ધર્મગુરૂઓના શરીરમા અવતાર પામે છે એમ તેમનુ માનવુછે તે લોકો અનેક દેવોની મૂર્તિઓની પૂજા કરે છે જેમા મુખ્ય શાક્યમુનિની મૂર્તિ છે, હિંદુ શાસ્ત્રોમા જેને બુદ્ધ કહ્યો છે તેજ આ મુનિ છે, અને તેનો ધર્મ પૂજા ખડમા મહમ્મદ પેગબરના ધર્મ કરતા પણ વધારે ફેલાવો પામેલોછે, આવા અને પેગૂમા એની મૂર્તિ ગૌતમ નામે, સીયામમા,સમાન કોદમ કોચીન ચીન અને ટોનકવીનમા બુત તથા થીકામુનિ, જાપાનમા શાક્ અને અમીતબુદ્ધ અને ચીનમા ફો અથવા ફુ એ નામે પૂજવામા આવે છે, કેટલીક મૂર્તિઓની પૂજા બ્રાહ્મણ ધર્મમાથી ઉત્પન્ન થઈ છે અને કેટલીક સ્થાનિક રિવાજથી આ વખતે એટલુ પણ કહેવાની અગત્ય જણાય, છે કે કેટલીક ધર્મક્રિયાઓ નેસ્ટોરિયન ખ્રિસ્તી લોકોમાથી અહીં દાખલ થઈ છે, જેની આગળ વધારે સરખામણી કરવામા આવશે

૩ આ ભાષા તિબેટની છે જેમા એક વર્ણના ઉચ્ચાર વધારે સમા થયા છે તેથી કેટલેક અશે ચીનાઈ ભાષાને મળતી આવેછે તથાપિ બીજી બધી બાબતોમા તે ભિન્ન છે તેના મૂળાક્ષરો દેવનાગરીમાથી જન્મ પામ્યાછે

જેમા અનેક પ્રકારની મૂર્તિઓ રાખવામા આવે છે[૫] આ મૂર્તિઓને લોકો ઘણા માનથી પૂજેછે અને તેમને અનેક પ્રકારના ભોગ આપેછે જ્યારે ઘરમા પુત્રનો જન્મ થાયછે ત્યારે તેને માટે કોઇ દેવની બાધા રાખવામા આવેછે તેને માટે બાળકનો બાપ એક વર્ષ સુધી એક બકરૂ ઉછેરે છે પછી અમુક નિર્મિત દિવસે તે બાળક અને બકરૂ સાથે રાખી દેવમૂર્તિ આગળ લેઈ જવામા આવેછે અને પછી બકરાને મારી નાખી ભોગ આપવામા આવેછે પછી તેનુ માસ કહાડી તે મૂર્તિ આગળ ધરવામા આવેછે અને દેવની સ્તુતિ ચાલે ત્યા સુધી સઘળા માણસ ત્યા ઉભા રહેછે આ સ્તુતિ બોલવામા આવેછે તેમા બાળકના રક્ષણ માટે પ્રાર્થના કરેલી હોયછે[૬] તે એમ માને છે કે આટલી વારમા દેવે તે માસનો તમામ રસ ચૂસી લીધોછે પછી માસનો બાકી રહેલો ભાગ તે લોકો ઘેર લાવી રાંધી સગા વહાલા આનદથી ખાયછે આ પ્રાણીના અસ્થિ તેઓ સારા વાસણમા સઘરી રાખેછે દેવના પૂજારીને તેના ભાગ તરીકે ભોગ આપેલા પશુનુ માથુ, પગ, આતરડા, અને ચામડુ તથા માસનો કઈ ભાગ મળે છે મરણ પામેલાને કરવાના સસ્કાર પણ આ લોકોમા ખાસ જુદાજ છે જ્યારે કોઈ સભાવિત ગૃહસ્થ મરણ પામેછે ત્યારે તેના શરીરને દહન કરવાનુ હોવાથી[૭] તેના સબધીજનો જ્યોતિષી લોકોને બોલાવે છે પછી તેને મરનાર

---

૫ જે દેશમા દરેક ઘરમાથી ચાર પુરૂ એક જણ સાધુ થાય તેવો રિવાજ છે તેવા દેશમા સાધુઓના મઠો ઘણાજ હોય તે સભવિત છે અને આવા ઘણા મઠ એ દેશમા છે તેમનુ વર્ણન ઘણા મુસાફરોએ અને મુખ્યત્વે કરી લામાના દરબારમા જે ઈ સ ૧૭૭૪મા બોગલને અને ઈ સ ૧૭૮૩મા ટરનરને મોકલવામા આવ્યા હતા તેમણે લખેલા હેવાલોમા સારી રીતે કર્યુ છે એ મઠ એવા મોટા છે કે બે કે ત્રણ હજાર સાધુઓ તેમા રહી શકે છે આ મઠોના અદરના ભાગનું વર્ણન ટરનરના હેવાલમાથી છેક હેડલા માળનો નકશો 'આનફે બેટમ તિબેટમ આફ જોગ્રઆઈ પુસ્તકના પૃષ્ઠ ૪૦૭ માથી માલમ પડશે લાસ્સામા જે મઠ છે તેની ઉંચાઈ ૩૬૭ ફીટ છે

૬ ડી ગાર્ડનીઝના કહેવા પ્રમાણે બાળકના જન્મ વખતે ભોગ આપવાની રીત આ નદેશના પડોશના લોકોમા પણ છે આવો રિવાજ બગાળામા પણ છે

૭ જે માણુસો ઉચી પદવીના હોયછે તેમનેજ રાખ બાળવાનુ માન

જે વા દિવસ અને ધડીએ જન્મેલો હોય તેની ખબર કહેછે પછી જ્યો તિરી તેની જન્મકુડળી જોઈ નક્ષત્ર, રાશી અને ગૃહનો નિશ્ચય કરી દફન ક્રિયા કરવાનો દિવસ નિર્મિત કરેછે જો મરનારનો ગૃહ ઉચ્ચ નથી હતો તો તે શબને એક અઠવાડીઆથી પણ વધારે અને કો ઈવાર ૭ માસ સુધી રાખી મૂકવાનુ ઠરાવવામા આવેછે પોતાનુ સારૂ ભવિષ્ય ઇચ્છીને અને કંઈ દુખ થાય નહીં તે હેતુથી સગા સબંધીઓ જ્યોતિરી કહે ત્યાં સુધી શબને બાળતા નથી ૮ જ્યારે શબ વધારે વખત રાખવાની જરૂર પડેછે ત્યારે તેને કહોવાણુ લાગે નહીં માટે હાથેળી જેવાં જાડા પાટીઆની એક પેટી બનાવી રગવામા આવેછે તેમાં શબ મૂકીને કપૂર અને બીજા સુગંધી પદાર્થો ભરવામા આવેછે પછી પેટી બધ કરી સાંધા તાર અને ચૂનાની મેળવણીથી મજબુત પૂરી દેવામા આવેછે, અને પછી તે ઉપર રેશમનુ કાપડ વીંટાળવામા આવેછે શબને રાખી મૂકવામા આવેછે તે દરમ્યાન સારા પકવાન કરવામા આવેછે અને શબના આગળ ધરાવવામા આવેછે આમ કરવાનુ કારણ તેઓ એમ માને છે કે અજાની સુગંધીથી પ્રેતને પોષણ મળેછે કોઈ વખત જોતિષી ગૃહ સારા નહીં હોવાથી શબને અમુક બાર ણેથી લઈ જવાની મનાઈ કરેછે અને તેમ કરવામા ભય જણાવેછે ૯ કોઈ વખત તો તેનુ બારણુ હોતુ નથી તો ઘરની ભીંત તોડાવી શબને તે બાકા માથી કહાડવુ પડેછે તેનુ કારણ પણ જોતિષી એમ સમજાવે છે કે તેમ ન કરવામા મરનારનો આત્મા ક્રોધે ભરાશે અને કુટુંબ ઉપર પીડા આ વશે આ પ્રમાણે જો કોઈ કુટુંબ ઉપર પીડા આવેછે અથવા તે કુટુંબના કોઈ માણસ ઉપર કંઈ અકસ્માત કે નુકશાન ગુજરે છે અથવા તેનુ અકા ળ મૃત્યુ થાયછે તો તેનું કારણ આ અકાળ મૃત્યુ અગાઉ મરનારનુ શબ શુભ

---

માળ છે બીજા ઉતરતી પંક્તિના લોકોના શબ ઉજડ જગામા અથવા કોઈ પહાડ ઉપર મૂકી આવવામા આવેછે જ્યા તેમનો જગની પશુ પક્ષીઓ ભોગ કરેછે

૮ હરેક પ્રસંગે જ્યોતિષી લોકોને અમુક નક્ષત્ર તથા લગ્ન વિગેરે પૂછી તેમના કહ્યા પ્રમાણે ચાલવાનો રિવાજ આખા પૂર્વ ખંડમા ચાલેછે

૯ આ રિવાજ ચીના લોકોમા પણ ચાલેછે આ વહેમ કંઈ પૂર્વ ખંડમાજ ચાલુ છે એમ નથી પરતુ ઉત્તર હોલંડમા શબને ઘરને આ ગળે બારણેથી ના કહાડતા પાછલે બારણે કહાડવાનો રિવાજ છે

ઘડી પળમાં દહન કરવામાં આવ્યું નથી તેમ જણાવેછે, અથવા અમુક બા-
રણેથી શબને કહાડવામાં આવ્યું નથી એમ જણાવેછે શબને દહન કરવાનું
ગામની બાહર હોયછે તેથી રસ્તામાં ઠેકાણે ઠેકાણે લાકડાના નહાના નહાના
મકાન બાંધ્યા હોયછે, જ્યાં આગળ રસ્તે દરેક મકાન ઉપર તે શબને મુકવામાં
આવેછે દરેક મુકામે શબના આગળ માસ અને દારૂ મુકવામાં આવેછે
તેનું કારણ એમ માનવામાં આવેછે કે અગ્નિની ચિતા ઉપર ચઢવાની હિ-
મત પ્રેતને આવે આ વખતે બીજી એક ક્રિયા પણ કરવામાં આવેછે, તે
એવી છે કે કેટલાક કાગળના કટકા ઉપર પુરૂષો, સ્ત્રીઓ, ઘોડા, ઊંટ, બી-
જા પશુ નાણાંના સીક્કા અને લુગડાના ચિત્રો કાઢી તે કડગ શબની સાથે
બાળી નાખવામાં આવેછે તેનું કારણ એમ ગાયછે કે જેના જેવા ચિત્રો
બાળવામાં આવ્યા હોયછે, તે મર્દ પ્રેતને આગળ ઉપયોગમાં આવેછે
દહન ક્રિયા કરતી વખતે ગામમાં જે જાતના વાજા હોયછે તે એકદમ જો-
સથી વગાડવામાં આવેછે [૧૦]

આ શહેર વિષે કહ્યા પછી રણના મસ્તક આગળ આવેલા વાઅવ્યકોણ
તરફના બીજા તાલુકા વિષે કહીએ

---

૧૦ આ લોકોની આ ઉત્તરક્રિયા સબંધી જે જે હેવાલ લખાયા છે
તે બધામાં ઘણા જોસથી વાજા વગાડવાની વાત સૂચિત કરેલીછે

## પ્રકરણ—૩૮ મું.

### કામલ પરગણું અને ત્યાંના લોકોમાં પગેણાગત કરવાની વિચિત્ર રીતભાત વિષે.

કામલ એ તાનગટ પ્રાંતમાં આવેલું એક પરગણું છે અને તે કુબ્લા ખાનને તાબે છે તેમાં ઘણા શહેર અને કિલ્ના આવેલા છે તેનું મુખ્ય શહેર પણ કામલ[1] નામે છે આ શહેર બે રણની વચમાં આવેલું છે એક રણ મોટું જેનું આગળ વર્ણન કર્યું તે અને બીજું નહાનું જેને પસાર કરતા ત્રણ મજલ[2] લાગે એટલું પહોળું છે તે લોકો મૂર્તિપૂજક છે અને તેમની ભાષા[3] ખાસ પોતાની છે ભૂમિમાંથી પેદા થતી વસ્તુઓ એટલે અનાજ અને ફળ તેમનો ખોરાક છે અનાજ તથા ફળ આ પરગણામાં પુષ્કળ પાકે છે અને લોકો પ્રવાસીને જોઈતી ચીજો પૂરી પાડી શકે છે[4] લોકો ઘણા મોજ શોખમાં મશગૂલ રહે છે વાદિત્ર વગાડવા, ગાયન

---

૧ કામલ જેને તાનારના લોકો 'ખમીલ અથવા 'હમીલ' કહે છે અને જેસૂટ નકશાઓમાં જેને 'હમી લખેલુ છે તે છે ચીનની છેક પશ્ચિમ સરહદ ઉપર આવેલા 'સોચ્યુ' અને હમી વચ્ચે નકશાઓને માપી જોતા ૨૮૦ માઈલ અંતર છે, જે પ્રમાણ કરતા એક વણઝારને દસ કરતા વધારે દિવસ લાગે

૨ આ સ્થળે જે કામલનુ વર્ણન આપ્યુ છે તે જેસૂટ નકશાનીસાથે કુ હાલ્ડેનું ચીનનું વર્ણન મૂકવામાં આવ્યુ છે તેમા કરેલા હમીના વર્ણન સાથે મળતુ આવે છે ત્યાં લખેલુ છે કે 'હમી અને તુરફાનનો પ્રદેશ ખેતી કરવા લાયક છે અને તે કોબીના રણના બે વિભાગ કરેછે" તુરફાન કાશ્ગરના રાજ્યને તાબે છે

૩ આપણો પ્રવાસી અહીં આવ્યો ત્યાર પછી આશરે દોઢસો વર્ષે શાહ રૂખ તરફથી એલચીઓ મોકલવામાં આવ્યા હતા. તે વખતે કામલ મુસલમાનોને તાબે હતુ.

૪ એબી ગ્રોઝીઅર લખે છે કે 'હમીનો પ્રદેશ, જો કે તેની આસપાસ રણ આવ્યા છે તથાપિ આખી દુનિયામા ઘણોજ સુંદર અને રસાળ દેશ જણાય છે અહીં અનાજ, ફળ, શાકભાજી અનાજ આવતા છોડવા અને પશુને માટે ચારો પુષ્કળ પેદા થાય છે અહીં પાકતા ચોખા ચીનમા ઘણાજ પકાય છે હમીમાં પાકતા તડબુચ જેવુ બીજુ કોઈ ફળ મિષ્ટ નથી અને તેની માગણી પણ ઘણીજ થાય છે ચીનના પાદશાહના

કરવુ, નાચવુ, તે દેશની રીત પ્રમાણે લખવું વાચવુ અને જેમાથી આનદ ઉત્પન્ન થાય તેવી હરેક ગમતમા તે લોકો પોતાનો વખત ગાળે છે,[૫] તે શિવાય બીજુ કઈ કરતા નથી.

જો કોઈ પરદેશી અથવા અજાણ્યો માણસ આવી ઉતારો કરવાની ઇચ્છા બતાવે છે તો તે લોકોને ઘણો આનદ થાયછે પુરુષો પોતાની સ્ત્રીઓ, દીકરી, બહેનો વિગેરે તમામને પ્રવાસીને તેની મરજીમા આવે તે રીતે ગીજવવાની આજ્ઞા કરી બાહર જતા રહે છે અને પ્રવાસી ઘરની સ્ત્રીઓ સાથે જાણે પોતાની સ્ત્રીઓ હોય તેમ વર્તે છે, એટલુજ નહીં પણ તેમને જોઈતી ચીજો પુરુષો મોકલાવી દેછે પણ એટલુજ સમજવુ જોઇએ કે આ પરોણાગત એમને એમ મળતી નથી, તેનો બદલો મુસાફરો પાસેથી તે લેછે વળી જ્યા સુધી પરોણો ઘરમા રહે ત્યા સુધી બાહર ગયેલા પુરુષો ઘેર આવતા નથી

ઉપર પ્રમાણે પ્રવાસીને આનદ આપવો તેમા લોકો તેમને માન મળેલુ અને આબરૂદાર કામ સમજેછે પરદેશીની આવી પરોણાગત કરવામા તે લોકો એમ માને છે કે તેથી તેમના દેવતા પ્રસન્ન થાય છે અને તે દેવતાની કૃપાથી તેમનો અનાજનો પાક સારો ઉતરેછે, તેઓ સર્વ ભયથી દૂર રહેછે, તેમનુ કુટુબ સુખી રહે છે તથા જે જે કાર્ય તેઓ આરભે છે તેમા તે સફળ થાયછે. અહીંની સ્ત્રીઓ ખરેખર ઘણી સુદર, વિષયાસક્ત અને તેમના ધણીની આજ્ઞા ઉઠાવવાને ઉત્સુક છે જ્યારે મંગુખાને આ પ્રાતમા દરબાર રાખ્યો હતો ત્યારે આ નિદ્ય રીતને નાબુદ કરવાના ઇરાદાથી તેણે એવો હુકમ કહાડ્યો હતો કે પરદેશીને કોઇએ પોતાને ઘેર ઉતારો આપવો નહીં, અને તેમને વાસ્તે મુસાફરખાનામા ગોઠવણ કરવી આ હુકમ કામલ લોકોએ ત્રણ વર્ષ સુધી નાખુશીથી પાળ્યો, પરંતુ આખરે તેમને એમ જણાયુ કે અનાજનો પાક થોડો ઉતરે છે અને તેમના

ખાણા માટે તે રોજ મોકલવામા આવે છે પરતુ આ દેશનુ ઉપયોગી ફળ તો મુદ્રવેલી દ્રાક્ષ છે" (ચીનનું સામાન્ય વર્ણન-પુસ્તક ૧ પૃષ્ટ ૩૩૩)

૫ આ લોકો લખવામા કેવા સાધનો વાપરે છે તે વિષે તપસીલવાર હકીકત 'આલ્ફ્રેમેટમ તીબેટમ' એ ગ્રથના પૃષ્ટ ૫૬૧થી ૫૬૭ સુધીમા આપેલી છે

ફખીતામા શોકજનક બનાવો બનેછે તેથી તેમણે પોતાની તરફથી ખાન તરફ પોતાના વકીલો મોકલી તેમનો બાપદાદાથી અને લાબા કાળથી આ સતો આવેલો રિવાજ જારી રાખવા અરજ કરાવી, એવા કારણથી કે પરોણાગત અને પરદેશીને શાન કરવાની રીત બધ કરવાથી તેમના કુટુંબોમા ખોટા બનાવ બન્યા જાયછે ખાને આ અરજ સાભળી જવાબ દીધો હતો કે "આવી નીચ અને ગેરઆબરૂની વાતમા તમે જારી રહેવાનુ પોતેજ પસદ કરોછો તો તમારી ઇચ્છિા બર આણો, જાઓ, તમારા નીચ રિવાજે પ્રમાણે વર્તો અને તમારી સ્ત્રીઓને જાર કર્મથી પેટ ભરવા દો." આ જવાબ સાભળી વકીલો ગયા, રિવાજ જારી થવાથી લોકો ઘણા પ્રસન્ન થયા અને આ રિવાજ હજુ સુધી તે પાળે છે

## પ્રકરણ ૩૯ સું.

### ચિચિતલાસ શહેર.

કામલ મુક્યા પછી ચિચિતનાસનુ પરગણુ આવે છે, જે રણુના ઉત્તર ભાગની સરહદ ઉપર આવેલુ છે તે કામનથી [1]સોળ મજલ દૂર છે તે કુબ્લાખાનને તાબે છે અને તેમાં શેહેરો અને કેટલાક કિલ્લા છે ત્રણ જુદા જુદા ધર્મના લોકો ત્યા વસે છે થોડા લોકો નેસ્ટોરીઅન ખ્રીસ્તી પથના છે, કેટલાક મુસલમાનો અને કેટલાક મૂર્તિપૂજક છે આ પ્રદેશમા

૧ લી હીસ્ટરી જનરલ ડી હુન્સમા 'ચિનચિન' નામ આપી વર્ણન કર્યુ છે તે આપણો ગ્રથકર્ત્તા જેને 'ચિચિતનાસ' લખે છે કે તે હશે એમ અનમાન થાયછે મોગલ-તાતરી ભાષામા 'તના નો અર્થ 'સમુદ્ર' અથવા 'વિશ્ાળ સરોવર' એવો થાય છે ડી ગાઈનીઝ પણ ઉપરના વર્ણનને મ

એક ડુંગર છે જેમાં પોલાદ, અને જસત અથવા [2]એન્ટીમની જાતની ધાતુઓની ખાણો છે. એક બીજી તરેહનો સાલામાન્ડરનો ગુણ ધરાવતો પદાર્થ અહીં નીકળે છે, જેને કપડાની માફક વણવામાં આવે છે અને કપડું અગ્નિમાં નાંખીએ તો બળતું નથી.[3] આ કપડું બનાવવાની રીત નીચે પ્રમાણે મારો એક પ્રવાસમાં ફુરફિકાર નામે એક તુર્ક જાતિનો બુદ્ધિવાન સોબતી હતો અને જેને ખાણોના કારખાનાની દેખરેખ રાખવા ત્રણ વર્ષ સુધી નીમવામાં આવ્યો હતો તેનાથી હું શીખ્યો હતો. પથ્થર જેવો જે પદાર્થ ખાણમાંથી નીકળે છે તેમાં ઉનના જેવા રેસા હોયછે. આ પદાર્થને પ્રથમ સૂર્યના તડકામાં સૂકવવામાં આવે છે અને પછી તેને પીતળના ખલમાં ખરલવામાં આવે છે. પછી તેમાંથી માટીનો ભાગ ધોવાઈ જાય ત્યાં સુધી તેને પાણીથી ધોવામાં આવે છે આ પ્રમાણે કરવાથી રેસે રેસા જુદા પડી જાય છે. તેને પછી કાંતીને લોકો લૂગડાં વણેછે. આ દોરા થાય તેને ધોળા કરવા હોય તો તે દોરા અગ્નિ ઉપર એક કલાક સુધી રહેવા દે છે. તેથી તે બળતા નથી અને બરફ જેવા સફેદ થઈ જાય છે. બનેલા કપડામાં પણ ડાઘા પડે છે ત્યારે આ રીતેજ તેઓ સાફ કરે છે અને બીજી કંઈ યુક્તિ કામે લગાડતા નથી.[4] સાલામાન્ડર જે અગ્નિમાં નાંખવા છતાં બળતું નથી અને સર્પાકાર થઈ જાય છે તે જાતિ આ પૂર્વ ખંડમાં મને કંઈ માલમ પડી આવતી નથી. એવુ કહેવાયછે કે ઉપર વર્ણવેલા તંતુઓનો

---

બતો આવે છે. કદાચ ચિંચિતલાસ તે **બી.** ગોએઝ જેને 'સીઅલીસ' કે 'ચીઆલીસ' કહે છે અને જે કાસ્ગરના તાબાનું છે તથા જે તુરફાન અને કામલથી બહુ દૂર નથી એમ બતાવે છે તે હોય એવું પણ અનુમાન થાય છે.

૨ આ ધાતુઓ વિષે જુઓ પૃષ્ટ ૬૬ની ફુટનોટ ૪ તથા પ્રકરણ ૨૦ ની ફુટનોટ.

૩ અહીં સાલામાન્ડર કહ્યું છે તે એબેસ્ટોસ હશે.

૪ એબેસ્ટોસનું વર્ણન એવું કરવામાં આવ્યું છે કે તે એક જાતિનો પાષાણ છે અને તે જુદા જુદા તંતુઓમાં વિખરાઈ જાય છે. તે તંતુઓ એકથી દશ ઇંચ સુધી લાંબા હોય છે, પરન્તુ તે ઘણા બરડ હોય છે. તો પણ તે કાંતી શકાય તેવા અને રેશમના ગુણના તથા ભુરાશ પડતા રંગના હોય છે. તે તંતુ પાણીમા ગળી જતા નથી તેમ અગ્નિમાં બળી શકતા નથી.

વણેલો એક રૂમાલ ઈસુખ્રીસ્તના રૂમાલ ઉપર વીંટાળી રોમમા રાખી મૂકવામા આવેલો છે તે રૂમાલ તાતાર દેશના એક રાજાએ રોમના પોન્ટીફને ભેટ મોકલ્યો હતો

---

## પ્રકરણ ૪૦ મું.

### સકુઈર પરગણુ તથા ત્યાંના ઉત્પન્ન થતા રૂબાર્બ વિષે તથા રૂબાર્બના ચાલતા વ્યાપાર વિષે.

ગયા પ્રકરણમા વર્ણવેલુ પરગણુ મૂકીને પૂર્વ તથા ઈશાનખુણ વચ્ચેનો માર્ગ પકડતા વસ્તી વિગેરેનો શૂન્ય પ્રદેશ પ્રસાર કરી તમે સકુઈર પરગણામા આવી પહોચશો આ પરગણામા ઘણાં ગામો તથા કિલ્લાબધી જગાઓ છે તેના મુખ્ય શહેરનુ નામ પણ [1]સકુઈર છે ત્યાના લોકો ઘણે ભાગે મૂર્તિપૂજકો છે અને તેમાં થોડાક ખ્રીસ્તી છે[2] તે લોકો કુબ્બાખાનના રાજ્યને તાબે છે આ પરગણુ તથા હવે વર્ણન કરવામા આવશે તે બે પરગણાં તાનગટ પ્રાંતમા આવેલાં છે આ પરગણાના તમામ ડુગરી પ્રદેશમા ઉંચી જાતિના રૂબાર્બની પુષ્કળ પેદાશ થાયછે અને તેને વ્યાપારીઓ મોટા જથામા ખરીદ કરી દેશાવર લઈ જાય છે[3] એ વાત ખરી છે કે

---

૧ 'સકુઈર તે 'સોચ્યુ' ને માટે લખ્યુ છે એમ આસપાસનો સબધ જોતા જણાય છે તે ચીનના શેનમાઈ પ્રાતની છેક પશ્ચિમ સરહદ ઉપર આવેલુ કિલ્લાબધી શહેર છે તે પ્રથમ એક સ્વતત્ર તાર્તર પ્રજાને તાબે હતુ

૨ આ પ્રવાસી પછી લગભગ ત્રણુસેં વર્ષે બો, ગોએઝે પ્રવાસ કર્યો તે વખતની અને પ્રથમની સ્થિતિમા ઘણો ફેરફાર થયેલો ગોએઝના જોવામા આવ્યો હતો ગોએઝ આવ્યો ત્યારે ખ્રીસ્તીઓ બીલકુલ હતા નહીં મુસલમાનોનુ આ દેશમાં પ્રબળ થયાથી ખ્રીસ્તી લોકો ઓછા થઈ ગયા હશે

૩ જે પ્રવાસીઓ આ દેશમાં આવ્યા છે તે સર્વે આ છોડની ઉત્પત્તિ વિષે ઘણુ ઘણુ લખી ગયા છે આ ચીજના વ્યાપાર વિષે તથા રૂશીયન લોકો આ પ્રાતમાથી પોતાના કાયક્તા શહેરમાં બુખારી વ્યાપારીઓની મારફત રી રીતે મગાવે છે તેનુ તપસીલવાર વર્ણન પ્રોફેસર પાલાસના વખાણમાથી માલમ પડશે

જ્યારે આ રસ્તે લોકો જાય છે ત્યારે પહાડોમાં બોજો ઉપાડનારાં પશુઓને સાથે રાખવામાં હિંમત ધરી શકતા નથી. એ દેશના બોમીઆ પશુઓ જ સાથે રાખે છે, કારણ કે ત્યાં એક જાતનો ઝેરી છોડ ઉત્પન્ન થાય છે તે જો પશુના ખાધામાં આવે તો તેની ખરીઓ તુટી પડે છે. પરંતુ આ દેશનાં પશુઓ બોમીઆં હોવાથી તે છોડને અડતાં નથી. સકુઈરના લોકો અનાજ અને ફળ તથા ઢોરનું માંસ ખાઈ ગુજારો કરે છે. બીજો કંઈ ઉદ્યમ કરતા નથી. દેશની હવા ઘણી તન્દુરસ્ત છે અને ત્યાંના લોકો તપખીરીઆ રંગના છે.

## પ્રકરણ ૪૧ મું.

### કામપ્યન શહેર—ત્યાંના ધર્માગ્રહી મૂર્તિપૂજકોના આચાર વ્યવહાર તથા તેમની મૂર્તિઓ—તેમનામાં લગ્ન સંબંધી ચાલતો રિવાજ.

તાનગટ[1] પ્રાંતનું મુખ્ય શહેર કામપ્યન વિશાળ અને ભવ્ય છે અને નાખા પ્રાંત[2] ઉપર તેનો અમલ છે. વસ્તીનો મોટો ભાગ મૂર્તિપૂજક છે પરંતુ થોડાક મુસલમાન અને થોડાક ખ્રીસ્તી છે ખરા. ખ્રીસ્તી લોકોનાં અહીં ત્રણ વિશાળ અને સુંદર મંદિરો[3] છે. અહીં મૂર્તિપૂજકોના ઘણા મઠ

૧ સુકુઇર તે સોચ્યુ છે એમ સ્વીકારીએ તો કામાયન એ શાહ રૂખના દરબારની એલચીઓ જે 'કાનજ્યુ' જોનસન 'કામચક' અને ગોએઝ 'કાનસ્યુ' કહે છે તેજ છે એમ સ્વિકારવુ જોઇએ. જોનસન કહે છે કે તે સકુઈરથી પાંચ મજલને અંતરે છે.

૨ શેનસાઈ પ્રાંતનાં સોચ્યુ અને બીજા શહેરોના સબંધમાં આ શહેર સર્વ સમયે અગત્ય ધરાવનારૂંજ રહ્યું છે. શાહ રૂખના એલચીઓ લખે છે કે આ શહેરનો સુબો આસપાસના સુબાઓનો ઉપરી હતો' અને ગોએઝ લખે છે કે 'શેનસાઈ પ્રાંતના કાનસ્યુ શહેરનો સુબો મુખ્ય અધિકારી છે.'

૩ ત્રણસેં વર્ષ અને તેથી પણ ઓછા અરસામાં ખ્રીસ્તી મંદિરોનાબૂદ થઈ ગયાં તેથી આપણા ગ્રંથકર્તાના સમયમાં તે હતાંજ એમ કહી શકાતું નથી. ખ્રીસ્તી ધર્મના જેસ્ટ લોકોએ પૂર્વ ખંડમાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર કરવાના હેતુથી ચિન દેશમાં પ્રવેશ કરવાની પરવાનગી ચિનાઇ સરકાર પાસેથી

તથા મદિરો તે દેશની બાંધણીના છે અને તેમા અનેક મૂર્તિ ગોઠવેલી હોય છે મૂર્તિઓ કેટલીક લાકડાની, કેટલીક પાષાણની અને કેટલીક મા ટીની બનાવેલી હોય છે અને તેમના ઉપર રગ ચઢાવેલા હોયછે તે ઘણી કારીગરીથી કોતરેલી હોય છે કેટલીક મૂર્તિઓ તો ઘણાજ મોટા કદની અને કેટલીક નહાની[1] પણ હોયછે મોટા કદની મૂર્તિઓ આડી સૂતારેલી હોય તેમ મૂકી હોય છે અને તે બરાબર આપણે દશ ડગલા ભરીએ એ ટલી લાબી હોય છે નહાની મૂર્તિઓ મોટી મૂર્તિઓની પાછળ ઉભી રાખી જાણે શિષ્ય મડળી સ્તુતિ કરતી હોય તેમ ગોઠવેલી[2] હોય છે બને મૂ ર્તિઓને લોકો ભાવથી પૂજે છે મૂર્તિપૂજકો, જે વિરક્ત થઈ સાધુ થયા હોય છે તે પોતાની જીદગી તેમના નીતિશાસ્ત્ર પ્રમાણે ઘણી પવિત્રતામા

---

છેક સોળમા સૈકામા મેળવી હતી આટલા અરસામા ચિનમા રાજ્યકીય મોટા ફેરફારો થઈ ગયા હતા ચુએન એટલે મોગલ તાર્તરી વશ, જે સર્વ ધર્મોને નિરૂપદ્રવ ચાલવા દેતો હતો, તેનો ક્ષય થઇ ચિનનો વતની મીંગવશ રાજ્ય કરવા લાગ્યો આ વશના રાજાઓએ લાયા અને ખ્રીસ્તી ધર્મના લોકોને ગયદા બહારના ગણવાનો એટલે તેમને કોઇ મારી નાખે તો તે અપરાધ નથી એવો હુકમ કહાડયો હતો આજ સમયે મુસલમાનોની સખ્યા પણ કાશગર અને રણની સરહદ ઉપર આવેલા કેટલાક શહેરોમા વધી પડવાથી તેમણે પોતાના હરીફ ખ્રીસ્તી લોકોને નિર્મૂળ કરવાના ઉપાય કર્યા હતા ગોએઝ જ્યારે હિંદુસ્તાનથી લાહોર અને કાબુલને માર્ગે ચિ નમા ગયો તે વખતનુ વર્ણન આપતા આ ધર્માંધ લોકોનુ વર્ણન આપે છે

૧ જ્યાજ્યા બુદ્ધધર્મ ચાલે છે ત્યાત્યા મોટામોટા કદની મૂર્તિઓ બેસાડવા નો બહુ પ્રચાર છે આ રિવાજ જાપાન, સીયામ, આવા, તાતાર અને ચિન દેશમા સર્વત્ર ચાલે છે બુદ્ધને હિંદુલોકો શાક્યમુનિ કહે છે જર્બી લીઅન જ્યારે ચિનના શહેનશાહ સાથે તાતારમા ગયો હતો ત્યારે તેણે આ મૂર્તિઓનું માપ લીધુ હતુ તેમા એક બગમર મત્તાવન ચિનાઈ ફીટ જેટલી લાબી જણાઈ હતી

૨ બુદ્ધની મૂર્તિઓ જેમ પલાંઠી મારી ધ્યાનમા બેઠા હોય તેવી ઘણે ખરે ભાગે જોવામા આવેછે, પરતુ ઘણે ઠેકાણે આડી પાડેલી પણ જોવામા આવે છે શાહદરખના ઓનચીઓએ તથા 'મીંગતનું વર્ણન' એ નામના ગ્રથમા કોર્નિર ઉપર પ્રમાણેજ હકીકત આપી છે તેથી આપણા પ્રવાસીને પુષ્ટિ મળે છે

માગે છે અને સ્ત્રીસમાગમ તથા બીજા વિષય ભોગનો [1]ત્યાગ કરે છે ગેરકાયદે સ્ત્રી પુરૂષનો સમાગમ આ લોકોમા કંઈ મોટો અપરાધ ગણાતો નથી તેમનો નિયમ એ છે કે જો સ્ત્રી તરફથીજ તેની ઈચ્છાની માગણી કરવામા આવી હોય તો કંઈ અપરાધ નથી, પરન્તુ જો પુરૂષે તેમ કર્યું હોય તો તે અપરાધ ગણાય છે

આના લોકો આપણી પેઠે પચાગનો ઉપયોગ કરે છે અને તે નિયમ પ્રમાણે માસના અમુક પાચ, ચાર કે ત્રણ દિવસોમા તે પ્રાણી હિંસા કરતા નથી તથા માંસાહાર કરતા નથી ખ્રીસ્તી[2] લોકો પણ શુક્ર, રવિ અને એવા બીજા તહેવારના દિવસે વર્તે છે

અહીંના સભાવિત વર્ગના લોકો ત્રીસ ત્રીસ સુધી સ્ત્રીઓ પરણે છે. જેવુ ગુજરાન કરવાની શક્તિ તે પ્રમાણે લોકો ઓછી વધતી સ્ત્રીઓ પરણે છે, કારણ કે તેમને સ્ત્રીઓની સાથે તેમના માબાપ તરફથી કંઈ અવેજ મળતો નથી, પરતુ પુરૂષે તે સ્ત્રીને માટે પશુ, ગુલામો અને કંઈ દ્રવ્ય આપવાનુ સાટું[3] કરવુ પડેછે જે સ્ત્રીનુ લગ્ન પ્રથમ થયુ હોયછે તે કુટુબમા સર્વ ઉપર અધિકાર ભોગવે છે, પરતુ જો ધણીને એમ માલૂમ પડે કે તે બીજી સ્ત્રીઓ સાથે સારી રીતે વર્તતી નથી અગર બીજી કોઈ રીતે તે ધણીને અનુકૂળ પડતી નથી તો તેને કહાડી મૂકેછે તે લોકો નજીકના સગામા પણ લગ્ન કરેછે, તે એટલે સુધી કે એક પુરૂષ પોતાની સાસુ સાથે

---

૧ તીબેટના ધર્મપથો વિષે કહેતાં ટર્નર કહેછે કે તેમનુ બધુ કામકાજ ધર્મ ક્રિયાઓ કરવાનુજ છે, તે લોકો નિર્વ્યસની અને મિતાહારી રહેછે ચિનાઈ શબ્દોના કોષમા મોરીસન લખે છે કે તેમના ધર્મગુરૂઓને પાચ આજ્ઞાઓ પાળવી પડે છે (૧) કોઈ પ્રાણીની હિંસા કરવી નહીં, (૨) સ્તેય કર્મ એટલે ચોરી કરવી નહીં, (૩) સ્ત્રી સમાગમ કરવો નહિ, (૪) અસત્ય ભાષણ કરવુ નહીં, અને (૫) મદિરા પાન કરવુ નહિ

૨ આ પચાગને અનુસરી આ લોકો પોતાના સર્વ કામકાજો કરે છે પચાગ ઉપરથી જન્મોતરીઓ તથા વાર્ષિકફળો પણ બનાવે છે

૩ લગ્ન સબધી સભ્યતાઇના આ લોકો ઘણા બેદરકાર છે, તે એટલે સુધી કે ઘણા ગ્રથકારો જેવા કે બોગલ, ટર્નર અને પાલાસ લખી ગયા છે કે એક કુટુબના ઘણા પુરૂષો વચ્ચે એક સ્ત્રી પરણવાનો પણ આ લોકોમા રિવાજ છે એક સ્ત્રી પાચ અને તેથી વધારે ધણી પરણી શકે છે.

પણ લગ્ન કરી શકે છે કેટલાક બીજા માનસિક અપરાધો તેઓ લક્ષમા લેતા નથી અને તેઓ આ લગ્નવ્યવહારમા કેવળ પશુ જેવા વર્તેછે આ શહેરમા માર્કોપોલો પોતાના બાપ તથા કાકા સાથે તેમના કામને માટે જરૂર પડવાથી એક વર્ષ સુધી રહ્યા હતો



## પ્રકરણ—૪૨ મું.

### એઝીના સહેર—અહીના પશુ તથા પક્ષી—ઉત્તર તરફ જતાં ચાળીસ મજલ પ્રવાસ કરતા લાગે તેવા રણ વિષે.

કામ્પ્યન શહેર છોડી ઉત્તર દિશામા બાર દિવસ પ્રવાસ કરી તમે એઝીના[2] શહેરમા આવી પહોચોછો આ શહેર રેતીના રણમા પ્રવેશ કરતાજ આવે છે અને તે તાનગટ પ્રાતમા આવેલુ છે અહીના લોકો મૂર્તિપૂજક છે ઉટ અને બીજા અનેક તરેહના પશુ તે લોકો પાસે હોયછે જમીનમાથી પેદા થતી ચીજો એટલે અનાજ અને ફળ તથા માસ તે લોકોનો મુખ્ય આહાર છે તે લોકો વ્યાપાર ધધો કરતા નથી

---

૧ આ પ્રમાણે ખ્રીસ્તી ધર્મના પાદરી ગોએઝને પણ સોચ્યુ એક વ ષ સુધી રોકાવુ પડયુ હતુ આ વખતે તે આર્મીનીઅન વ્યાપારીના વેશમા ફરતો હતો તથાપિ ચિનાઈ સરકારના કાયદા પ્રમાણે તે રાજ્યમા પ્રવેશ કરતા પહેલા ચિનાઈ સરકારનો પરવાનો મેળવવો જોઇએ તેથી અહીં ગોએઝ અને માર્કોપોલોને રોકાવુ પડયુ હતુ ચિનાઈ સરકારનો આ કાયદો હજુ પણ તેવોજ છે

૨ અહીથી આપણા પ્રવાસીએ જે રસ્તો લીધો છે તેની આસપાસની જગાઓનુ પણ વર્ણન તે આપે છે એના વર્ણન પ્રમાણે હાલ તે ઉત્તર દિશા તરફ જાય છે એઝીના શહેર કાનચ્યુ સહેર આગળ જે નદી વહી રહ્યુ તરફ જાય છે તે નાની નદી ઉપર આવેલુ છે જગીઝખાનની ચઢાઈઓના સમયમા એ શહેર જાણીતુ થયુ હતુ તાનગટ ઉપર ચ ઢાઈ કરી તે વખતે જગીઝખાને આ શહેર કબજે કરી લઇ પોતાનું મુખ્ય મથક સ્થાપ્યુ હતુ આ ચઢાઈ ચ ગીઝખાને ક્રોમ્સના કહેવા પ્રમાણે ઇ સ ૧૦૨૪ અને ડી ગાઈનીઝના કહેવા પ્રમાણે ઇ સ ૧૨૨૬મા કરી હતી

આ શહેરમાં થઇને પસાર થતા પ્રવાસી લોકો અહીં ચાળીસ દિવસનો ખોરાક વિગેરે સામાનનો સંગ્રહ કરે છે, કારણ કે તેમને પૂરા ચાળીસ દિવસસુધી આ જગાએથી મહારણમાં ચાલવું પડે છે, જેમાં વસ્તી બીલકુલ આવતી નથી. ફક્ત ઉનાળામાં અને તે પણ કોઈ ડુંગરોની ખોના પ્રદેશમાં સહેજ માણસો જોવામાં આવે છે.

પ્રવાસીઓને આવી આછી વસ્તી વાળી જગાએ પણ માત્ર પાણી તથા બળતણ મળી શકે છે. આવી જગાઓમાં જંગલી ગધેડા[1] અને તેવાંજ ઘણા જંગલી પ્રાણીઓ પેદા થાય છે અને ઉપદ્રવ કરે છે. આ રણ પસાર કર્યા પછી તેની ઉત્તર દિશામાં આવેલા કારાકોરન શહેરમાં આવી પહોચાય છે આગળ વર્ણવી ગયેલાછીએ, તે તમામ પરગણાં અને શહેરો, એટલે કે સાચન, કામલ, ચિંચિતલાસ, સકુઈર, કામાયન અને એઝીના એ સર્વે તાનગટ પ્રાંતમાં આવેલાં છે

---

## પ્રકરણ—૪૩ મું.

### કારાકોરમ શહેર જ્યાં તાર્તર લોકો પ્રથમ આવી વસ્યા હતા તે શહેર વિષે.

'કારાકોરમ[2] શહેર આશરે ત્રણ માઇલ ઘેરાવામા છે તાર્તર લોકો પુરાતન સમયમા પ્રથમ ત્યાં આવી વસ્યા હતા. તેની આસપાસ એક મા-

---

૧ જંગલી ગધેડાની જાતિ અહીં બતાવી છે તે ઘણુ કરી આ તરફના ખ્રીસ્તી પાદરીઓએ જેને જંગલી ખચ્ચર કહ્યુ છે તે હશે એમ લાગે છે

૨ આ શહેરનુ બરોબર રીતે "કારાકોરમ" નામ છે પરંતુ ઘણી વખત "કારાકુમ" પણ લખાએલુ છે જેનો અર્થ કાળી રેતી થાય છે ચિના લોકો તેને "હોલીન" કહેછે જે તાર્તરી ઉચ્ચાર "કોરીન" ને મળતો આવેછે તેની "જગિઝખાનની ગાદીએ આવનારતેના પુત્ર "ઓકતાઇ"ખાને આશરે ૧૨૩૫ની સાલમા પુનરરચના કરી હતી આ શહેરને તેના ભત્રિજા "મગુખાને" પોતાની મુખ્ય રાજધાની બનાવ્યુ હતુ. કેટલાક સૈકાથી તેની હયાતીના ચિન્હ રહ્યા નથી પણ "ઉલુગબેગ" ના પત્રકોમા અને વળી "જેસ્યુઇટસ" અને "ડાન્વીલના" નકશાઓમા તેનુ સ્થાન નિર્દિષ્ટ થયેલુ છે ૧૨૫૪ની સાલમા એક સાધુ "વીલીઅમ-દ-રબ્રુકી" ત્યા આવ્યો

ટીનો કોટ છે. કારણ કે તે ભાગમાં પથરાની એટલી બધી છત નથી. કોટની બહારની બાજુએ પરંતુ નજીકમાં એક મોટો કિલ્લો છે. તેની અંદર એક સુંદર મહેલ છે જેમાં તે દેશનો હાકેમ રહે છે.

## પ્રકરણ—૪૪ મું.

### તાર્તર લોકોના રાજ્યની ઉત્પત્તિ-પ્રથમ તેઓ કયા ભાગમાંથી આવ્યા તે વિષે—અને ઉત્તર તરફના રાજા ઉનંખાન જેને પ્રેસ્ટર જૉન પણ કહેતા તેને તાબે થયા તે વિષે.

તાર્તરી લોકોએ જે બનાવોના અરસામાં રાજ્ય ચલાવવું પહેલું વહેલું શરૂ કર્યું તે વિષે હવે વર્ણન કરવામાં આવશે. તેઓ ઉત્તર તરફના 'જોર્ઝા' અને 'બાર્ગુ'[1] દેશમાં પૃથક પૃથક વસતા હતા પરંતુ શહેર અથવા કિલ્લાબંધી જગાઓ બાંધી સ્થિર રહેતા નહોતા, એ દેશમાં વિશાળ મેદાનો, સારા

હતો. તેને બીજા કેટલાક ધર્મોપદેશકો સાથે તાર્તરના રાજાને સંદેશો કહેવાને "ફ્રાન્સના" "લુઈ" ૯મા" તરફથી મોકલવામાં આવ્યો હતો. જે વર્ણન તે આપે છે તે ઉપરથી તે શહેરની અગત્યનો તેમજ દરબારનું જે વર્ણન તે આપે છે તે ઉપરથી એ શહેરની જીત મેળવનારાઓની કેળવણીની હાલત વિષે કંઈ ઉચ્ચ વિચાર આવતો નથી. પરંતુ તેનું બધું વર્ણન ક્ષુલ્લક અંતઃકરણના કૃપણ અભાવથી અપાયું હોય એમ ઉઘાડું જણાઈ આવે છે.

૧ જેમને ઇરાની લોકો "મોગલ" કહે છે અને ઉત્તર 'એશીયા' ના લોકો "મુંગલ" કહે છે તેમનું મૂળ વતન "કાલસુક" અથવા "ઇસ્થુટસ "બુરાત" અને "કુલક" ન હોય પરંતુ પૂર્વમાં 'આમુર' નદીના મૂળતરફના ઝરાઓ અને "યેનીસી" તથા "ઇરટીશ" નદીના ઝરાઓની વચ્ચે આવેલો પ્રદેશ તથા પશ્ચિમમાં "અલતાઈ" પર્વતની હારો હોય એમ લાગે છે. તે પ્રદેશની ઉત્તરે "બૈકલ" સરોવર અને દક્ષિણમાં મોટું રણ જે તેને 'તાનગટ' અને 'ચિનના રાજ્યથી જૂદુ પાડે છે તે છે. આ બતાવેલી સરહદમાં "સલીંગા" નદી પણ લીધેલી છે. તેની નજદીકમાં ગયા સૈકાની શરૂઆતમાં "તુશેટુખાન" અથવા હાલના "મુંગલ" રાજાઓની છાવણી (છાવણી) હતી. "જીઓર્ઝા," 'જોર્ઝા, અથવા "જોર્ઝા" અને 'બાર્ગુ' નાં સ્થાન ખરોખર નિર્દિષ્ટ થઈ શકતાં નથી. "સ્ટ્રેહલેનબર્ગના" નકશામાં 'બૈકલના'

ચગ, મોગી નદીઓ અને પુષ્કળ પાણી હતુ તેઓ ઉપર પોતાનો રાજા નહોતો અને તેઓ એક સત્તાવાળા રાજાને ખડણી ભરતા આ રાજાનુ નામ મને ખબર મળ્યા પ્રમાણે તેમની ભાષામા 'ઉનખાન'[1] હતુ જેનો અર્થ આ-

---

દક્ષિણ કિનારાને લગોલગ એક પ્રગણુ છે જેને "કેમ્પસ બાર્ગુ" (બાર્ગુ છાવણી) કહે છે પરતુ આમપાસની હકીકતો ઉપરથી આ જગાઓને વિષે આપણને એવુ અનુમાન થાય છે કે આ જગાઓ હજુપણ વધારે ઉત્તરમા હશે "દાન્વીલના" નકશામા "બાર્ગુ' નામ સરોવરની ઇશાન કોણમા જણાય છે "ફલેપ્રોથ" એવુ કહે છે કે જે નામે ગચુ લોકો (જેમને તે તગુમી લોકોની જાતનાજ ગણે છે) જાળીના છે તે નામ "ચરચર" અથવા "જરજર" છે અને "અબુનગાઝી" એ તેને વાસ્તે જરજીત લખ્યુ છે આપણો ગ્રથકર્તા આ જાતનેજ "જોર્જ" કહેતો હોય એમ જણાય છે "જોર્ઝા બેટ (જયાગુન્હેગારોને દેશનીમાલ કરવામા આવતા ) જેનુ વર્ણન ત્રીજા પુસ્તકના બીજા પ્રકરણમા આપ્યુ છે તથા જે ' સાગેલીઅન ઉના અથવા 'આમુર' નદીના મુખ આગળ છે તે કદાચ હોય

૧ આ પ્રખ્યાત રાજા જેને આપણો ગ્રથકર્તા "ઉમકાન" અથવા તેની ભાષાના અક્ષર વિન્યાસના આધારે સુધારી બોલીએ તો "ઉનખાન" અને જેને ઐતિહાસક "અબુલફરાઝ" "ઉગખાન" નામ આપે છે તે "કરાઇત" અથવા "કરૂરીત" જાતનો સરદાર હતો અને "કારાકોરમ" જેને ઑક્તાઇએ" પુનરૂદ્ધાર કરી તેણે તેમજ તેના પછીના રાજા "મન-ગુખાને પણ રાજ્યધાની ત્યા કરી હતી તેમા રાજ્ય કરતો હતો "તાર્તર-ના" તે ભાગના સરદારોમા તે ઘણી સત્તાવાળો જણાતો હતો, અને તે વખતના ઇતિહાસોમા પણ તેને "ઉગખાન" (મહારાજ) લખતા હતા એમ છતા પણ "પી ગોબીલ" અને જેઓ ચિનના ઇતિહાસ પ્રમાણે ને અનુસરે છે તેઓ તેને કીન વંશના "નીયુચે તાર્તાર શાહનશાહ "અલતુનખાન" જે પોતાના "લીઓટંગ' અને 'કોરીયા' ના રાજ્યો શિવાય 'ચિનના' ઉત્તર ભાગ અથવા 'કતાયા' ઉપર રાજા થનારનો હતો તેનો માડળિક ગણતા તેઓ એમ પણ નિશ્ચયથી કહે છે કે 'ઐાઆંગ હાન" સજ્ઞા તેઓ લખતા તે 'ચિન'ના ખેતાબ ઉઆગ અથવા વાગ જે તેને તેની પરાક્રમી નોકરીના બદલામા શાહ તરફથી આપવામા આવી હતી તથા તેના અસલ ખેતાબ ખાનની આગળ લગાડવામા આવી હતી તે શિવાય બીજુ કાંઈ હતુ નહિ તેનુ મૂળનામ 'તોગરલ હતુ 'ફીશર રૂત 'રોબીરીયા ના ઇતિહાસનુ પ્રમાણુ આપી 'જે આન્ન્ક્રોન્ટર લખે છે કે ડાલાસુ" (કારાગામી) નદી જે 'આબાકાન અને પછી જેનીમા નદીને મળે છે

પણી[1] ભાષામા 'પ્રેસ્ટરજૉન' નામને મળતો આવે છે એમ કેટલાકનુ ધારવુ છે આ રાજાને તાર્તરી લોકો દર વર્ષે પોતાના ઢોરમા વધારો થયો હોય તેનો ૧/૧૦ ભાગ આપતા જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ જાતની વસતી એટલી બધી વધી પડી કે 'ઉનખાન' એટલે કે પ્રેસ્ટરજૉ-ને તેઓના બળનો ભય ધારી તેમની જૂદી જૂદી ટુકડીઓ દેશના જૂદા જૂદા ભાગમા વસે એવી રીતે તેમને જૂદા પાડવાની યુક્તિ રચી વળી આ વિચારથી જ્યારે જ્યારે પ્રસગ આવતો જેમકે તેના તાબાના મુલકમા બ ળવો ઉઠયો હોય ત્યારે આ લોકોમાથી દર સેકડે ત્રણચાર માણસને તે શમાવી દેવા મોકલતો આથી ધીરે ધીરે તેઓની સત્તા ઓછી થતી ગઈ આવીજ રીતે તે તેમને બીજી સવારીઓમા પણ મોકલતો અને તેમની સાથે પોતાના મુખ્ય માણસોને પોતાના વિચારો અમલમા આવ્યા છે કે નહી તેની દેખરેખ રાખવાને મોકલતો આખરે તાર્તર લોકો ગુનામી કરાવી આપણી સત્તા તોડી પાડવા યત્ન કરવામા આવે છે એમ ચેતી જઈ તેઓએ પોતામા એક સપ કરવાનો વિચાર કર્યો અને તેમનો આખર વિનાશ થવાને તૈયારી ચાલી રહી છે તે જોઇને તેમણે જ્યા તેઓ તે વ-ખત રહેતા હતા ત્યાથી બીજી જગાએ જવા પગલુ ભર્યું, અને એક

---

તે નદીની નજદીકમા રહેનારા "કરાઇત" લોકો ઉપર તે રાજ્ય કરતો હ-તો. અને આ જગાએ આ સમયમા હજીપણ 'કીરગીસ' લોકો વસે છે તેમનામા કરાઇતનામની જાતના માણસો છે.

વાયેજીસ–પૃષ્ટ–૧૪૧

૧ એક "તાર્તર' રાજાને 'પ્રેસ્ટર' અથવા 'પ્રેસબીટર' જૉનની વિચિત્ર સત્તા લગાડવી એ ગમે તેવુ અનિશ્ચિત અથવા હાસ્યાસ્પદ લાગે છે તો પણ તેનો આપણા ગ્રથકર્ત્તા ઉપર દોષ મૂકવાનો નથી આપણો ગ્રથકર્ત્તા ખાસ સાવચેતી રાખી અને તે સમયમા 'ઈજીપ્ત" અને "સિરિયા ના" ખ્રીસ્તી લોકોમાં અને આખા 'યુરોપમા' માનવામાં આવતું હતુ તે કહી બતાવે છે આ ઠેકાણે સ્વાનુભવના નિશ્ચિત શબ્દોમા તે લખતો નથી આ ઠેકાણે લખેલા આ બનાવો આપણા ગ્રથકર્ત્તાના લખતા પહેલા આશરે સો વર્ષ ઉપર બનેલા હતા એમ તેના જાણવામા હતુ અને તે બનાવો વિષે કહેતા તેણે ઘણા સાવચેતી ભરેલા શબ્દો 'મને ખબર મળ્યા, પ્રમાણે, વાપરે છે 'પ્રેસ્ટર જૉન" વિષે સપૂર્ણ માહિતી "ડા'વિઝાકે' પ્રસિદ્ધ ક રેલા મોંગલ અને તાર્તરના સબધ' એ ગ્રથની પ્રસ્તાવનામાથી જડી આવશે.

વિશાળ રણુ ઓળંગી ઉત્તર દિશામાં તેઓ આગળ વધ્યા. જ્યારે તેમની ખાત્રી થઈ કે આટલા અંતરે સહી સલામત રહીશું ત્યારે તેઓએ હમેશના રિવાજ મુજબ ઉનખાનને હવે વધારે વખત ખંડણી[૪] આપવાને નાપાડી.

---

## પ્રકરણ ૪૫.

### તાર્તર લોકોનો પહેલો શાહ ચંગિઝખાન—ઉનખાન જેને તેણે ઉઠાડી મૂકયો હતો તથા તેનું રાજ્ય પોતાના કબજામાં લીધું હતું તેની સાથે થયેલો સંગ્રામ.

તાર્તર લોકોનું વિદેશગમન આ જગાએ થવા પછી કેટલેક વખતે એટલે ઇ. સ. ૧૧૬૨[૧] માં તેઓએ 'ચંગિઝખાન' જે પૂર્ણતાને પામેલો, ડહાપણવાળો તથા વક્તૃત્વ શક્તિવાળો અને બહાદુરીને માટે પ્રખ્યાત હતો તેને પોતાના રાજા તરીકે પસંદ કર્યો. તેણે પોતાનું રાજ્ય એવા ન્યાય અ-

---

૪ આ સ્વતંત્રતાનું સ્થાપન ઈરાની અને અરબી ઐતિહાસકોના લખવા પ્રમાણે 'તેમુજીન'જે પાછળથી 'જંગિઝખાન' કહેવાયો તેની સાહસિક બુદ્ધિ અને વીરતાથી થયું હતું. તે ૧૮ વર્ષ પર્યંત "ઉનખાનની" નોકરી બજાવી તેની ઈર્ષાનું કારણ થઈ પડયો અને તેને પોતાની જીંદગીના બચાવ અર્થે નાશી જવાની જરૂર પડી હતી. પ્રથમ નાની નાની ઝપાઝપીઓમાંથી વિજય મેળવવાથી તેને ઘણાં માણસો આવી મળ્યાં. પછી તે પોતાનું નાનું લશ્કર લઈ પોતાને વતન ' મુંગલ ' દેશ તરફ ગયો. અહીં તેનો સ્નેહથી આદર સત્કાર થયો અને દુશ્મનનું વેર લેવાની યોજનાઓ ઘડાઈ.

૧ આપણા ગ્રંથકારે ભૂલથી 'જંગિઝખાનના' જન્મનું વર્ષ (જોકે કેટલાક ૧૧૫૫ લખે છે) તે ગાદી ઉપર બેસવાનું વર્ષ જણાવ્યું છે. ૧૨૦૧ ની સાલ સુધી તેને મંગલ લોકોના લશ્કરના ઉપરી તરીકેની પદવી મળી હોય એમ જણાતું નથી તેમજ 'પેટીડીલાક્રોકસે' આપેલાં પ્રમાણો પ્રમાણે ૧૨૦૨ અને 'ડીગાઈનીઝ' પ્રમાણે ૧૨૦૬માં તે શાહનશાહ થયો. આજ સમયના અરસામાં તેણે પોતાનું અસલ નામ "તેમુજીન" બદલી પાછળથી જે નામે તે ઓળખાયો એટલે "ચંગિઝખાન" અથવા "જંગિઝખાન" નામ રાખ્યું હતું. લેટીન અને એવી બીજી પ્રતોમાં આ વર્ષ ઈ.સ. ૧૧૮૭ જણાવવામાં આવ્યું છે.

ને એવી સમાન દૃષ્ટિથી ચલાવ્યું કે લોકોને તે પ્રિય થઈ પડ્યો અને તેને રાજા તરીકે નહીં પણ દેવ તરીકે લોકો માનવા લાગ્યા. દુનિયાના તે ભાગમાં તેના ઉત્તમ અને ઉંચા ગુણોની કીર્તિ ફેલાવાથી સઘળા તાર્તરી લોકો ગમે તેવા વીખેરાઈ ગયા હતા તે પણ તેની સેનામાં આવી રહ્યા પોતાને આટલા બધા બહાદુર માણસોનો સરદાર જોઈ રણ અને જંગલોથી ઘેરાઈ ગયેલો હતો તેમાંથી રાજ્ય લોભને લીધે બહાર નીકળવા તેણે ઈચ્છા કરી; અને લશ્કરના માણસોને તીર, અને તેમની ગ્રામ્ય અને ભટકતી સ્થિતિમાં જે હથિયારો વાપરવાને ટેવાયલાં હોય તેવાં બીજાં હથિયારો લઈ તૈયાર થઈ રહેવા હુકમ કર્યો. તે શહેરો અને પ્રાંતોનો વિજય કરતો આગળ વધ્યો. તેના ન્યાય અને બીજા સદ્‌ગુણો ભરેલા વર્તનથી એવી અસર ઉત્પન્ન થઈ કે જ્યાં જ્યાં તે ગયો ત્યાં લોકો, તેને તાબે થતા તથા જ્યારે તેમને તેના રક્ષણ તથા મહેરબાની નીચે રાખવામાં આવતા ત્યારે તેઓ પોતાને સુખી માનતા માલમ પડતા. આ પ્રમાણે તેણે આશરે નવ પ્રાંતોનો કબજો લીધો. આ સમયે દરેક શહેર અને પરગણામાં લોકો પોતે જ અગર એક નાનો રાજા કે અમીર કાર્યભાર કરતો અને તેઓમાં સંપ બીલકુલ નહોતો તેથી તેઓ જૂદા જૂદા આવી પ્રબળ સત્તાની સામે થવાને અશક્ત હતા. આ વિચાર લક્ષમાં લઇએ છીએ ત્યારે તેની જીતો વિષે કંઈ આશ્ચર્ય ઉત્પન્ન થતું નથી. આ જગાઓ તાબે કરી લઈ તેઓ ઉપર હાકેમ નીમ્યા. જેઓ પોતાના વર્તમાનમાં એવા અનુકરણીય રહ્યા કે લોકોને જાને અગર તેમની માલમીલકતને કોઈ પણ તરેહની ઈજા થઈ નહીં. વળી ત્યાંના પ્રતિષ્ઠિત પુરૂષોને જાગીર[૨] અને બક્ષિસો આપી પોતાની સાથે બીજા દેશમાં લેવાની તેણે યુક્તિ કરી હતી. તેણે પોતાનાં સાહસ કામ સફળતાથી બર આવેલાં જોઈ આથી પણ મહદ્‌કાર્યના યત્ન કરવાનો નિશ્ચય કર્યો. આમ વિચારી તેણે 'પ્રેસ્ટરજૉન' પાસે ખાસ સંદેશો કહેવરાવી એલચીઓને મોકલ્યા અને 'પ્રેસ્ટરજૉનની

૨ આપણા ગ્રંથકર્તાને આ વિલક્ષણ પુરૂષના યુદ્ધ કૌશલ્ય કરતાં તેના સદ્‌ગુણો વિષે અત્યંત ઉચ્ચ વિચાર બંધાયો હતો તે પોતે 'ચંગિઝખાન'ના પૌત્રના દરબારમાં રહ્યો હતો. તેથીજ બંધાયો છે. નહીંતો તેને એક મરકી ચેપીરોગ કે દુકાળ જે એક જગાએથી બીજી જગાએ જઇ દુનિયાને વેરાન કરી મૂકે છે તેના જેવો મનુષ્યજાતિનો કાળ ગણવો જોઈએ છીએ.

દીકરીનું પોતાની સાથે લગ્ન કરવાનું માગુ કર્યું ૩ જો કે તે સારી રીતે જાણુતો હતો કે આ માગુ સ્વીકારવામાં આવશે નહી. રાજાએ આ સંદેશો સાભળી ક્રોધથી કહ્યુ કે 'ચંગિઝખાન' જે પોતાને મારો નોકર જાણવા છતાં મારા બાળકનો હાથ માગવાને હિમ્મત ધરે છે તેનામા આ ઉદ્ધતાઈ ક્યાથી આવી ? ચાલ્યા જાઓ, અને તેને મારા તરફથી ખબર આપજો કે જો આવી માગણી ફરીથી કરવામા આવશે તો તેને ધિક્કાર ભરેલી રીતે મારી નાખવામા આવશે' આ પ્રત્યુત્તરથી ગુસ્સે થઈ 'ચંગિઝખાને' મોટુ લશ્કર એકઠું કર્યું તેની સરદારી પોતે લઇ પ્રેસ્ટરજૉનના રાજ્યમા પેઠો અને 'તન્દુક'[૪] નામે મોટા મેદાનમા પડાવ નાખી તેને સગ્રામ કરવાને સંદેશો મોકલ્યો 'પ્રેસ્ટર જૉન' પણ તે મેદાન ઉપર મોટુ લશ્કર લઈ આવ્યો અને 'ચંગિઝખાન'થી આશરે દશ માઈલને અંતરે મુકામ નાખ્યો. આ સજોગમા 'ચંગિઝખાને' પોતાના જ્યોતિષીઓ અને ઐન્દ્રજાલિકોને આ થનારી લડાઈમા બે લશ્કરમાથી કયુ જીત પામશે તે જાહેર કરવાને હુકમ કર્યો આ ઉપરથી તેઓએ એક લીલુ બરૂ લઈ તેને ઉભુ ચીરી બે ભાગ કર્યા અને એકના ઉપર પોતાના રાજાનુ તથા બીજા ઉપર 'ઉનખાન' (પ્રેસ્ટર

૩ 'પેટી ડી લા ક્રોઈક્સ' જે ગ્રંથકારોને અનુસરી લખ્યુ છે તે પ્રમાણે તે "મુજીને" 'ઉનખાનની' પુત્રી સાથે લગ્ન કરેલુજ હતુ અને ત્યાર પછીથી તેના હરિફોએ કાવતરા કરી તેને તેના સમ્રાના દરબારમાથી કહાડી મૂકાવ્યો હતો. તેણે પોતાના સમ્રાની ઘણી ઉપયોગી નોકરી બજાવી હતી.

૪ આ મેદાનનુ નામ પુરાતની લેટીન ભાષામા તેમજ ગમ્યુસી પ્રતમા "તેનદૂક" છે અને 'બેર'ની પ્રતમા "તાનદુક" લખ્યુ છે તેને ઇટેલીયન પ્રતમા "તાનગટ" લખ્યુ છે છેલ્લા નામમા ભૂલ જણાય છે અને તે નામમા 'તાનગટ,' જેને વિષે આપણે 'તિબેટ' જોડે જોડાયલું છે એમ કહી ગયા છીએ તેમા ભૂલાવો ખાવો ન જોઇએ પરતુ આપણો ગ્રંથકર્તા "તગુસી" (જે નામ 'તાનગટ'ને ઘણી રીતે મળતુ આવે એવુ છે) જે 'ગામુર' નદીના મૂળ આગળ તથા "બૈકલ" સરોવરની નજદીકમા આવેલો છે તે વિષે કહેતો હોય એમ માનવાને સબળ કારણ છે "ડીગાઇનીઝ" અને "પીગૌબીન"ના કહેવા પ્રમાણે આ લડાઈ "તુલા" અને "કુરલોન" નદીઓની વચ્ચે થઈ હતી આજ જગોએ સ્થાનિક ઘોડેસ્વારના મોટા લશ્કરને સગ્રામમા મળતી અનુકુળતાને લીધે ઘણી તાતંર લડાઇઓ થઈ હતી

જોન)નું નામ લખ્યું. પછી તેઓએ તેમને એક બીજાથી થોડે અંતરે જમીન ઉપર મૂક્યાં અને રાજાને ખબર આપી કે મંત્ર પ્રયોગ કરતી વખતે તે બરૂના બે કડકા તેઓના દૈવનાં બળવડે એક બીજા તરફ આવશે અને જેનો કડકો બીજા ઉપર પડશે તે રાજા જીત પામશે. આખું લશ્કર આ પ્રયોગ જોવાને એકઠું થયું, અને જ્યારે જ્યોતિષીઓ પોતાનું મંત્ર પુસ્તક વાંચતા હતા તે દરમ્યાન, જોનારાઓને બન્ને કડકા હાલતા અને એક બીજાની પાસે જતા માલમ પડ્યા. ત્યાર પછી થોડાક સમયમાં 'ચંગિઝખાન' નામવાળો કડકો તેના શત્રુના કડકા ઉપર પડતો સર્વે દીઠો.[૫] આ જોઈ રાજા અને તાર્તર લશ્કરે અતિ હર્ષથી 'ઉનખાનના' લશ્કર ઉપર હુમલો કરવા કૂચ કરી. તેમની હાર તોડીનાંખી અને તેમને નમાવ્યા 'ઉનખાન' માર્યો ગયો, તેનું રાજ્ય જીતનારના સ્વાધીનમાં ગયું અને 'ચંગિઝખાને' તેની પુત્રી સાથે લગ્ન કર્યાં. આ લડાઈ પછી છ વરસ સુધી બીજાં વધારે રાજ્યો અને શહેર તાબે કરી લેવા તેણે યત્ન જારી રાખ્યો. આખરે 'થાઈગિન[૬]' નામે કિલ્લાને ઘેરો ઘાલવામાં તેને ઢીચણમાં તીર વાગવાથી મરણ પામ્યો. તેને 'અલતાઈ' પર્વતમાં દાટવામાં આવ્યો હતો.

---

૫ ભવિષ્ય વર્તવાની રીત જેને ફ્રેંચમાં "બાગ્વેત" કહે છે તે પૂર્વ તરફમાં સાધારણ ગણાય છે. "પેટી ડીલાક્રોક્સ" બરૂના હાલવા ચાલવા વિષે લખતાં આપણા ગ્રંથકર્તાના પુસ્તકમાંથી તે વાતનો સાર લેઈ પોતાની પ્રતમાં દાખલ કરી તેની ફુટનોટમાં લખે છે કે બરૂના આવા પ્રયોગો "તાર્તર" માં થતા હતા તેમજ હજુ સુધી આફ્રિકાના લોકોમાં, તુર્કી લોકોમાં અને એવા બીજા મુસલમાની દેશોમાં પણ થાય છે (પૃષ્ઠ ૬૫).

૬ 'જંગિઝખાન'ના ઉપર જે અકસ્માત બન્યો હતો તે કોઈ પણ ઐતિહાસકે વર્ણવ્યો નથી. તેમજ "થાઇગિન" કઇ જગોએ આવેલું છે તે પણ જણાતું નથી. "લીઓપાનન" નામે પર્વતમાં જ્યાં તેના લશ્કરે પડાવ નાંખ્યો હતો ત્યાંની હવા બગડી જવાથી 'શાનશાઈ' પ્રાતમાં "લીનનાઓ" નામે શહેરની ખરાબી કરી પાછા ફર્યા પછી થોડી મુદતે (૧૨૨૬)માં તે મંદવાડથી મરણ પામ્યો હતો એમ કહેવાય છે. તો પણ આપણા ગ્રંથકારે ખોટું લખ્યું છે. અથવા તેને ઘા વાગ્યો નહોતો એમ ધારી શકાય નહિ કારણ કે તેજ ઘા વડે આવી ખરાબ હવાને લીધે તેનું મરણ વહેલું નીપજ્યું હોય.

## પ્રકરણ ૪૬.

### તાર્તરીના ત્યાર પછી થએલા ૬ શહનશાહ—તેઓને જે વખતે અલતાઈ પર્વતમાં ભૂમી સંસ્કાર કરવા લઈ જવામાં આવે છે તે વખતની થતી ક્રિયા.

'ચગિઝખાન' પછી 'ચિનખાન' ગાદી ઉપર આવ્યો, ત્રીજો 'બથીનખાન,' ચોથો 'એસુખાન,' પાચમો 'મગુખાન,' અને છઠ્ઠો 'કુબ્લાખાન' થયો 'કુબ્લાખાન'[1] બીજા બધા કરતા પ્રતાપી અને બળવાન થયો

[1]–'જગિઝખાન'ની પછી ગાદીએ આવનાર વિષે આપણો ગ્રંથકર્તા 'જગિઝખાન'નો વગ જતા દરબારમા રહ્યા છતા તેના વશજોનો હેવાન આવો અપૂર્ણ આપે છે એ ઉપરથી તેણે આ રાજાઓના કેટલાક જગવી નામો બાતન કર્યા હશે અને કેટલાક નામ પાછળના નકલ કરનારાઓથી અપભ્રષ્ટ થયા હશે એમ અનુમાન કરવુ ગેરવ્યાજબી નહીં ગણાય આપણને આ અનુમાનમા વધારે પુષ્ટિ મળે છે, કારણ કે જૂદી જૂદી પ્રતોમા તેઓના નામોમા ઘણો તફાવત માલમ પડે છે રામ્યુસીઓની પ્રતમા 'ચિન' 'બથીન' અને 'એસુ'ને બદલે એક બીજી પ્રતમા 'કુઈ,' 'બારચીમ' અને 'આનાઉ' છે અને વળી બીજામા 'કર્સ,' 'સઇમ' અને 'શેકોને' છે 'માગુ' અથવા 'મગુ' નામ વિષે ફક્ત સઘળા એક મત છે આવી કેટલીક બાબતોમા તેની સત્યતા ઉપર વિચાર કરવાને ઐતિહાસકોનાં પ્રમાણ આપી તેમના સમયનુ વર્ણન આપીશ, અને આપણા ગ્રંથકર્તાને મળેલી ગુચવાડા ભરેલી નોધ સાથે સરખાવીશ 'જગિઝખાન' ૧૨૨૬ની સાલના છેવટના ભાગમા મરણ પામ્યો તેને ચાર પુત્ર હતા તેમના નામ 'જુજી,' 'જગતાઇ,' 'ઓકતાઈ' અને 'તુની' હતા આમાનો મોટો 'જુજી,' જેનુ નામ બીજી ભાષાઓમા 'તુશો' અને 'દુશી' કહેવાતુ તે 'જગિઝખાન'ના જીવતા એક 'બાતુ' નામે પુત્ર, જેને મુસલમાન લેખકોએ 'સેઇનખાન' અથવા 'સગીનખાન' નામ આપ્યું છે, તેને મૂકી મરણ પામ્યો તે તે પુત્રને પિતાના હકથી 'કપચક' તથા 'વોલગા' અને 'ડોન' નજીકનો બીજો પ્રદેશ મળ્યો હતો, અને 'રશિયા,' 'પોલાંડ' અને 'હંગરી' ઉપર જીત મેળવી તેણે 'યુરોપ' પણ ધ્રુજાવી મૂક્યો હતો તે શહનશાહ થવા પામ્યો નહીં અને ૧૨૫૬મા મરણ પામ્યો આપણી પ્રતના તરજુમામા આપેલુ 'બથીન' નામ અને બીજામા 'સેઇમ' તે જ આ નામ છે પણ ત્રીજી પ્રતમા 'બારચિમ' છે તે તેના ભાઈ અને તેની પછી ગાદીએ આવનાર 'બારકાદ' ને માટે હોય

એમ લાગે છે. 'જગતાઈ' અથવા 'ઝગતાઈ' ને તેના ભાગમાં તેના પિતાના રાજ્યનો 'ઑક્સસ' ની બીજી બાજુનો, તથા 'તુર્કીસ્તાન' અથવા જે 'ઉઝબેકતાર્તર' લોકોનો દેશ કહેવાય છે તે મળ્યો. તે ૧૨૪૦ માં મરણ પામ્યો અને શહનશાહની પદવી તેને પણ મળી નહોતી. તેનું નામ આપણા ગ્રંથકર્ત્તાએ જો કે બીજી જગાએ આપેલું છે તો પણ આ જગાએ લખવું જોઈતું હતું જો તેણે 'બાતુ' નામ રાખ્યું ન હોત તો 'બાતુ'ની જગાએ 'જગતાઈ' ચાલત. ત્રીજો પુત્ર 'ઓકતાઈ' અથવા 'ઉગદાઈ' ને 'ચંગિઝખાને' શહનશાહ અથવા પોતાના વંશનો મુખ્ય પુરૂષ ઠરાવી ખાનનો ખેતાબ આપ્યો. તેના રાજ્યનો મુખ્ય ભાગ મોગલ અથવા મુંગલ લોકોનો પુરાતની દેશ તથા તેના તાબાના દેશો 'નીયુશેતાર્તર' અને ઉત્તર 'ચિન' જે તે વખતે જીતી લેવામાં આવ્યું હતું તે હતો. આ પ્રસિદ્ધ પુરૂષ જેણે એ કુટુંબના સર્વ કરતાં ઘણું પરાક્રમ બતાવ્યું હતું અને મુખ્યત્વે કરીને આપણા ગ્રથકર્ત્તાના આવતા પહેલાં પાંત્રીસ વર્ષ ઉપર ચાલેલાં યુદ્ધોમાં ઘણી વીરતા બતાવી હતી તેનું નામજ તેણે મૂકી દીધું છે તે તેની અણમાહિતી અથવા તેના વિસ્મરણને લીધે થયું છે એમ ન કહીએ તો મોટા આશ્ચર્ય જેવું ગણાય. ઓકતાઈ ૧૨૪૧માં મરણ પામ્યો અને તેના પછી રાજ્ય ગાદી ઉપર તેનો પુત્ર (પાંચ વરસ સ્ત્રીની હકૂમત પછી) 'કાઈયક' કે 'ગાઈયક' આવ્યો. તે એક વર્ષ રાજ્ય ભોગવી ૧૨૪૮ માં મરણ પામ્યો. એક 'પ્લેનો કારપીની' નામે સાધુ જેને 'પોપ ઇનોસન્ટ' ચોથાએ 'બાતુ'ના દરબારમાં મોકલ્યો હતો અને જે 'બાતુ'ને તે સાધુ 'ડયુક બાતું' અથવા 'બથી' એ નામ આપે છે અને જે એમ પણ જણાવે છે કે સદરહુ 'બાતુ'એ પોતાના તે વખતે ગાદી ઉપર આવેલા રાજા 'ગાઈયક તરફ મોકલ્યો હતો તે સાધુ આનું નામ 'કુઈન' લખેછે. ચિના લોકો 'કઈયુ' અને જૂદી જૂદી પ્રતો પ્રમાણે આપણો ગ્રંથકર્ત્તા 'ચિન' અથવા 'કુઈ' જણાવે છે. 'જગિઝખાન' નો ચોથો પુત્ર 'તુલી' અથવા 'તુલુઈ' તેના ભાઈ 'ઓકતાઈ' ના રાજ્ય સમયમાં 'મંગુ' 'કુબ્લાઈ' 'હુલાગુ' અને 'આરિગબુગા' એવા ચાર પુત્ર મૂકી ૧૨૩૨માં મરણ પામ્યો આ શિવાય તેને બીજા પુત્રો હતા પણ તેમણે કંઈ ઐતિહાસિક કીર્તિ મેળવી નથી. આમાંનો 'મંગુ' અથવા 'માંગુ' મુખ્યત્વે કરીને 'બાતુ' જેનો મોટા ભાઇના પુત્ર તરીકેનો ખરો હક હતો છતાં જેણે શહનશાહના પદને માટે રાગદ્વેષ મૂકી દીધો હતો, તેની સહાયથી ૧૨૫૧માં તેના ભત્રિજા પછી શહનશાહ થયો. 'મંગુ'ના કાર્યોમાંનું પહેલું એ હતું કે તેણે 'હુલાગુ'ને (રા-

સાઠ[2] વર્ષ રાજ્ય ભોગવી દુનીઆનો બાકીનો ભાગ સંપાદન કર્યો હતો એમ કહી શકાય. ખાન એ ખેતાબનો અર્થ આપણી ભાષામાં શહનશાહ અથવા રાજાધિરાજ છે. ત્યાં એક એવો રિવાજ પડી ગયો છે કે શહનશાહ અગર 'ચંગિઝખાન'ના વંશના સરદારોને ભૂમી સંસ્કાર કરવાને 'અલ્તાઈ' નામે

---

જ્યધાની કારાકોરમથી ) 'ખોરાસાન,' 'ઈરાન,' 'ખાલડીઆ' અને 'સિરિયા'-નો મોટો ભાગ તાબે કરવાને મોટું લશ્કર આપી મોકલ્યો. 'ઈરાન' ના મોગલ વંશની ઉત્પત્તિ આથી થઈ. આ વંશજોએ કેટલીક પેઢી પછી શહનશાહની તાબેદારી સ્વીકારી હતી. 'હુલાગુ'નું નામ કોમળ કરીને ગ્રંથના બીજા ભાગમાં 'અલાઉ' રાખ્યું છે અને તે 'એલુ' એ શબ્દના અક્ષરોમાં ભ્રમ થઈ 'એસુ' એમ અપભ્રષ્ટ થયું હશે. તેજ વાક્યના લેટીન ભાષાંતરમાં 'અલાઉ' છે. 'મંગુ' ૧૨૫૯ ( કે ૧૨૫૬ ) માં 'ચિન'ના 'સીચુએન' પરગણામાં તે દેશની લડાઈના મામલામાં મરણ પામ્યો હતો. તેના નામ વિષે કંઈ પણ સંદેહ નથી. 'કુબ્લાઇ' જે તે વખતે હાજર હતો તેણે, જોકે તેનો ભાઈ 'આતિગબુગા' પોતાના વિરુદ્ધ મતમાં હતો તથા તેને ઘણા માણસોએ મદદ કરી હતી તથાપિ શહનશાહનો ખેતાબ ધા ણ કરી લશ્કરનો સરદારી લીધી અને 'કારાકોરમ' આગળ બાદશાહી વાવટો ઉડાવવાને હિમ્મત ધરી. 'કુબ્લાઇએ' ૧૨૬૮માં 'માનજી' અથવા દક્ષિણ 'ચિન' જ્યાં તે સમયે 'સાંગ' વંશના રાજાઓ હકૂમત ચલાવતા હતા અને જેનું રાજ્યધાની શહેર 'હેંગચુ' હતું તે પ્રાંત જીતી લીધો. ત્યાર પછી તે આખો દેશ પોતાના રાજ્ય સાથે ૧૨૮૦માં જોડી દીધો. આ વર્ષથી તેનું રાજ્ય ચિનના ઇતિહાસોમાં 'ચિનના શહનશાહ તરીકે શરૂ થયેલું ગણાય છે. આ ઇતિહાસોમાં તેનું નામ 'યુએન ચીત્સુ' આપેલું છે. તેનું મરણ ૧૨૯૪ ની શરૂઆતમાં એંશી વર્ષની ઉમરે થયેલું ગણાય છે. આ વંશનો તે પાંચમો શહનશાહ હતો. અને તેના મરણ પછી તેના પિત્રાઇઓ જે પશ્ચિમ અને દક્ષિણના દેશો ઉપર રાજ્ય ચલાવતા હતા તેમણે શહનશાહનાં આ આધિપત્યનો અંગિકાર કર્યો નહોતો.

૨. 'કુબ્લાઈ' ૧૨૬૦મા શહનશાહ થયો અને ૧૨૯૪માં મરણ પામ્યો તેથી તેનું રાજ્ય પૂરા ચોત્રીસ વર્ષ પર્યંત ચાલ્યું પરંતુ તેને ૧૨૫૧ની સાલથી તેના ભાઈ 'મંગુ' ઉપર રાજ્યપ્રતિનિધિ નીમવામાં આવ્યો હતો, તેથી તેનું રાજ્ય ૪૩ વર્ષ ચાલ્યુ હોય એમ ગણાય; અને આથી પણ પહેલાં તે લશ્કરી ખાતામાં દાખલ થયો હતો એ નિઃસંશય છે. તોપણ તેણે સાઠ વર્ષ રાજ્ય કર્યું એ સાબીત થઈ શકતું નથી; પણ લખવાની આંકડાની આકૃતિઓમાં ભૂલ થયેલી હોવી જોઇએ. જે LX ને બદલે XL જોઇએ.

એક કિલ્લા, પર્વત ઉપર લઈ જવામાં આવે છે અને કોઇપણ જગોએ તેમનું મરણ નીપજે અને જો કે સો દિવસની મુસાફરીનું અંતર હોય તો પણ તેમને ત્યાં લઈ ગયા વગર ચાલેજ નહીં. વળી એવો પણ રિવાજ છે કે આ રાજાઓના શબને જે માણુસો લઈ જતા તેઓ રસ્તામાં જે માણુસ સામું મળે તેને મારી નાંખતા અને તે વખત કહેતા કે 'બીજી દુનિયામાંની અને તારા મૃત ધણીની સેવા કર' આમ કરવાથી જેમને મારી નાંખવામાં આવે છે તે બીજી દુનિયામાં તેના ખરેખર નોકરો થાય છેજ એમ તેઓ માનતા હતા. તેજ પ્રમાણે ઘોડા તેમને ઉપયોગી થઈ પડે માટે સારા સારા વછેરા પણ મારી નાંખતા. જ્યારે 'મંગુ'નું શબ આ પર્વતમાં લાવવામાં આવ્યું હતું ત્યારે તેના ઘોડાવાળા જે સાથે હતા તેમણે આ આંધળા અને ભયંકર રિવાજને લીધે વીસહજાર કરતાં પણ વધારે માણુસો રસ્તામાં[૩] મારી નાંખ્યાં હતાં.

---

૩. તાર્તરી મોગલોમાં આ ઘાતકી રિવાજની હયાતી વિષે ઘણાઓ શંકા ઉઠાવે છે. ઇતિહાસોમાં મરણક્રિયા વખતે આવાં બળીદાન અપાયલાના દાખલા કંઈ થોડા નથી. અને આપણને પણ માલમ પડે છે કે છેક ૧૬૬૧ની સાલમાં 'તાર્તર'ના શાહ 'શનચી' એ પોતાની માશુકના મરણ સમયે મનુષ્યવધ કરવાનો હુકમ કર્યો હતો. 'જેસ્યુઇટ માર્ટીનીઅસે' લખેલા 'માંચુ' તાર્તારે 'ચિન' ઉપર જીત મેળવેલી, તે સમયના વર્ણન ઉપરથી આપણને માલમ પડે છે કે 'તીએનમીંગ' નામના એક રાજાએ પોતાના પિતાના ખુનનું વેર લેવાને 'ચિન' ઉપર હુમલો કર્યો તે વખતે તાર્તર લોકના રિવાજને અનુસરી સોગંદ લીધા હતા કે હું તે ખુન થયેલા રાજાની મરણક્રિયા સમયે બે લાખ ચિનાને કતલ કરીશ. આ વાત માર્કોપોલોની વાતને સારી રીતે ટેકો આપે છે 'મંગુખાન'ના શબ સાથેના લોકોએ કતલ કરેલા માણુસોની સંખ્યામાં જુદા જુદા તરજુમામાં ઘણો તફાવત છે, અને મૂળ પ્રતોમાં ત્રણ લાખની સંખ્યા આપેલીછે. 'માર્સડન' ની પ્રતમાં દસ હજારની સંખ્યા બતાવેલી છે પરંતુ જુના હસ્ત લેખોના આધારે આપણી પ્રતમાં આપેલી સંખ્યા બરાબર છે એમ માલમ પડેછે.

## પ્રકરણ ૪૭.

### તાર્તાર લોકોની ભટકતાં ગુજરતી જીંદગી—ઘર આગળ તેમની રીતભાત, ખોરાક, તેમજ તેમની સ્ત્રીઓના સદ્‌ગુણ અને બીજા ઉપયોગી ગુણ.

હવે તાર્તાર લોકો સબંધી બોલવા માંડયું છે તો તેમના વિષે વધારે કહુંછું. તાર્તાર લોકો કાયમ મુકામે ન રહેતાં શિયાળો આવવા માંડેછે, એટલે પોતાનાં ઢોર માટે પૂરતા ઘાસ પાણી મળવા માટે વધારે ગરમ પ્રદેશનાં મેદાનો તરફ વળે છે, અને ઉનાળાની મોસમમાં પર્વતોમાંની થંડી જગાઓમાં જઈ પડે છે, ત્યાં તેમને ઘાસ પાણી મળેછે, તથા તેમના ઢોરને બગાઇઓ અને બીજા કરડતા જીવડા નડતા નથી. બે ત્રણ માસ સુધી તેઓ ધીમે ધીમે ઉચ્ચ પ્રદેશમાં વધ્યાજ જાયછે. અને તેમના ઢોર ઢાંકના ટોળે ટોળાં હોય છે તેને માટે કોઈ એક જગામાં પૂરૂં પડે તેટલું ઘાસ હોતું નથી, તેથી તાજું ઘાસ શોધતા રહેછે.[1] તેમનાં ઝુંપડા કે તંબુ કામ-ઠાથી ઢાંકેલા સળિયાનાં બનાવેલા હોય છે, અને તે બરોબર ગોળ હોવાથી અને સુંદર રીતે ગોઠવેલા હોવાથી, તેઓ તેને ભેગા કરી દઈ, ભારો કરી પોટકાની માફક કરી, ચાર પૈડાની ગાડી જેવું હોય છે તે ઉપર નાખી ઠામ ઠામ ભટકતા સાથે ફેરવે છે.[2] જ્યારે તેને પાછા ઉભા કરી દેવાનું આવે

---

૧ તાર્તાર લોકોના ટોળાંનુ આ પ્રમાણે રતુને અનુસરી ભટકવું એટલું પ્રસિદ્ધ છે કે આપણા ગ્રંથકારના આપેલા વર્ણનને બીજી કોઈ તરફથી પુરવાર કરવાની જરૂર નથી. એલ્ફિન્સ્ટન કહેછે કે, "ઉનાળાના રહેઠાણને તેઓ એઇલૌક કહે છે અને શિયાળાના મુકામને કિશલૌક કહેછે. આ બંને શબ્દો અફઘાન અને પારસી લોકોએ તાર્તાર લોકોની ભાષામાથી લીધા છે." જુઓ કાબુલનો ઇતિહાસ પૃ. ૩૮૦

૨ વાલ્ગા નદીની ધસે છાવણી કરી પડેલા કેલ્મુક લોકોને મી. બેલે જોએલા તે પરથી તેમના તંબુનું તે નીચે પ્રમાણે વર્ણન કરે છે 'તા

છે ત્યારે તેઓ હમેશ પ્રવેશદ્વાર દક્ષિણ દિશાની સામે રાખે છે.[3] આ સિ-
વાય તેઓ બે પૈડાં ઉપર ચાલતી વધારે સારી જાતની ગાડીઓ રાખે છે,
તેના ઉપર પણ કાળું શણ છાઈ દીધેલું હોય છે, અને તે એવા પક્કા બં-
દોબસ્તથી છાએલું હોય છે કે તેની અંદર હોય તો તેઓ આખા દિવસની
વર્ષાદની ઝડીથી પણ બચે છે. આ ગાડીઓને બળદ તથા ઊંટ ખેંચી લઈ
જાય છે. અને તેમનાં સ્ત્રી બાળકને, વાસણ કુસણને તેમજ તેમને ખોરાક
વિગેરે જે જોઇએ તેને લેઈ જવામાં કામ લાગેછે.[4] તેમના વેપાર રોજ-

---

તાર લોકોના તંબુ નદીની બાજુએ ઠોકેલા હતા. આ ડેરાંના આકારના
હોય છે. ઘણાક લાંબા વાંસ એક બીજાને એક છેડે અઢેલી વાંકા મૂકેલા
હોય છે. મથાળે ગાળા જેવું કંઈ હોય છે તેમાં તે સજ્જડ બેસાડેલા હોય
છે. તે ગાળો હવા આવવા કે ધુમાડો બહાર કાડવા માટેનું બાકું થઈ પડે
છે. આ ઉભા વાંસને ચાર કે છ ફુટ લાંબી નાની કેટલીક લાકડીઓ આ-
ડી બાંધીને ચામડાની સાટોથી મજબૂત બાંધી દીધી હોય છે. આ પ્રમાણે
થએલા ચોકઠા ઉપર જાડા ઉન અને વાળના બનાવેલા કામળાના કકડા
મઢી દીધેલા હોય છે. બીજા કોઈ કરતાં આ જાતના તંબુમાં વધારે સારૂં
રક્ષણ થાય છે, અને તેમાં એવી રચના હોય છે કે તેમને ઘણી સેહેલાઈ
અને ઝડપથી ઉભા કરી શકાય, કાઢી દેવાય, વાળી દેવાય અને બધ કરી
શકાય, તેમજ તે એટલા હલકા હોય છે કે એક ઊંટ ઉપર પાંચ છ
લઈ જવાય

૩ "જ્યારે તેઓ (ગાડીમાંથી) પોતાનાં ઘર નીચે ઉતારે છે ત્યારે
તેઓ બારણું હમેશ દક્ષિણ સામે રાખે છે" આ દ્વારનું દક્ષિણ તરફ ખુલતું
રાખવાનો રીવાજ તાર્તરીમાં સર્વત્ર માલૂમ પડે છે. અને તે સ્થાયી કે કામ
ચલાઉ, બંને જાતનાં ઘરોમાં હોય છે, એટલા માટે કે ઉત્તર તરફના પવ-
નના નાસકારક સપાટામાંથી બને તેટલો બચાવ થઈ શકે. આગળ માલૂ-
મ પડશે કે ચીનના ઉત્તર પ્રદેશોમાં પણ તેજ રિવાજ ચાલુ છે.

૪ તેઓ કોઈ ચોખુણી ટોપલીઓ, નાના પાતળા ઘાસની બનાવેછે,
તે મોટી પેટીઓ જેવડી બનાવે છે. અને તેવીજ ઘાસનું એક ઢાંકણું બના-
વે છે અને તેની આગલી બાજુએ એક બારણું રાખે છે. અને પછી તેઓ

ગારમાં ધ્યાન આપવુ, વેચવુ સાટવું, તેમજ મરદો તથા બાળકો માટે જરૂરીઆત દરેક વસ્તુ પૂરી પાડવી એ કામ તો ઓરતોનું છે,[૫] મરદોનો આખો વખત પશુ પક્ષિનો શિકાર કરવામાં તેમજ લશ્કરી જીંદગીને લગતી બાબનોમાં જાય છે. આખી પૃથ્વીપર તેમના જેવા શકરાબાજ કે કૂતરા કહીં નહિ હોય તેઓ માસાહાર અને દૂધ એટલા જ ઉપર આખો નિર્વાહ ચલાવે છે, તેથી પોતાના શિકારમાથી જે મળ્યુ હોય તે અને સસલાને મળતુ એક નાનુ જાનવર જેને આપણા દેશમા ફેરેઓના ઉંદર કહે છે અને જે ઉનાળાની મોસમમા મેદાનોમા અસખ્ય દેખાય છે, તે ખાય છે[૬] પણ વળી ઘોડા, ઊંટ, અને કુતરા પણ, જો પુષ્ટ હોય તો તેનુ, એમ

---

ઉપર કહેલી પેટી અગર નાના ઘરને કાળુ ઉન લપેટે છે, આ ઉન ઉપર ચરબી કે ઘેટાનું દૂધ ચોપડે છે કે વરસાદ અદર ટપકે નહિ, વળી તેને રંગીને અગર પીંછાથી શણગારે છે. આવી પેટીઓમા તેઓ પોતાના ઘરનો બધો સામાન સરંજામ અને પૈસો ટકો રાખે છે વળી આ પેટીઓને બીજી ગાડીઓ ઉપર મજબૂત બાધી લે છે, તેને ઉંટ ખેંચી જાય છે

૫ પુરૂષો વેપાર રોજગારની બાબતો સ્ત્રીઓને સોપી દે છે તે રીવાજને, પી ગર્બીલન શહેનશાહ કબ્લી સાથે ચઢાઇઓમા ગયો હતો, તે ખરો જણાવે છે અફઘાન લોકોના દેશની **હઝોરેહ** નામની એક જાત વિષે બોલતા **એલ્ફિન્સ્ટન** પણ લખે છે કે-'ગૃહવ્યવસ્થા કરનાર સ્ત્રી, માલમિલકતની સભાળ રાખે છે માન સત્કાર કરવામાં ભાગ લે છે, અને પોતાના પતિના બધા કાર્યમા તેની ઘણી સલાહ લેવામા આવે છે' આ પ્રજાને તે તાર્તાર લશ્કરનો અહિં રહી ગએલો એક ભાગ માને છે (કાબુલનો ઇતિહાસ પૃ ૪૮૭)

૬ "(સેલીંગા નદી પાસે) આ ડુંગરીઓ ઉપર માર્મોટ નામે ભુખરા રગનાં ચોપગા શાહુડી જેવડા અને જેવા પગવાળાં અસખ્ય પ્રાણી થાય છે ડુગરીઓના ઢોળાવ ઉપર તેઓ બખોલો કરી ઊંડા રહે છે, અને એમ કહે છે કે શિયાળામા કેટલાક દિવસો સુધી ખાધા પીધા વિના તેઓ તેમા ભરાઈ રહે છે પરતુ આ રતુમા તે તેઓ પોતાની બખોલો પાસે બેસી કે પડી રહે છે, અને બારીક તપાસ રાખ્યા કરેછે, તેથી ભય પાસે આવતાજ મોટી સીસોટી વગાડતા, પાછલે પગે ઉચા થાય છે અને એક પળમા બખોલોમા સરકી જાય છે" (જુઓ બેલની મુસાફરી પૃ ૩૧૧ પુ ૧)

દરેક જાતનું માંસ વાપરે છે. તેઓ ઘોડીઓનું દૂધ પીએ છે. તેને તેઓ એવી રીતે તૈયાર કરે છે કે તેનામાં સફેદ દારૂના જેવા ગુણ તથા ખુશબો આવે છે. તેઓ તેને પોતાની ભાષામાં કેમુર કહે છે.[૭] પતિવ્રત તથા શુદ્ધ વર્તનમાં તેમજ પતિ તરફ પ્રેમ અને ફરજના ભાનમાં તેમની સ્ત્રીઓ કરતાં દુનિયામાં કોઈ ચઢીયાતું નથી. શિથિલ વર્તણુક તેમને મન નીચ પાપ છે એટલું જ નહિ, પણ તેને અતિ અધમ પ્રકારનું પાપ ગણે છે.[૮] તેની સાથે મરદોની પોતાની સ્ત્રીઓ પ્રત્યેની એક શુદ્ધ મનની ભાવના પણ જોઇને આશ્ચર્ય લાગે તેમ છે. આ સ્ત્રીઓ કદાચ દસ વીસ હોય છે તોપણ તેઓમાં એવા પ્રકારની શાંતિ અને સંપ વસી રહે છે કે તે ઘણું સ્તુતિ પાત્ર લાગે. કોઈ પણ જાતનું દુષ્ટ ભાષણ કદી સાંભળવામાં આવતું નથી, કારણકે તેમનું ધ્યાન (ક્યારનુંય કહી ગયા તેમ) આખુંય પોતાના વેપારમાં, તેમજ કુટુંબને માટે જરૂરનો ખોરાક પૂરો પાડવો, નોકરોની વ્યવસ્થા રાખવી; બાળકોની સંભાળ લેવી, એ વિગેરે ઘર સંબંધી કામ જેનો ભાર

---

૭ અહિયાં ચેમુર કે કેમુર એમ લખાયલો શબ્દ અને લેટીન આવૃત્તિમાં ચુઇનીસ કે ચેમીયુસ લખાયલો શબ્દ તે અને બીજા મુસાફરો કિમ્મીઝ કે કિમ્મઝ કહે છે તે એકજ છે. સાધારણે તેને કોસ્મોસ કહે છે તે ઘોડીના દૂધને તાપ દઈ માદક કરેલી તથા (જાણે મલાઈ જુદી પાડવા માટે) મોટી ચામડાની કોથળીમાં ઘાલીને છલેલી તથા એમ કરીને કંઈક માદક બનાવેલી, એક બનાવટ છે. આ સ્થિતિમાં તે કેટલાક મહિના સુધી ટકી શકે છે અને તાર્તાર લોકોની બધી જાતોમાં આ એક પ્રીય પાન છે. એલ્ફિન્સ્ટન લખેછે કે ઉસ્બેક લોકોનું "પ્રજાકીય પાન કીમ્મીઝ છે, તે એક માદક દારૂ છે અને ઘોડીના દૂધમાંથી થતો સુપ્રસિદ્ધ છે. (પૃ. ૪૭૦)" આ ગાળેલો દારૂ જો કે તેજ વસ્તુમાંથી બને છે તોપણ કીમ્મઝનાથી તે જુદો છે, જો કે કેટલાક લેખકોએ તે બેને સેળભેળ કરી નાંખ્યા છે. રૂબ્રુકવીસે દૂધની આ બનાવટોનો વિગતવાર હેવાલ પૂરેપૂરો આપ્યો છે.

૮ બેલ કહેછે કે, "તેમની સ્ત્રીઓના માનની ખાતર કહેવું જ જોઇએ કે તેઓ ઘણી પ્રમાણિક અને ચોખ્ખા દીલની છે, અને ભાગ્યેજ કોઈ લપટ છે. લંપટપણાનો દુર્ગુણ ક્વચિતજ સાંભળવામાં આવે છે.

તેઓમાં સર્વને માથે સમાન છે, તેવાં અનેક કામોમાં, પૂર્ણ રીતે રોકાઈ ગએલું હોય છે. વળી પુરુષોને ગરજ પડે તેટલી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની છુટ છે, તેટલે અંશે સ્ત્રીઓની સભ્યતા અને પાતિવ્રત્યના ગુણ વધારે પ્રશંસનીય છે.[૯] તેઓ પોતાના પતિને બિલકુલ મોટા ખર્ચના બોજામાં આણતી નથી, પણ તેથી ઉલટું તેમના વેપારમાંથી તેમજ જે જે ધંધાઓમાં તેઓ નિરંતર રોકાયલાં રહે છે, તેમાંથી મરદને જે લાભો મળે છે તે ઘણા મોટા છે. આજ કારણથી જ્યારે કોઈ જુવાન સ્ત્રી સાથે તે લગ્ન કરેછે ત્યારે તે છોકરીનાં માબાપને તે પહેરામણી આપે છે.[૧૦] જે સ્ત્રી પ્રથમ લગ્નની હોય તેને વધારે માન માગવાનો હક હોય છે અને તે સ્ત્રી કાયદાથી સર્વથી ચઢતી પદ્દીની મનાય છે; આ પદ્દી તેનાં બાળકોને પણ ઉતરે છે. આમ અસંખ્ય સ્ત્રીઓ કરવાના રિવાજને લીધે બીજી કોઈ પણ પ્રજા કરતાં તેઓમાં સંતતીની વૃદ્ધિ વિશેષ છે. બાપના મૃત્યુ પછી, તેનો છોકરો પોતાની સગી મા સિવાયની બીજીઓ જે તેના બાપની પાછળ હયાત હોય તેમને પરણી શકે છે. બેહેનને તેઓ પરણી શકતા નથી. પણ ભાઈના ગુજરી જવા પછી ભોજાઈ[૧૧] સાથે તેઓ લગ્ન કરી શકે છે. દરેક લગ્ન ઘણા ઠાઠમાઠ સાથે કરવામાં આવેછે.

---

૯ કેટલાક લખનારાઓ આ રીવાજને સાધારણ રીતે સાર્વત્રિક માને છે, પણ એક કરતાં બીજીમાં કદાચ તેનો પ્રચાર વિશેષ હશે.

૧૦ લગ્ન સંબંધમાં તો માણસે સ્ત્રી ખરીદી ન હોય ત્યાં સુધી તે સ્ત્રી કરીજ ન શકે. (પરકાસ, પુ. ૩ પૃ. ૭)

૧૧ રૂબ્રુક્વીસ કહેછે કે "છોકરો કોઈ કોઈ વાર પોતાની મા સિવાયની બાકીની તેના બાપની સઘળી સ્ત્રીઓને પરણેછે.

## પ્રકરણ ૪૮.

### તાર્તાર લોકોના દેવલોક તથા ભૂલોકના દેવ-તેમની પૂજન વિધિઓ-તેમનાં પહેરવેશ, હથિયાર, રણક્ષેત્રમાં હિમ્મત, સંકટમાં ધૈર્ય, અને પોતાના નાયકને આધીનતા.

તાર્તાર લોકોનો પથ અને ધર્મ આ પ્રમાણે છે: તેઓના દેવની પ્રકૃતિ દિવ્ય અને ઉચ્ચ પ્રકારની હોય છે. ધૂપદાનમાં તેના આગળ તેઓ ગંધાદિક બાળે છે, અને માનસિક તથા શારીરિક તદુરસ્તીને માટે સ્તુતિ કરે છે.[૧] તેજ પ્રમાણે તેઓ નતીગે નામના બીજા દેવને પૂજે છે. એની

---

૧ બેલ કહેછે કે યુરેટી અને કેલમુકનો ધર્મ એકજ હોય એમ લાગે છે. તે અધમ જાતની મૂર્તિપૂજા છે અવમત તેઓ એવા એક દેવ વિષે પણ બોલે છે કે જેણે સર્વ વસ્તુને પેદા કીધી, જે સર્વ શક્તિમાન, દયાળુ છે અને જેનુ નામ બર્ચન છે. પરતુ તેની પ્રકૃતિ અને અવસ્થાના સબંધમાં ઘણા અસ્પષ્ટ અને તુરંગી વિચારોમાં ફમાયલા લાગે છે તેઓમાં બે મોટા ધર્મ ગુરૂઓ હોય છે, તેને તેઓ ઘણું માન આપે છે, એકનું નામ ડીલેલામા અને બીજો કુતુખ્તુ ( બેલની મુસાફરી પુ ૧. પૃ. ૧૪૮ ) મંગોલ લોકો સર્વ સૃષ્ટિના એક કર્તાને માને છે તથા પૂજે છે તેઓ કુતુખ્તુને આ પૃથ્વીપર ઇશ્વરનો પ્રતિનિધિ માને છે તથા ભવિષ્યમાં સારો બદલો કે શિક્ષા મળવાની સ્થિતિને પણ માને છે ( પૃ. ૨૮૧ ) ' અને ખબર મળવા પ્રમાણે મંગોલ લોકનો અને તોંગત લોકનો પંથ એક જ છે મંગોલ લોકોને કુતુખ્તુના પુનર્જન્મ માટે જેવા વિચાર છે તેવાજ વિચાર આ લોકોને ડીલેલામા વિષે છે, અને તેનું સ્થાપન પણ તેવીજ રીતે થાય છે ( પૃ ૨૮૩ ) ધર્મની આટલી સત્તા ગોબીલના કહેવા પ્રમાણે ઇ. સ. ૧૪૨૬ સુધી સ્થપાઈ નહતી. તે સત્તામાં ડલાઇ કે મહાન લામા સામાન્ય રીતે સર્વનો અધીપ મનાય છે, પરતુ લામાઓ ફક્ત શાક્યમુનિના પાદરીઓ જેવા ઘણા પ્રાચીન કાળથી હયાતી ભોગવતા માનવામાં આવેછે

પ્રતિમા શણુ કે બીજા કોઈ કપડાથી ઢાંકી દરેક જણુ પોતાના ઘરમાં રાખી મૂકે છે આ દેવની સાથે તેઓ દેવી તથા બાળકોની યોજના કરે છે. દેવીને ડાબી બાજુએ રાખે છે, અને બાળકોને તેના મ્હો આગળ માનપૂર્વક નમસ્કાર કરતા, મૂકે છે તેમની પરલોકની સ્થિતિની વ્યવસ્થા કરનાર, બાળકોનું સરક્ષણ કરનાર અને તેઓના ઢોર તથા અનાજને સાચવનાર, તરીકે તેઓ આ દેવને માને છે.[૨] તેને તેઓ ઘણુ માન આપે છે, ભોજન વખતે તે દેવના આગળ સારી પૂરેલી થાળ લઈ જઈ, દેવીના મુખે તેમજ તેનાં બાળકનાં મુખે તેમાંથી લેઈ ચોપડવાનું તેઓ કદી ચુકતા નથી તે પછી તેઓએ જે દારૂમા માંસાદિક રાખ્યું હોય તેમાથી થોડોક બીજા દેવોને બલિદાન તરીકે આપતા હોય તેમ ઘર બહાર નાખે છે[૩] આ થઈ રહ્યું એટલે તેઓ માને છે કે આપણા દેવ અને તેમના કુટુંબને ઘટિત વિભાગ આપ્યો છે, અને પછી તેઓ ખાવા પીવાનું શરૂ કરતા વિશેષ કંઈ વિધિ કરતા નથી તે લોકમા જેઓ શ્રીમત છે તેઓ રેશમ અને જરીનાં કપડાં પેહેરે છે, તેમજ કાળા, લીલાં અને એવાં બીજા પ્રાણીના ચામડાં ઓઢે છે તેમનો સઘળો યુદ્ધ સરજામ ઘણો કીમતી હોય છે તેમના હથિયારમાં તીર કામઠા, લોઢાની ગદાઓ, અને કેટલીક વખત ભાલા હોય છે પરતુ છેક બચપણથી રમત ગમતમાજ તીર કામઠા વાપરવાની ટેવ હોવાથી તેમા તેઓ ઘણા કુશળ હોય છે[૪] ભેંસો અને બીજા પ્રાણીના ચામડાને દેવ-

તેમજ તાર્તરીના ઉત્તર ભાગોમા **શમુન** તે જગલી પ્રજાઓના લામા માનવામા આવે છે જે સબધ પાદરી નાને પોપ સાથે છે તેજ સબધ **કુતુખ્તુ**ને મહાન લામા સાથે છે

૨ તાર્તાર લોકોનો આ દેવ, જેનું નામ લેટીન પ્રતમા **નાટાગાઈ** લખેલુ છે અને ઇટાલીની ટુકી પ્રતોમા **નાચીગાઈ** લખેલુ છે તે પ્લેનટી કારપીન વાળી આઈટોગાની મૂર્તિજ છે

૩ રૂબ્રુકવીસ લખે છે " પછી, એક નોકર હાથમા મદ્યથી ભરેલો પ્યાલો લઈને દક્ષિણ તરફ ત્રણવાર છાટતો, ઘરમાથી બહાર જાય છે,' વિગેરે જ્યારે ઘરધણી પોતે પીવા માટે પ્યાલો હાથમાં લે છે, ત્યારે તેમાથી ચાખતા પહેલાં તેમાથી કાંઈ ભાગ પૃથ્વી પર નાખે છે (પરકાસ પુ ૩. પૃ ૪)

૪ **બેલ** કહે છે, " તેઓના હથિયારોમા તીરકમઠા, છુરી, ભાલો એ હોય છે. આ નવાને નાનપણથી હમેશાની ટેવને લીધે આવેલી ચાલાકીથી તેઓ વાપરી જાણે છે (પુ ૧ પૃ ૩૦)

તાએ મૂકવીને એ પ્રમાણે ઘણુંજ સખત અને મજબૂત બનાવી તેવાં જાડાં ચામડાંનાં બનાવેલાં સંરક્ષક બખ્તર પહેરે છે. યુદ્ધમાં તેઓ બહાદુર છે, અને એટલા છાતીચલા છે કે પોતાના જીવને કંઈ ગણત્રીમાં ન ગણતાં ગમે તેવા જોખમમાં આવીને આગળ પડે છે. તેઓ પ્રકૃતિથી ખુની છે. ગમે તેવી જાતનું તંગીનું દુઃખ સહન કરવાની તેમનામાં શક્તિ છે, અને જ્યારે જરૂર પડે છે ત્યારે મહિના સુધી પોતાની ઘોડીઓના દૂધ ઉપર તેમજ જે જંગલી પ્રાણી હાથ લાગે તે ઉપર ટકી રહેછે. તેમના ઘોડાને ફક્ત ઘાસજ ખવરાવે છે, અને જવ કે બીજું અનાજ મૂકવાની જરૂર પડતી નથી. બે દિવસ ને બે રાત ઘોડા ઉપરથી ઉતર્યા સિવાય ઉપર ને ઉપરજ રહેવાની તે લોકોને ટેવ હોય છે; અને આ પ્રમાણેજ ઘોડા ચરે તે દરમ્યાન તેઓ ઉંઘી લેછે. આફત સામે હિંમતમાં કે ગમે તે જાતની તંગી સામે ધીરજમાં દુનિયાપર કોઈ પ્રજા આ લોકોથી ચઢે તેમ નથી. પોતાના સરદારને પૂર્ણ રીતે તેઓ આધીન રહે છે, અને થોડે ખરચે નિર્વાહ ચલાવે છે. દુનિયાના ઘણા ભાગને તેઓએ ખરેખર વશ કીધો છે, તેમ કરવા માટે તેઓ લાયક છે તે આજ, સિપાઈ માત્રને ખરા અગત્યના, તેમના ગુણોને લીધે છે.

---